# શ્રી દેવી મહાત્મ્ય

અથવા.

## ગરબા સંગ્રહ.

## પ્રથમ ભાગ.

જુદા જુદા કવિયોના રચેલ

તે

છપાવી પ્રસિદ્ધ કરનાર.

વિશ્વનાથ વિ૦ ગોવીંદજી,

રહેવાશી

જામનગર.

સંવત ૧૯૪૧ સન

મૂલ્ય ૧) રૂ૦

# શ્રી દેવી મહાત્મ્ય.

અથવા.

## ગરબા સંગ્રહ.

---

## પ્રથમ ભાગ.

જુદા જુદા કવિયોના રચેલા

તે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**વિશ્વનાથ વિ૦ ગોવીંદજી. દ્વિવેદી.**

રહેવાશી.

જામનગર.

---

સંવત ૧૯૪૧ સન ૧૮૮૫.

**મૂલ્ય ૧) રૂપિઓ.**

# ગ્રન્થાર્પણ.

સદા રાજમાન રાજેશ્રી રાજ વૈદ્ય કરૂણાશંકર (ઉર્ફે) ઝંડુ વિઠ્ઠલજી ભટ. સંસ્થાન શ્રી જામનગર અને બીજા રાજ્યોના વૈદ્યરાજ

સાહેબ:—

આપણી આર્ય ભૂમી તથા આર્ય સંસ્કૃત ભાષા અને આર્ય વૈદ્ય વિદ્યા વિગેરે વિદ્યા વધારી સુધારવા તથા ગરીબ દરદીઓને ઔષધ અને ખોરાકી આદિ અમુલ્ય આશ્રય આપી તેઓનાં દુઃખ નિવ્રત કરવા પરત્વે તન મન ધનથી કલ્યાણાર્થે આપની ઉત્કંઠા અને સ્વલ્પ કાળમાં મુજપરત્વે થયેલો આપનો મુરબી સરખો ભાવ જોઇ અને આપે પ્રસંગોપાત મારી ઉપર કરેલા અતિ ઉપકારને લીધે આ લઘુ પુસ્તક હું ઘણી નંમ્રતાને સાથ અર્પણ કરૂંછું.

આપનો આજ્ઞાકીત સેવક,

વિશ્વનાથ વી૦ ગોવીંદજી.

# પ્રસ્તાવના.



આપણા હીંદુઓમાં નવરાત્રીમાં દેવીની સ્તુતિ રૂપે જે જે છંદો ગાવામાં આવેછે, એવા એકથી અનેક છંદોના સગ્રહ રૂપે આજ સુધીમાં એક પણ પુસ્તક પ્રગટ થયું નથી, આ ખોટ પુરી પાડવાને, મારી ઇચ્છા લાંબી મુદતે પાર પડીછે. ગુજરાત, કચ્છ અને કાઠીયાવાડના જુદા જુદા ભાગોમાં ગવાતા છંદોનો સગ્રહ શિવાય, ચંડિપાઠ, શિવ વિવાહ, કૃષ્ણ સ્તુતિ અને બ્રહ્મજ્ઞાનના કેટલાક બોધકારક છંદોનો આ પુસ્તકમાં સમાવેશ કરેલો છે. એથી આ પુસ્તક વાંચનારા સાહેબોને હિત અને આનંદ આપી પ્રીય થશે.

આપણા લોકોમાં અનાદિ કાળથી તે આજ આધુનિક સમયમા પણ સુધારાવાળાઓ મારા સમજવા પ્રમાણે જેને શકિત રૂપે માનતા આવ્યાછે અને માનેછે, કેમકે જગદંબાએ પૂર્વે દેવતાઓનાં દુઃખ નિવૃત કરી શકાદીદેવાની સાથતા કરી છે. જેના અનેક દાખલા આપણા પ્રાચિન ગ્રંથો જેવા કે દેવીભાગવત, માર્કંડેપુરાણ, ચંડિપાઠ આદિ બીજા ઘણા પુસ્તકોમા જગદંબાનું યથાસ્થીત વરણન કરેલું છે. એટલું નહીં પણ જેની મેહેરબાનીની યાચના રૂષિ, મુની કરતા આવ્યા છે. જેની સહાયતાથી સમર્થ કાર્યો બન્યાં છે અને બનેછે. જેની બાધા આખડીથી સુપુત્રો પ્રગટ્યા છે. જેની કૃપાથી ભવનું વાડીઆ મેણું ટળ્યું છે. જેની શીતળ છાંયામાં આયુષ્ય આખી સ્વર્ગ રૂપે ગુજરી છે. અને આધુનિક કવિઓની મુખવાણી પણ એ મહામાતાની સ્તુતિમાંજ પ્રથમ નિકળેલી માલુંમ પડેછે. તો તેની આગળ આ મારો સંગ્રહ સમુદ્રના ટીપા સરખુ ગણી સુજ્ઞ વાંચનાર તથા ગાનાર સાહેબોએ ગ્રંથના દોષ તથા મારી ભુલ ચુક માફ કરી સુધારી વાંચશો એવી મારી પ્રાર્થના છે.

આ પુસ્તકના ગરબા જેને કાઠીયાવાડમાં છંદો કહેછે તે કેટલાક કવિયોના રચેલાનો મેં સંગ્રહ કીધોછે તેમાં વધું મેટર લેવાના હેતુથી દરેક છંદનાં બે ચરણ લેવાથી કેટલેક ઠેકાણે લોલ આદિ દોઢનો તથા શબ્દનો ફેરફાર કરેલો છે તે વાંચનાર સુધારી વાંચશે એવી મારી વિનંતિ છે.

આ પુસ્તક છપાવામાં પઇસા સંબંધી અમુલ્ય મદદ દયાળુ અને પરોપકારી શ્રીમંત શેઠ **ગોકળદાસ કોરજી** બનાતવાળાએ કરી છે એથી તેનો આ પ્રસંગે અતી ઉપકાર માનું છું.

# અનુંક્રમણિકા.

છંદો બહુચરાજીના.

## ચોસઠ જોગણીના



## છંદો ચંડિપાઠનાં કવચોના.

છંદો શિવજીના.



છંદો કૃષ્ણના.



છંદો બ્રહ્મગ્નાનના.

# શ્રી દેવી મહાત્મ્ય.

અથવા

## છંદ સંગ્રહ.

---

॥ શ્રીગણેશાયનમઃ ॥

દોહરો.

લંબોદર લાયક નમું, વિઘ્નહરણ વિઘ્નેશ;
વિદ્યાદાન ગજવદન, ગણેશ તું પરમેશ.
ગ્રંથારંભે ગુણ ગણું, વિદ્વજ્જનો વિશેષ;
સંકટ ટાળે સમરતાં, ગણેશ તું પરમેશ.

## गीतिः

हत्वा महिषं दुष्टं, नीत्वा यमसादनं च शुंभम्‌दोन.
भक्तः स्तुता सुभक्त्या, सुरसेव्या सर्वदा शिवं कुर्यात्.

---

### શિવશક્તિની આરતી (નંદા આનંદા) માતાની.

જે આદ્યાશકિત. મા જે આદ્યાશકિત, ટેક.
અખંડ બ્રહ્માંડ નીપાવ્યાં (૨) પડવે પંથક મા. જયો જયો. ૧
દ્વિતીયા બે સ્વરૂપ, શિવશકિત જાણું મા. શિવ.
બ્રહ્મા ગણપતિ ગાઉં (૨) હરિ ગાઉં હરિ મા. જયો જયો. ૨
તૃતિયા ત્રણ સ્વરૂપ, ત્રિભોવનમાં બેઠાં મા. ત્રિભો.

ચય સ્થકી તરવેણી, ( ૨ ) તું તરવેણી મા. જયો જયો ૩
ચતુરી મહાલક્ષ્મીજી, સચરાચર વ્યાપ્યાં; મા સ૦
ચાર ભુવન ચૌદશા, ( ૨ ) પ્રગટ્યાં દક્ષિણમાં. જયો જયો. ૪
પંચમી પંચ રૂષી, પંચમી ગુણ પદમા, મા પંચ૦
પંચ સહસ્ત્ર ત્યાં સોહિયે, ( ૨ ) પંચે તત્વે મા. જયો જયો. ૫
ષષ્ટિ તું નારાયણી, મહિષાસુર માર્યો, મા મહિ૦
નર નારીને રૂપે, ( ૨ ) વ્યાપ્યાં સઘળે મા. જયો જયો. ૬
સપ્તમી સપ્ત પાતાળ, સાવીત્રી સંધ્યા, મા સા૦
ગૌ ગંગા ગાયત્રી, ( ૨ ) ગૌરી ગીતા મા. જયો જયો. ૭
અષ્ટમી અષ્ટ ભુજા, નંદા આનંદા, મા નંદા૦
સુરિનર મુનિવર જન્મ્યા, ( ૨ ) દેવ દૈતે મા. જયો જયો. ૮
નવમી નવકુળ નાગ, સેવે નવદુરગા, મા સેવે૦
નવરાત્રીના પૂજન, ( ૨ ) કીધા છે બ્રહ્મા. જયો જયો. ૯
દશમી દશ અવતાર, જય વિજીયા દશમી, મા જય૦
રામા રામ રમાડ્યા, ( ૨ ) રાવણ રોળ્યો મા. જયો જયો ૧૦
એકાદશી અગિયારશ, કાત્યાયની કામા મા. કા૦
કામદુર્ગા કાળિકા, ( ૨ ) શામાને રામા. જયો જયો ૧૧
બારશે બાળા રૂપ, બહુચરી અંબા, બ૦
બટુકભૈરવ સોહિયે, ( ૨ ) તારે છે તું જમા. જયો જયો. ૧૨
તેરશે તુળજા રૂપ, તું તારણી માતા, મા તુંતા૦
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ, ( ૨ ) ગુણ તારા ગાતા. જયો જયો. ૧૩
ચઊદશે ચઉદે રૂપ, ચંડી ચામુંડા, મા ચંડી૦
મારકંડે વખાણ્યાં, ગાઈ શુભ કવિતા જયો જયો. ૧૪
પુનમે પુન્ય કરી સ્થંભાવી નગરી મા, સ્થંભા૦
બ્રહ્માંતે માંહિ વખાણી, ( ૨ ) સુણી કરજો કરૂણા. જયો જયો. ૧૫
સંવત સતાવન, સોળે તિથિ ભાવે મા, સો૦
સંવત સોળે પ્રગટ્યાં, ( ૨ ) રેવાની તીરે. જયો જયો. ૧૬
શિવશક્તિની આરતી, જે ભાવે ગાશે મા જે૦
ભણે શિવાનંદ સ્વામી, ( ૨ ) સુખ સંપત થાશે. જયો જયો ૧૭

## અંબિકાની આરતી.

જે જે અંબેમાત, જે આરાસુરી આઈ મા જે૦
નૈનાંબર અતિ શુદ્ધ (૨) કીધાં સુખદઈ જેજે અં૦ ૧
આદ્ય માતા તું આપ, અંબે તું આઈ; મા અં૦
સુરિનર મુનિ આરાધે (૨) મંછા સુખદાઈ. જેજે અં૦ ૨
ચંડમુંડ ચકચુર, કીધા ક્રોધ આણી મા કીધા૦
દેવ કારજ સિધ્યા (૨) મા તે મન જાણી. જેજે અં૦ ૩
શંકર વસે સમશાન તુજ કારણ માતા મા તુજ૦
કૃપા કરીને રાખ્યા, (૨) કંઠે વિષ ખાતા. જેજે અં૦ ૪
બ્રહ્મા ચતુર વદન ગુણ ગાયે તારા મા ગુણ૦
વનમાળી અતિ મોહન (૨) મોરલી વેણુ સારા. જેજે અં૦ ૫
વિનવે નંછારામ, કર સંપુટવાળી મા કર૦
ભલે પધારયા માજી (૨) કાણુ વેળા વાળી. જેજે અં૦ ૬
મોતીડે વધાવુંને મંગળ ગાઉં, અંબામાને વારણે જાઉં;
તાલપખાજ વિણાજંત્ર વાગે, આ શોભા મારી અંબામાને કાજે.
આરતી કીજે અંબા નવનિધ દીજે,
નૃત્ય કરેને ઉદ્દોઉદ્દો ગાયમા, ધોળીભગત માને વારણે જાયેમા.

## શિવાનંદની આરતી. ( આરાસુરી અંબાની. )

જેદેવી જેદેવી જે અંબે આઈ, મા જે અંબે આઈ;
આદ્યશકિત તું અંબા, (૨) આરાસુર આઈ. જેદેવી. ટેક
બ્રહ્માંડે તારૂં નામ, વ્યાપક તું માતા મા વ્યા.
વિષ્ણુ વિરંચિ શિવજી, (૨) ગુણ તારા ગાતા. જેદેવી- ૧
મહાદેવ પાયા દૈત્યો મારયો, કપટી નાખ્યા કુટી; માક.
તુલજા તારા ત્રિપુરા, (૨) ત્રિભોવન મા મોટી. જેદેવી. ૨
મા બરદ પોતાનું પાળે, તું બહુચર બાળી; માતુ.
મહા કાળને કંપાવે, (૨) માતા તું કાળી. જેદેવી. ૩
હિંગળાજ હિંગોળી માતા, અગણિત ગુણ દીઠા મા.
નપુંગસક કીધા પુરૂષ, (૨) માતા તેં કીધા. જેદેવી ૪
મારકંડે મહિમા ગાયો, સચરાચર સાચી; માસ.
તારા ગુણને ગાતા, (૨) શિવાનંદ રાજી. જેદેવી. ૫

## અંબાજીની (સાતવારની આરતી.)

આદીતેં આનંદી અંબામા, આનંદી અંબા. ટેક.
સદા મગન મોરી મૈયા મુખ શોભિય દા; ઉદે ઉદેમા જુગત અંબે. ૧
સોમે શી કહું વાત નિરગુણી છો ન્યારી મ., (૨)
બ્રહ્મા ભેદ ન જાણે અકલકળા તારી. ઉદે ઉદેમા૦ ૨
મંગળ માનું નામ કલ્યાણી કાળીમા. (૨)
નામ નિરમળ લેતાં મહા નિરમળ થઇયે. ઉદે ઉદેમા૦ ૬
બુધે રૂપે માત ઘટઘટમાં વાપ્યાં. (૨)
પશુ પંખી સચરાચર જળ થળ રહ્યાં વ્યાપી. ઉદે ઉદેમા૦ ૪
ગુરૂ શીત ગવરીમા જકતતણી જાયામા. (૨)
સકલ લોક સહુ દેખે માતાની માયા. ઉદે ઉદેમા૦ ૫
શુકર શ્રી કરશે અંબા મારયા મહિખાસુર પાપી મા. (૨)
દેવતાનાં દુઃખ કાપી સુખ સંપત આપી. ઉદે ઉદેમા૦ ૬
શની ઇશ્વરી માત અખંડે આદ્યમા (૨)
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ ગુણ તારા ગાએ. ઉદે ઉદેમા૦ ૭
સાતવારની આરતી જે ભાવે ગાશે મા (૨)
સેવક શરણે રાખો સુખસંપત થાશે ઉદે ઉદેમા જુગતઅંબે ૮

## બહુચરાજીની આરતી.

જે બહુચરબાલી (૨) આરાસુરમાં અંબે; પાવેગઢ કાળી જે બહુ૦ ૧
પેરયાં નૌતમચીર ઓઢી કડકડતી શાડીમા. (૨) નાકે નમણો મોર
મોતીની વાળી (૨) જે બહુ૦ ૨
ભાગ્યે ભરયો સિંદુર, રવિશશિ અંજીઆલીમા .(૨)
દરપણ લઇને હાથ (૨) મુખ જોતાં ન્યારીમા. જે બહુ૦ ૩
મારયા દૈત્ય અનેક ઉપની શુળીવાળી (૨) દાનવ દંડવા માટ
રથ બેઠાં ચાલી. જે બહુ૦ ૪
પરીઆદર અંગાણું; જોતાં થઇ લાલીમા. (૨)
વરણુવ કરવા માટ જીહવા નવચાલી. જે બહુ૦ ૫
ભવસાગરમાં બીડ, તું રાખે તારી મા. (૨)
જે પામે દરશન (૨) તેને દીવાળીમા. જે૦ ૬

અસુર અનેક સંધારયામા. તું છો ગઢવાળી. ( ૨ )
વલ્લભ સેવક તારો રાખો ઉગારીમા ( ૨ ) જે બહુચર બાલીમા. ૭

## શ્રીગણપતિનો છંદ.

અમરંતા સુખ પામિયે રે, સાહ્ય કરે શુંઢાળોજી;
દરશણે દુઃખ વામિયે રે, મોટો દેવ દુંદાળોજી. ૧
પહેરણ એને કંચુકી રે, માથે સુંદર ખુપજી.
સિંદુર અંગે શોભતું રે, એછે આનંદ રૂપજી. ૨
ચાર ભુજાનો દેવતા રે. ગૌરિનો ગજદંતજી;
સુરપતિ સેવા કરે ઘણી રે, મહિમાછે અત્યંતજી. ૩
કટી સોહિયે કટી મેખલા રે, ઘુઘરાયો બેઉ ચરણજી;
બાહે બાજુબંધ બેરખા રે, કુંડળ ઝળકે કર્ણજી. ૪
યજ્ઞોપવિત સર્પનું રે, સેવંત્રાનો હારજી;
ઉંદર એને ખેલવા રે, મોદિકનો આહારજી. ૫
ડાબા હાથમાં કમળફુલ રે, જમણા હાથમાં ફરશીજી.
કર કમંડળ બેરખા રે, રહેછે અમી વરશીજી. ૬
એવા ગણપતિ પૂજીયે રે, શંભુ જેનો તાતજી;
મનવાંનછિત ફળ પામિયે રે, ઊમિયા એની માતજી. ૭
સુદ્ધબુદ્ધ બે નારિઓ રે, સ્વામી કાર્તિક ભાઇજી;
રિદ્ધ સિદ્ધ બે કુંવરીઓ રે, ક્ષેમ કુશળ જમાઇજી. ૮
લક્ષ લાભ બે દીકરા રે, એવું તો ઘરસૂત્રજી;
સાચે મને સેવજો રે, એ છે પારવતીનો પુત્રજી. ૯
નામ લેતાં સિદ્ધિ પામિયે રે, છે શિવજીનું વરદાનજી;
નિત્ય ઉઠી શિશ નામિયે રે, તો પામિયે બહુ સંતાનજી. ૧૦
સાંભળજો સહુ માનવી તમે રે, એટલું કહ્યું કરજોડજી;
ગરબો આ ગણેશનો તમે રે, આગળથી ઓચરજો. ૧૧
ગાશે સુણશે ભાવસુ રે, તેના કારજ સરશેજી
ગાવા પહેલા મન લાવજો રે, વિનવીયે હર વરપેજી. ૧૨
સંવત સતર છાશિયે રે, ઉત્તમ આસો માસજી;
નવરાત્રિની પંચમી રે, ગુણ ગાયે દલપતદાસજી. ૧૩

## છંદ અંબિકાનો.

શારદા સુતસ્વામીને ચરણે નમુરે સો. મારી અલ્પબુદ્ધિના ગુણ રચાક હુરે સો.
આદ્યશક્તિ જાણું તે એક ઈશ્વરીરે. તેતો ચાચર રમવાને પોતે નીસરીરે સો.
ઘાટ ઘરેણાં પેર્યાં છે સોળ સામટારે. તેલ ફુલેલ ઘાલ્યુંછે કમણ કેશરારે સો.
વણ્યા શેક ચતા પદ્મ નાગણી રે. છ રાગને જાણે છત્રીશ રાગણીરે સો
શણગો ગોફણોને ઘમકે ઘુઘરા ઘણીરે. છબી સોની વખાણુ અંબાજીતણીરે સો
ભમ્મર અલબેલી દીસે છે વર્ષ સોળમાંરે. ચોડયા ચાંદલાને ટીલડી કપોલમાં રે.
જટક લાડવો પાડ્યોછે ગોરા ગાલમાંરે. શેથે સિંદુર ભર્યોછે રંગ ચોળમાંરે
સારૂ શીંગોડુ શોભાતે આંજી આંખડીરે. સારાઘાટની પેરીછે માયે સાંકળીરે.
સુંદર કાનમાં પેરીછે કનક ત્રાટડીરે. સારા ઘાટથી તે ફારફેર મોટીયું રે.
ચંપક નાજવું બનાવ્યું હોઠ હેઠમાંરે. કમર પાટસું કંટાર બાંધ્યો બેઠમાંરે
કંઠે કંટેશરાને બાંધ્યું એક દાણીયું રે. પગ પાતળાને પેરીદીશે વાંગીયુ રે.
દંત જડાવ્યા જાણે હેમ રેખમાંરે. ઝટક ઝુમણું ઝબુકે અવલ ટેકમાંરે.
ચાર માળા વશેકે હાર હેમનોરે. હાથે પ્યાલો ધર્યોછે મધુ પાનનોરે.
વેઢ વાકડાં વીટી છલાને આરશીરે. ધ્યાન ધરીને બેઠાછે મોટા મહારૂશીરે.
બાયે બાજુબંધ ચુડી સેકે સાંકડીરે. કનક સુડલો પેર્યોછે ઉપર કાંકણીરે.
વળી વેઢલા વિશાળ દીશે કાનમાંરે. નીચી કેડથી નમેછે ગાય ધ્યાનમાંરે
જાણે નરોતીયુ દિસેછે મેરૂ માંનમાંરે. જતો વિજળી ઝબુકે ઇશાનમાંરે.
કાંબી કાડલાં પેર્યાછે ઘેર ઘાટનાંરે. સારા ઘાટથી સુઘાટ ઠાઠમાંરે.
અણુવટ ચીછિયાને ઘમકે ઘુઘરી ઘણીરે. માયે કંચવો પેર્યોછે હેમ ખાપનોરે
ઉપર લાડવો ભર્યોછે હીર ભાતનોરે. માયે ચુંદડી ઓઢીછે રંગ છાપનીરે.
કસબે બુટીયું ભરીછે ઝીન ખાપનીરે. માયે શૃંગાર પેર્યાછે સોળ શોભતારે.
અંબાવદન નીહાળે લીધી આરસિરે. માયે શૃંગાર ધર્યાછે અંગે શોપતારે.
એકો એકથી દીસેછે ઘણું સોભતાંરે. કરી ઇંઢોણી વાશંગી નાગ શેસનીરે.
ગુણ ગરબો લીધોછે તનું ટેકમાંરે. થિર ઠેરાવી લીધોછે વિવેકમાંરે.
પ્રથ્વી પંચાસ કરોડનુ કીધુ કોડીયું રે. સાત સાગરનું નીર ઘૃત પુરીયું રે.
મધ્યે કાકડો મેલ્યોછે મેરૂ હેમનોરે. ગરબે ઘૃત તે પુરાય પૂર્ણ પ્રેમથીરે.
રંગે રમેછેને તાળી લીએ હેતસુંરે. ઉર ઉપરેતી હાર પુષ્પ કેતકીરે.
કનક ડાંડીયું દીસેછે જોડ હાથમાંરે. ફેર ફુદડી ફરેછે સૈયર સાથમાંરે.
ધુન્ય ધણકે આકાશ ધુન્ય ગાજતીરે. ચૌદ બ્રહ્માંડમાં અંબિકા બીરાજતીરે.

દૈત્ય ડુંગરે ચડયાતી પડછંદે પડગારે. અંબા અસબેલાં જુવેતી દ્રષ્ટે પડયારે.
ધુમ્ર ગાત્ર ચડાવ્યું રોમ રીશમાંરે. ચક્ર ફેરવી મેલ્યું દૈત્ય શીસમાંરે.
દૈત્યને ફેરવી પછાડીઝાલ્યા ચોટલારે. ચોસઠ જોગણી આવીછેનાનીમોટીચુરે.
દૈત્ય મહિષાસુર માર્યો મહાપાપિયોરે. મુંઢ કાળીદાગને તે કવિસ્થાપીયોરે.
એવું જાણીજેકોઇ અંબા આરાધશેરે. સુખ સંપતને રિદ્ધિસિદ્ધિ આપશેરે.
સંવત ૧૮૩૮ શ્રાવણ માસ છેરે. વદ અષ્ટમી વરોકે ગુરૂવારછેરે લોલ.

## છંદ અંબિકાનો દેશી પ્રેર.

જેકોઇ અંબિકાજી માતને આરાધસેરે લો. તેના પુત્રપરીવાર જશ વાધશેરેયો.
અંબા સુખડાં આપે તે સંસારનારે. માજી દુઃખડાં કાપે તે અવતારનારે.
મારા અંબાનાનાં લોચન સોહામણાંરે. માને પુજીયે તેનિત્ય સૈયે ભાંમણારે.
અંબા જેવી કુટડી નથી કો ખંડમારે. અંબાજાગતીછે ચોદશ બ્રહ્માંડમાંરે.
માને આરાધે તે સુરીનર દેવનારે. માના ચરણ પૂજીને સહુ સેવતારે.
અંબા ગરબે રમવાને પોતે નીસરયાંરે. તેવારે જન્મજ જાળ દુઃખ વિસરારે.
ત્રિપુરા સુંદરીને કાળીકાબેઆવિયાંરે. માતા અંબિકાયે મોતીડે વધાવિયાંરે.
આવ્યાં તુળજાને બેહુચર તોતળારે. કેશ છુટા ને ફુલે ભરયા ચોટલારે.
આવ્યાં ઉરવશી મેનકા પિતાંબરારે. અંબા રુટડીછે ઇંદ્રિજેવી અપછરારે.
આવ્યાં લક્ષ્મી ને માત ભુવનેશ્વરીરે. હાથમાં કુમકુમ કેસર થાળી ભરીરે.
આવ્યાં સીતા રાધીકા સરસ્વતીરે. સાથે ઉમિયાઆવ્યાંતે કામનીરતિરે.
આવ્યાં ચંડિકાને ચોસઠ જોગણીરે. તેતો કંદ્રપ કળા તણી ભોગણીરે.
સહુકો અંબામાને ચાચર આવિયારે. પુષ્પ ચોખસે મોતીડે વધવિયાંરે.
હાથમાં પ્યાલા ભરયા તે મધુપાનનારે. લોચન ફેરવેને ચાળા કરે તાનનારે.
સહુએ સોળશણગાર પેરયા શોભતારે. આવ્યા દેવતા તે મોતીડે વધાવતારે.
હાથમાં ફુલના દડા તેમાહોમાહ રમેરે. ગરબો ગાવા માંડયોતે સહુને ગમેરે.
મતવાલી થઇને ફરે કુદડીરે. નાના રંગની ઓઢીછેસહુએ ચુંદડીરે.
શામા જાણું ઇશાન કેરી વિજળીરે. દીસે દિવાળીની રાતઅતિ ઉજળીરે.
પાંન ચાવેને મોહોમા છાંટી ભરે રે. થાકી બેસે ને મહોડા મીઠાં કરે રે..
તાળી પાડેને અંગ મોડે ઘણું રે. શોભે આંગણું અતિશે અંબાતણું રે.
ઠમકે વાગેછે ઘુઘરા પાયનારે. છંદ ગાય છે છત્રીસે રાગનારે.
દીવા કીધા છે ઘ્રતને કપુરનારે. દુઃખ ભાગ્યા તે અંબાએ હરનારે

ચુડી ખળકે ને હાથ રંગ ડાંડિયારે. એવાનવ નવા ખેલ માએ માંડિઆરે.
વાજાં વાજે મૃદંગને ભેરડીરે. ઢોલ કાંસાં તાલ ઝાંઝ કેરનીરે.
કંઠે બાહુડા ઘાલીને લટકાકરે રે. નીચા કેડેથી વળીને લટકો કરે રે.
કેશર કસ્તુરી બરાસ કેરા છાંટણારે વેણુ છુટીને કંઠે ઘરેણાં ઘણાંરે.
માનો ઘેરતા કમળ કેરા પાખડીરે. નેને ભરચા ને રાતી ચટક આંખડીરે.
સહુયે ધાર્યા ચંબેલી કેરા હારડારે. જે કોઇ અંબામાને ધર થકી નમ્યારે.
તેતો જીવતા થઇ મુકિત રમ્યારે. અંબા જગતી તે કળીકાળમાંરે.
અંબા ઉપાસે તેના ઉપર અમીઝરેરે. માને ન જાણે તે મશાણ મધ્યે ફરેરે.
માનુ નાકનું તે અણીરૂ નમે નહિરે. માને વાહનછે શોભતું સાહીરે.
માનું મોંહુ દીસેછે અભીમાનમાંરે. દૈત ઉરાડી નાખે તે એક તાનમાંરે.
શશી સૂર્ય સરખા અંકોડા કાનમાંરે. એ નીત્યે નાથને આવે છેધ્યાનમાંરે.
અંબાઆરાધેતને જમજાચનાનહિરે. તે જન મુકિતપાંમે તે જીવતાં સાહીરે.
જેકોઇ પૂજસે અંબાજીના ચરણનેરે. તેતો જીતસે જન્મ જરા મરણનેરે.
વિશ્વનાથને માથે અંબા તું જાગતીરે. શત્રુ મારીને મસાણમાં રાખતીરે.
રોમે રોમે વ્યાપીછુ તું નાથસુરે. ભકતપોતાનો જાણીને સાહો હાથસુરે
અંબાનો ગરબો ગાયેને સહુસાંભળેરે. સુખ સંપત આપેને અંબા મળેરે.
કાંમ ક્રોધથી તે પ્રાણી દુર વસેરે. રીધ સિધ નવનિધ દ્વારે વસેરે.
રોગ વ્યાધી નિગતથી દુર ખસેરે. જન ઉપાસે તેને અંબા ધસેરે.
રીધ આગે કુબેર અતીસ ઘણીરે. અંબા પૂજીયે તો થયે સ્વર્ગના ધણીરે.
સ્તુતિ કરતાં તે પાર આવે નહીરે. મારે આશરો અંબાજીનોછે સહીરે.
બે કરજોડીને વિશ્વનાથ વાણી વદેરે. હું માગુછુ અંબાજી રહેજો રૂદેરે.

## છંદ અંબામા આનંદભરીનો.

મારી અંબા મા આણંદ ભરી, મા આરાસુરની રાયરે,
શોભા શી કહું સ્વર્ગપુરીની, અકળ કળા ન કળાયરે. મારી. ટેક
વદન શરદ મા ચંદ્ર સમાણી, રદન અધિક વધાઇરે;
આણંદ કંદ જુગત મા જાણી, અદભુત અંબા આઇરે. મારી. ૧
મા તું બ્રહ્માણી તું રૂદ્રાણી, વૈષ્ણવી છો આપરે;
પિંડ બ્રહ્માંડ અખંડ સમાણી, જાણી નિજ પરતાપરે. ૨
આસન ચાર ખુટ મો ખાંને, સચરાચર સંસારરે;

ભક્ત સમરથ કરી પ્રમાણુ, મા નોધારાનિ આધારરે. મારી. ૩
રાત દિવસ મા રહે રંગ રાતી, ગાતી ગાંન સુગંધરે;
માત સદા મધુપાને માતી, નિશદિન નવલે રંગરે. મારી. ૪
એક સમે ઉલટ મન અંબા, રમતાં રમત ગ્આળરે;
કહે બોલાવો ગૌરી અંબા, બહુચરને તતકાળરે. મારી. ૫
સમરંતાં સંખનપુરી આવ્યાં, ભાવે ભરીને ઉમંગરે;
બહેન કહી અંબા એમ બોલ્યા, મા લાવી સખિયો સંગરે. મારી ૬
કાળી કોટરાને કામાક્ષી, કુંતાને કનકાઇરે;
અનપૂરણાને આદ્ય અજાઇ, હરસિધને સિધવાઇરે. મારી. ૭
ભેટયાં ભાવધરી ભગવતિયો, બધે પસારી બાંહ્યરે;
યોગણી મળી જગતને જપતિયો, લળી માંહ્યાં માંહ્યરે. મારી. ૮
સર્વ સ્વરૂપ અનુપમ શકિતયો, ઝુંઝરતાએ અથાગરે,
લાડ ઘેલી મળીએ લગિતથો, અંતરમાં અનુરાગરે. મારી. ૯
કુંમ કુંમ કેસર આડ કપોળે, નયણે કાજળ રેખરે;
ત્રિપુરા મુખ ભરયાં તંબોળે, વરસે સુધા નિમેશરે. મારી. ૧૦
મણિ માંણુક નથ્ય નાકે મોતમ, ગૌતમનુ તપ તેજરે;
બંને બહેનો મળી બંધ્ય ઉત્તમ, જુગતે જોડા જોડરે. મારી. ૧૧
ઝળકે ઝલ ઝુમણુ જળહળ, કંઠેકાવળ હારરે;
મણિ માંણુક માંહે મુકતાફળ, ઝાંજરનો ઝમકારરે. મારી. ૧૨
પુનરપિ હાર પુષ્પના બેહુકે, પારિજાત મંદારરે;
ચચે ચાંપાં ચોરસ લેહુકે, માને શોભે શુભ શણગારરે. મારી. ૧૩
ચાચર ચાલી કરે કર ઝાલી, માહાલી મન રંભાયરે;
વચમાં બહેનો બે મતવાલી, બહુચરને, અંબાયરે. મારી. ૧૪
કુંડે મળી કરી વળી કોડે, મોટે મંદિર દ્વારરે;
જનુની રહિ બધી જોડા જોડે, હોડે ફરતા હારરે. મારી. ૧૫
બોલ્યાં બહેનો બે બરદાળી, બહુચર અંબા સાથરે;
શકિત સહુ સરવ સંભાળી, તાળી લે સંગાથરે. મારી. ૧૬
ગાતાં ગાંન તાન અનુમાંને, સાંને સમજી જાયરે;
માત નિત્ય સદા મધુપાંને, સરવે શ્યાંમ ઉદાયરે. મારી. ૧૭

તાલ મૃદંગ વેણુ જંત્ર વાગે, મા સાંજે સ્વરૂપ માતરે;
ખુંદે ખેલ કરી સમજાવે, ગાજે મધ્ય દરબારરે. મારી. १८
રમતાં મન ગમતાં મન ભમતાં, ઠમકે પાયે પળાયરે;
ચરણે નેપુર રણુજણુ વાજે, લટકે લંક વળાયરે. મારી. १९
ખુંદે ખેલ ખાંત કરી ખાંતે, હાતે ઘુંઘટ સાહીરે;
ભગવતી ભાવ દેખાડે પ્રાતે, પોતે પુરણુ ડાહીરે. મારી. २०
કડ કડાટ કર લે રસ ડંડા, તડ તડાટ બધ્ય તાલરે;
ખડ ખડાટ હરતી થઈ રંભા, ગડગડાટ ધેર નાદરે. મારી. २१
હુંબોડા હરસીવ હરખાં, કરી કાટડા જોડરે;
સખા ખોળે સહુ સરખા સરખા, હરખી હોડા હોડરે. મારી. २२
કુંતા નખ શીખ ફરે કુદડી, બેહેન મળી મધ્ય ખેલરે;
ચળકે ચરણા ચોળી ચુંદડી, વળી રંગની રેલરે. મારી. २३
વરખે ચંદન પુષ્પ વિમાને, અમર રહ્યા આકાશરે;
નીરખે જે જન ધરીને ધ્યાને, સમરે સ્વસો સ્વાસરે. મારી. २४
કરી વિલાસ આસને આવ્યાં, અલબેલી બેઠાં આઈરે;
શાક પાક બધ્ય મધ્ય મુકાવ્યાં, ભલી કરી ભુજાઈરે. મારી. २५
રમ્યાં રાત નવ દસમી દીને, જમી જોગણીયો જાયરે;
પરસ્પર કહેછે તે ધન્ય ધન્ય, વળિયાં માગી વિદાયરે. મારી. २६
ચડ્યા રથ પંથે વળ્યા વાયુ વિધ, મગન થયા બધ માંનરે;
નીજજનને આપી નવનિધ સિધ, ઉતરીયાં આસંનરે. મારી. २७
ગરબો શીખે ગાયે સાંભળે, નરનારી, વૃદ્ધ બાળરે;
પીડ બેરી પરઘેર નવ ભટકે, તેની અંબા લે સંભાળરે. મારી. २८
આપે લક્ષ લાભ ધન ધાન્યે, ધારયા પુત્ર પરિવારરે;
માણસમાં ઘણું જીવે માન્યે, તેને અવસાને આધારરે. મારી. २९

## અંબાજીની ગરબડી.

સરશત સ્વામીને વીનવું રે, ગણુપત લાગુ તમને પાયકે અંબામાતાની ગર. १
મધ્યે બી... માની માંડવીરે, ચોયશે દીપકનો ઝળકાટરે અંબા० २
ગોકુળ ગામ સોહામણુંરે, રૂડાં જમનાંજીનાં નીરરે. અંબા० ३
ગો... ગોવાલન ટોળે મળીરે, વચમાં રંમે રાધા કાનરે. અંબા० ४

જમુનાં જળ શોભાંમણાંરે, તેમાં ગોપીયું ભરે નીરરે. અંબા૦ ૫
ત્યા નારદમુની આવ્યારે, સાથે સામળીઆનો સંગરે. અંબા૦ ૬
મોર મુગટ સોહામણારે, રૂડાં કુંડલ ઝળક કાનરે. અંબા૦ ૭
તુળશી માળા કંઠે ધરીરે, શોભે ગળે ગુજાનો હારરે. અંબા૦ ૮
બાંયે બાજુબંધ બેરખારે, રૂડા દગરે આંગળીયે વેહરે. અંબા૦ ૯
પેર્યાં પિતાંબર શોભતાંરે, છોકાંઇ ભકતતણા પ્રતીપાલરે. અંબા૦ ૧૦
રાધાજી રૂપે સોહાંમણાંરે, રૂડા શુદર દીસે દેહરે. અંબા૦ ૧૧
ચરણાચોળી ને સુંદડીરે, પાયે ઝાંઝરનો ઝમકારરે. અંબા૦ ૧૨
ચરણે તે નેકુર રણઝણેરે, રૂડાં ઝાંઝરનો ઝણકારરે. અંબા૦ ૧૩
મોહન વજાડે રૂડી વાંસળીરે, સર્વે ગોપીયુ લાગેછે હિયરે. અંબા૦ ૧૪
તાંન મેળાવે રૌ સુંદરીરે. રૂડા શરણાયુંના સોરરે. અંબા૦ ૧૫
ઢોલ દબામાં વાજે દુંદભીરે, ત્યા મૃદંગનો ઝણકારરે. અંબા૦ ૧૬
ફરતા ફેર કીધો ઘણોરે, રમે વૃજની નારરે. અંબા૦ ૧૭
શોભા તેની સહી કહુરે, જોતાં ન પામે પારરે. અંબા૦ ૧૮
મારી મુંઢ મતીછે અતીઘણીરે, શોભા વરણવી નવજાયરે. અંબા૦ ૧૯
માંડવાનો મેહેમા અતી ઘણોરે, જોવાને આવ્યા ઇશરે. અંબા૦ ૨૦
આ ગરબો છે અંબાજી તણોરે, ગીરધર ધુમેને ગાયરે. અંબા૦ ૨૧
ગાયો સંવત ૧૮૪૦ માંરે, તેમાં રૂડો આશુ માસરે. અંબા૦ ૨૨

## છંદ અંબિકાનો.

માજી આસરો એક તમારોરે, અંબા અલબેલી. ભવજલથી પારઉતારોરે અં.
તારો શેન ન પામે પારરે. અં૦ બ્રહ્મા વેદ વખાણે નીરધારરે. અં૦
માજી સકલ બ્રહ્માંડનીઆધરે. અં૦ માને નીરખીને થાઊ ઉલાસરે અં૦
તારી અકલ કળા છે ન્યારે. અં૦ નવજાણે મુની બ્રહ્મચારીરે. અં૦
બાળીઆચરાતેસઘળે બીરાજેરે. અં૦ શેવકના શીરપર ગાજેરે અં૦
કહુ નખશીખ સોભા તારીરે. અં૦ માતા ગૌરી છે ગોરે વાનરે. અં૦
શીશ ગરબે તેં ઘુઘરમાલરે. અં૦ માની ઇંઢોણી અકઝમાળરે. અં૦
માંઇ દીપક અરૂણુની જોતરે અં૦ મુકી હીરલા અસણની ઓપેરે અં૦
ચોટી બાંધી વેણુ ત્રવેણરે. અં૦ આંજી આંખડી તે મરઘાનેણીરે. અં૦
કીધી કેશર કુંકુમ આડરે. અં૦ હીરા ચાંડલોને નખલો જડાવરે અં૦

જોડે અંગને આરોપીરરે. અં૦ ભર્યો શીંદુર શેથી માંયરે. અં૦
માની નથડીમાં નીરમળમોતીરે.અં૦ જાણું ઇંદ્ર અરૂણુની જોતરે અં૦
મંગળ રૂપેતે મહાકાળીરે. અં૦ કાને કુંડલ ઝળુકે ઝાલરે. અં૦
ગેરાં ગદીયાં પડછે ગાલરે. અં૦ કંઠે માલા મોતીનો હારરે. અં૦
શોભાનો કેમ પામુ પારરે. અં૦ કાંચળીયે મુકયા હીરારે. અં૦
સોનાં હાંસડી શોભે સારરે. અં૦ ચોલી ચંપકવરણી અંગરે. અં૦
માને ચોસઠ બેનું સંઘરે. અં૦ બાજુ બંધને ચુડી ઝલકેરે. અં૦
હિય લેતાં ફુલરીયું હલકેરે.અં૦ પીંચી વીંટીયે લીધો વાદરે. અં૦
કટી મેખલા ઝીણુ સાદેરે. અં૦ વીંટી આરશી ધુઘરીયાળીરે. અં૦
માની ચટકે વાગેછે તાળીરે. અં૦ હાથે પેર્યાં કડાં અંગોઠીરે. અં૦
માઇ અમૃતપીરે ઉઠીરે. અં૦ પાયે ઝાંઝરનો ઝમકારરે. અં૦
થાયે રમતાં થૈ થૈ કારરે. અં૦ કાંબી કડલાંનો ઠણુણાટરે. અં૦
માતા શણગારમે બહુ પેરેરે. અં૦ માની જુગતી જોયા જેવીરે. અં૦
વીષ્ણુ રૂદ્ર બ્રહ્માદીક શેવીરેઅ૦ રચ્યો આનંદ જેજે કારરે. અં૦
લીલાઅખંડ વીહારઅવીનાશીરેઅં૦ રમે તેવતેવડી જોગમાયારે. અં૦
જોતાં દેવમુની લલચાયરે. અં૦ ભાંમાં ભેરવ મારે હાકરે. અં૦
પગ ભરેને ધરતી ધ્રુજેરે. અં૦ તેનો શબ્દ બ્રંહ્માંડમાં ગાજેરે. અં૦
નારદજી તુમર વાયેરે અં૦ વેદ ચારમળી ગુણ ગાયરે. અં૦
અંબામાગળ કાનવરનાચેરે.અં૦ ત્યાં રંગધણુરો માચેરે અં૦
રંગે ગાયને કરેછે કલોલરે. અં૦ થઇ રીયોછે ઝાકઝમાકરે. અં૦
ઉઠ્યા બહુચર ગાવા છંદરે. અં૦ શોભે સોળ કળાનો છંદરે. અં૦
કોઇ ન લીયે લીલાનો પારરે. અં૦ ગતાં પાપ ન રીયે લગારરે. અં૦
શક્ષેપે વખાંણી ગાઉરે. અં૦ એક અખંડ પદને સાઉરે. અં૦
માજી અવરની નથી આશરે. અં. અંબા રાખજો ચરણુની વારરે અં.૦
માજી શીવરામ દાશ તમારે. અં. ભવજલથી પારઉતારોરે અં.
ગાયો સંવત ૧૮૨૨ રે. અં. આશુ માસને બીજ અંજવાળીરે. અં.

## છંદ અલબેલી અંબેમાનો.

અલબેલી અંબેમા ગરમે રંમેછે, આવ્યાં નોતમ નવરાત્ર સૌને ગમેછે.
નવદુરગા સાચર ચોક ગરમે રમેછે, આવી ચોશઠ શુરલોક. સૌ.
એમ મલી તે ચોસઠ બેન ગ. દળ કમળ સરખાં નેણુ. સૌ.

નવ સમ કર્યા સણુગાર ગ. ઉરપર એકાવળો હાર મા.
માથે પેર્યાં અમર નવરંગ ગ. મન ઘણું રમે ઉછરંગ.. મા.
પાયે ઝાંઝરનો ઝમકાર ગ. બહુ ઘુઘરીનો ઘમકાર. મા.
શેભીતા શોળ શંણુગાર ગ. સોવે પેર્યા પુષ્પના હાર. મા.
બ્રહ્માણી વાણીને રૂપ ગ. મૂખે વાણી અચલ રૂપ. મા.
બહુ મળી તે જોગણી જોય ગ. આને જોતાં મોચે કોડ. મા.
કોઈ નવ જોબન કોઈ બાળ ગ. તન દિશે ઝાકઝમાળ. મા.
મુખે ગાય મધુરાં ગાન ગ. કર પાત્ર ભર્યાં મધુપાન. મા.
બહુ રંગે પાડે તાલ ગ. બહુ બોલે વચન રસાળ. મા.
ઉલટયો સાગર આનંદ ગ. શોભે ચતુરાં પુનમ ચંદ્ર. મા.
એણીપેર છબીમાં અનુપ ગ. જોઈ જોઈને શેવેછે ભુપ મા.
મારી મતવાલી માય ગ. શેવકને થાજો સાય. મા.
માજી પૂરો મનના કોડ ગ. એમ કહે શેવક રણછોડ. મા.
ગાયો સંવત ૧૮૨૨ ગરબે રમેરે. આશુ માસે અવીચલ દિન માને ગમેરે.

## છંદ અંબિકાનો.

અંબા સનમુખ જોજો સામું કે, દુઃખ સર્વે ટળેરે લોલ. ૧
માજી અવગુણ સઘલા ખોજો કે, પાતક પરજલેરે. લોલ. ૨
અંબા અનેક બ્રહ્માડની માય કે, નીજરૂપે થયાંરે. લો. ૩
બ્રહ્મા વિષ્ણુ રૂપધરીને કે, શિવ રૂપે રહ્યાંરે. લો. ૪
અંબા રૂપ ધર્યાં ચોવીશ કે, ભકતને કારગુરે. લો. ૫
નિરગુણ સ્વરૂપમાંછો સરખાં કે, નિત જાઊં વારણેરે લો. ૬
અંબા વેકુંઠવાશી નામ કે, ચતુરભુજ થયારે. લો. ૭
જઈ ઈંદ્રને દીધુ વરદાન કે, દુઃખડાં વેગયાંરે. લો. ૮
રાધા રૂપ ધર્યું નવમાંય કે, કૃષ્ણ નચાવ્યારે. લો. ૯
અંધ વત્સાસુર મારીને કે, વેમાન ચલાવ્યાંરે. લો. ૧૦
અંબા નાથ્યો કાળીનાગ કે, ગિરી તોળ્યો તમેરે. લો. ૧૧
કૃષ્ણ રમાડયા શરદની રાત કે, ગાતાં બહુ સમેરે. લો. ૧૨
કંશાસુર દૈત્યને મારયો ત્યાંય કે, દ્વારકાનાથ થયારે. લો. ૧૩
અંબા સાગર બાંધી આરકે, રાવણ રોળીયોરે. લો. ૧૪
રામ રૂપે દશરથને ઘેર કે, પંચવટી રિયારે. લો. ૧૫

અંબા આવ્યા અંતમાં એક કે, સુખ સૌમાં થીયુંરે. લો. ૧૬
શીવરામ કરજોડીને ગાય કે, સત તમથી રિયુરે. લો. ૧૭
અંબા સંવત ૧૮૩૭ કે, ગુણ ગાયા કરે રે. લો. ૧૮
આશુ સુદ ૨ અંજવાલી કે, વાર શુક્ર કયોરે. લો. ૧૯
માજી ભક્તવત્છલ બ્રદધારી કે, શરણે આવીયોરે. લોલ. ૨૦

**છંદ અંબા અલબેલીનો.**

અંબા અલબેલાંછો આજ રંગમાંરે લોલ. આજ ચોશઠ બેનુના સંગમાંરે લો.
તમારૂં સ્વરૂપ દીશેછે સ્લીયામણું રે. લો. મુખ ચંદ્ર થકી શોહામણુંરે. લો.
મસ્તક વેણી બીરાજે વિશાળ ગુરે લો. ગુથી જમરીને ફુમકી આરસરેરે લો.
વચે ઝળકેછે ચોકડુ વેણી તણું રે. હીરા જડીત્ર જડાવ જેતઓમણું રે.
ત્રશેતીયુ દીશેછે ઘણું છેકમાંરે. અવલ સેથો ભરાગેછે બહુ ટેકમાંરે.
નયણે કાજલ સારયાં તે દીશે રાતડીરે. બિંદુ સારૂં બન્યું શું કહુવાતડીરે.
તેલ ફુલેલ મર્દન મારી માવડીરે. સ્નાનોદક ભરી મેલી ગંગાજલીરે.
કનક કમખો પેર્યો અંબા માવડીરે. રંગ પેર્યા કશુબો માએ ઓપતોરે.
કેશર ઘોલ્યાં ચંદન કુંમકુંમ કાંચળીરે. કટીમેખલા બાંધ્યા તેકમરપાતળીરે
ટીલા કીધાં અંબાએ ત્રણ સરતણાંરે. વચે હેમ મુક્તાફળ ઝવેરનાં રે.
છત્ર હેમનું બીરાજે ઝીણી ઝાલનું રે સુંદર લોલકલટકેછે ઝીણીભાતનુંરે.
માથે મુકટ બીરાજે તેજ તુલ્યનોરે. ઝલકે પાનું લીલું તે એક શરનું રે.
હિરા ઝળકે તે માજી કેરા ગાલશુરે. વાળી મુક્તાની પેરી રાતી લાલશુરે.
પાગે ઝાઝરને વિછીયા ઝમકતારે. સોના સાંકળાંતે અતી સોહામણાંરે.
હાથે ગુજરીને કાંકણી બીરાજતીરે. ચૌદ લોકમાંતે અંબીકાબિરાજતીરે.
પોચે પોંચી તે પંચરત્ને જડીરે. હાથે ચુડી કડાંને ઓપે સાંકળાંરે.
કાંડે કંકણી ઝવેર છલા આરશીરે. જોવા મુની આવ્યા તે બ્રહ્માચ્શીરે.
બાંધી બેરખાંને કેરખાં બોરશુરે. બાંહેબાજુબંધ બાંધ્યાસોનાહોરશુરે.
કંઠે કાંઠલીને ઝરમર જુમણાંરે. હતરીહાર પેરયાને ઘરેણાં ઘણાં રે.
બહુ શોભે શણગાર ધરયા કાંકણીરે. ગોખચોકમાંબીરાજે અંબાવાંકડીરે.
બેઠી કોયલે ડુંગરે અંબા તું ચડીરે. તુંને વિનતિ શુકરૂં અંબામાવડીરે.
શહેર મોશાં તે ગાંગ માતા તાહરૂરે. સામી સાગર ગાજે તે સોહામણુંરે.
મા ભોજન કરીને બીડી ખાનનીરે. સૌમાંહીશોભોછોઅંબા અભીમાનનીરે.
માને શેવેછે શહસ્ય શકલ અમીમાંરે. માને નમુંછે તેત્રીશ વકલ વશીમાંરે.

શેવે શકલ નમન તમારી પાવડીરે. ગાયો સંવત ૧૮૩૯ માંહે લોલ.

**છંદ જગદંબિકાની પંદર તિથિ ( ચોપાઇની ચાલ )**

પ્રતિપદા પ્રણમું શ્રી પરમેશ્વરીરે, કારણ શક્તિ જે કેવાય.
ચૈતન્ય રૂપે સહુ ચિતમાં વશીરે, અંબા કરતી સદાશરાય,
કરૂણા દ્રષ્ટી કરો જગદંબિકારે. ૧

બીજે બાળા બહુ બળવાન તુંરે, બુદ્ધિ નામે બહુચર માત.
બહુ રૂપે થઇ બહુ સ્થળમાં વશીરે. બહુધા સુખદાયક સાક્ષાત. ક૦ ૨
ત્રિજે ત્રીગુણાત્મક માયાતમેરે, વિરંચી સૃષ્ટી વિવીધ પ્રકાર.
પોષણ કરતા પણ પોતે હરીરે, તે વળી સવકરે સંહાર. ક. ૩
ચોથે ચતુર તણી ચતુરાઇ તુંરે, વિદ્યા રૂપે થઇ વીખ્યાત.
મનવાંછીત ફળદાતા માતનરે, શફળ સુખ પદછે સાક્ષાત. ક. ૪
પંચમી પરમ પવિત્ર ચરીત્રથીરે, માનો વિચીત્ર છે મહીમાય.
ચોકશ ચિત્ર પડે નહી જેહનુંરે, આખર અકલીત કરી અટકાય. ક. ૫
સષ્ટે શ્રષ્ટા શક્તિ તું ખરીરે, કોટીક કત્ય અદભુત કરનાર.
કેની રતી કોઇ નવ કળી શકેરે, લખવાને કોઇ શબ્દ લગાર. ક. ૬
સપ્તમે સપ્ત રૂપે શ્રી અંબિકારે, શ્રી વિશ્વેશ્વરીરે વીશ્વાધાર;
પરમ સુખ કર સહુને પ્રેરણારે, વધવાને વિવેક વીચાર. ક. ૭
અષ્ટમે અષ્ટ ભુજા આશાપુરીરે, કષ્ટ હરણ કર પુરણ કોડરે;
વેદ પુરાણ વખાણ કર્યા કરેરે, જે કરી ન શકે જીહવા ક્રોડ ક. ૮
નવમી નવદુરગા રૂપે નવેરે, રમતાં નવ દીવસ નવરાત્ર;
જોતાં ખેલ નવલ જામી રહ્યોરે, નમતાં હરખેશું નવ દીનમાંહે. ક. ૯
દશમે દેવી શુભદા તદારે, દશવીધ લક્ષ્મીની દેનાર;
વૈભવ વધારણ શ્રી વિશ્વંભરીરે, તારણ તરણ સદા સુખકાર. ક. ૧૦
એકાદશ એક તમે છતાંરે, અંબા ધરી રૂપ અનેક;
પ્રથમ પ્રાક્રમ તેં કર્યાંરે, તે વરણવવા શબ્દ નહીં એક. ક. ૧૧
બારસે બાલ તરૂણ વૃદ્ધ પ્રાણીનુંરે, સ્નેહે સંરક્ષણ કરનાર;
ભક્તિ ભાવે જે તુંને ભજેરે, તેને નાવતરતાં નહી વાર. ક. ૧૨
તેરસે ત્રણ તમે ત્રૈલોકમાંરે, તું સાક્ષી ત્રિગુણાતીત;
લક્ષણ જેનું નઆવે લક્ષમાંરે, જે છે સાક્ષ વેદાંત વિદીત. ક. ૧૩
ચતુરદશથી ચૌદ વિદ્યા ચોસઠ કળારે, ઇત્યાદીકમાં વશી વીશેક;
અંબિકાએ ચક્ર ત્રીશુલ આદીક ધર્યાંરે, કાળી હરનું રાજુ હમેશ. ક. ૧૪

પુનમે પૂરણ તું અનપૂરણારે, પૂરણ ગુણદ શુભય શંકર પૂરણ;
પણ શકિત સહુ વિશ્વ અપૂરણછેરે, તુજથી પૂરણ તે પરીપૂરણ. ક. ૧૫

**છંદ અંબા આનન કમળનો. ( ચોપાઇની ચાલ )**

અંબા આનન કમળ સોહામણુંરે, તેનાં શુરે કરું વખાણ;
અંબા શીતળ શશીયરથી અતી ઘણુંરે, જાણે ઉદયા કોટીક ભાણ;
અંબા આનન કમળ સોયામણુંરે. ૧
માનાં કાને કુંડલ શોભતાંરે, જાણે જોડ તે અરકને ઇંદુ;
માને ભલવટ ટીલડી શોભતીરે, જલહલ તુત્રકુટીમાં બિંદુ. અં. ૨
માને મસ્તક ફુલી દીશે રાખડીરે, શારશો સેંથામાં સિંદુર;
અંબા જાણે અરૂણ પ્રકાશછેરે, અભમાહે તીમરથીયાંછે દુર. અં ૩
શોભીત શ્યામ ત્રવેણી ચોટલોરે, જાણે લટકી રહયાછે નાગ;
તેણે લટકે બનીયલ ગોફણોરે, ચારે ફેરછે ઘુઘરમાળ. અં. ૪
માના નમણાં સરોદ શોહામણારે, તેનો પત્ર કમળ આકાર;
અંબા મૃગ મધુકર શ્યામતારે, માંહે પૂરણ દશ અવતાર. અં. ૫
માના શ્યામ સ્વેત આરકતતારે, તે તો ત્રીગુણ વશે ત માંહે;
અંબા જોતીસ્વરૂપ નીરગુણછેરે. સ્વપને તો કોઇ થકી નકલાય. અં. ૬
માની ભ્રકુટી કુટીલ નીહાળતારે, મુકયાં મહીષાસુરે પ્રાણ;
માની પાંપણછે રોષે ભરીરે, તે તો શ્રષ્ટી સંહારક મંડાણ. અં. ૭
મના અધરોષ્ટ અરૂણ અતી દીપતારે, જાંણે બીંદુ જીવનનાં ફળ;
અંબા અમૃત તેમાં ભરયૂંરે, ત પર રત્ન ઝળકે અમુલ્ય. અં. ૮
માના દાંત શોપે દાડમ કળીરે, બત્રીશ ગુણછે તે માય;
બુધ્ધિથી તેતો કેમ લહેરે, તે તો કોઇ થકી ન કલાય. અં. ૯
માજી નાકે નકવેશર શોભતુંરે, ઊપર દીશંતો નમણો મોર;
જડયાં રત્ન અમુલ્ય તે વિશેરે, મોતી પાંચ પાંચની હાર. અં. ૧૦
માજી ઓવાયે સુંદર શોભતાંરે, મોતી મણી મોતીના હાર;
માને કંટેશરી ચીર ઝુમણુંરે, તેની શોભા કહી નવ જાય. અં. ૧૧
માજી આંભુષણ લેહે અતી ઘણાંરે, તેનાં શુરે કરું વખાણ;
માની બાહે બાજુબંધ બેરખારે, કરે કંકણ સુડ અમુલ્ય. અં. ૧૨
માને જુગલ પયોધર શોભતાંરે, તેનું ત્રીગુણ કરેપય પાંન;
તેમાંથી ત્રણ ગુણ ઊપન્યારે, શાંત મોહને કાળ. અં. ૧૩

માનું નાભી કમળ શોહામણુંરે, કટી મેખલા હીરા જડીત્ર;
માજી ચરણ કમળ શોહામણાંરે, પેરયાં ભુશણ ભાત વિચીત્ર. અં. ૧૪
માની અદભુત ઓપે ઓઢણીરે, પેરયાં ચરણા ચોળી ચીર;
માજી તપ્તકનકથી અધીકછેરે, શોભે ઝળકે શુભ શરીર. અં. ૧૫
માને ચરણે નેપુર ઘુઘરારે, ઝાંઝર કરેછે ઝમકાર;
માજી ઈંદ્રાદીક સુર મોહી રહ્યારે, શદાય તે લીલા તે રંગ વિલાશ અં. ૧૬
જે જે શમે તે મુને દીઠીયેરે, તે વીના નવ ઘટે તેનું અનુકત;
સહુ તમથી તમસરખું નહીરે, તે તો મન બુદ્ધિએ અનુકત. અં. ૧૭
નોનું કાઇ ત્યાં માત પરવરારે, તે તો પૂરણ બ્રહ્મની શકત;
કેવાય પરબ્રહ્મ તમવડે કરીરે, વિરંચી કરે તમારી ભકત. અં. ૧૮
સોનાંહુંછો સહુ તમવડેરે, બાંધ્યો વિચે તે તો વિહાર;
માની માયા કળાય નહી કોઇ પશરે, નહી ગુંજવા પુષ્પની વાસ અં. ૧૯
દ્વિ દ્વિ ભાને શ્રષ્ટી રચીરે, તીયા કલી રીયાછે સ્થીર;
તારી માયાયે ગુણ અલગા કરયારે, તેતો ભરમે ભાંરો દ્વૈત. અં. ૨૦
હું તો અન્યને નજાણું જાણુવારે, તારૂં રૂપ કોણ નકલાય;
શેષ બ્રહ્માદીક હારીયારે, તારો પાર કોણે ન કલાય. અં. ૨૧
પોતે પોતાનો જાણી કરીરે, સદા સરવદા કરે કલ્યાણ;
જેમ હેમ કળશ જડે દીપતોરે, તેમ સઘલો નહીને વરણ અં. ૨૨
સિંધુનું જલ સિંધુમાં રહેરે, તેવું લહું તે તારૂં તેજ;
તારી વાણી એ અમૃત વહેરે, જેમ કુપ માહે તારો ઉદ્યોત. અં. ૨૩
તારાં આવાહન હું શું કહુંરે, તે તો વ્યાપક સરવે આપ;
કરી વાશ રચના બહુચરીરે, પરવત સંગે કીધો વાશ. અં. ૨૪
હું તો મુઢ મતી કાંઇ જાણુંરે, અપરાધી છઊ તારો દાસ;
આપે અંબા કરૂણા કરોરે, સદા રાખો ચરણની વાશ. અં. ૨૫
બહુ પરે પોતે વરયાંછો વિશ્વમાંરે, તારાં સઘલાં અકલ ચરીત્ર;
અંબા મુનીવર વિશમે બહુ થાયારે, તારાં વચન બહુછે પવીત્ર. અં. ૨૬
મન બુદ્ધિથી કોઇ સ્તુતી કરેરે, આપે શુધ કરજો વિચાર;
આપે સુખને સંપત સરવથારે, તે તોજીતી નશકે કોઇ અં. ૨૭
જે જન માને શરણે તે રહેરે, તેનો સઘલો ટળે સંતાપ;
તેને જનુંની જાણે પીતા તણુંરે, તેને સ્થીર કરેછે માત. અં. ૨૮

તેની વાણીમાં રસ ઉપજેરે, તેને પૂરણ પદનું જ્ઞાન;
અંબા તેતો આદ્ય અનાદછેરે, આપો બાંહે ઝાલી વરદાન. અ. ૨૯
હું તો તારે શરણે આવી પડયોરે, બીજે કેને સરણ નજાઉં;
અંબા કાલાવાલા તુજ આગળ કરૂંરે, તારા ગુણ તે જશહું ગાઉં. અં. ૩૦
અંબા પાંચ તત્વ ગુણ તેજ તું રે, વ્યાપક સરવે સદા તુ આપ;
અને ઇંદ્રીને સરવે દેવતારે, અંતઃકરણ માતા તારો વાશ. અં. ૩૧
સ્થૂળ સૂક્ષ્મ શહુનું મુળતુંરે, તુંછો આદ્ય મધ્યને અંતઃ
અંબા સ્થાવર જંગમ સચરાચરરે, તેમાંછો પરમ અનંત. અં. ૩૨
તારી સ્તુતી કરે તે જ્ઞાનીરે, તેને આગળછે સોદીપ;
અંબા બિંદુ તે શું જાણે શીપમાંરે, માતુ કીપાકર શમીપેર. અં. ૩૩
હું તો તારો તે પ્રગટ તું થયોરે, બીજે જાણુ તે અજ્ઞાન;
શહુ તારી માયામાં ભમેરે, તારૂં અતુલ્ય કારણછે જ્ઞાન. અં. ૩૪
હું તો મંદમતી કાંઇ જાણું નહીરે, તું તો બોલસ પવીત્ર પ્રમાંણ;
કોઇ વેદને કળી શકેનહીરે, કોઇ શાસ્ત્રે નક્ષત્ર તેય.
અંબા ગણી નશકે ગુણ તાહરારે ગણું સરવે તાહરૂં નામ; અં. ૩૫
હું તો દીન થઇને વરણવું રે, શરણે આવ્યો ભવાનીદાશ.
જેમ દરપણ દેખાડે અંકનેરે, મોટો મારે તારો અભ્યાસ; અં. ૩૬
તારી કરૂણાયે જાણે સહુરે, અભીમાન નરહે લગારઃ
અંબા કરી કરૂણા તારી પેરે. આપે પ્રગટ કરયું ભુવન. અં. ૩૭
હું તો મંત્ર જંત્ર જાણું નહીરે, નહી જપ જાપ જગનઃ
અંબા ધ્યાન કરૂં હું તાહરૂરે, માજી ઉતારો ભવપાર. અં. ૩૮
કોઇ માગેરે કાંઇ તુજકનેરે, હું તો અવીચલ પદ પૂરણ;
અંબા જેમ તેમજાણો પોતાતણોરે, ભવપાર ઉતારો ભગવાન. અં. ૩૯

**છંદ અંબા વશીયાં ડુંગરમાં ( ચોપાઇની ચાલ)**

પ્રથમ ગણપતીનું દરશણ કરીયેરે મા, માનો કોલ લઇ આચર કરીયેરેમા.
માની પવાડીયે જઇ આચર કરીયેરે મા,
અંબાનશીયાં ડુગરમાંયેરે જગ્યા જોઇનેરે મા. ૧
ગણપતી સરસતી વિનવું રે મા, લંબોદર લાગુ પાયરે મા,
વાણી આપોને મયાકરીરે. અંબા વશીયાં ડુરમાંયરે જગ્યા જોઇનેરે મા. ૨

અંબા આરાશુરેમાં બીરાજેછેરે મા, છત્ર સોનાનું શીર છાજેછેરે માં.
સિંહાશંન બેઠાં બીરાજેછેરે મા, અં૦ ૩
માને શીરે કલંગીના તોરારે મા, અંબા પુરો મનોરથ મોસરે મા.
મા ચોક ચસતીયાના જોડારે મા, અં. ૪
મા ચોલીઓ રંગ બોળીરે મા, ચંદન અરધચાશુ બોળીરે મા.
કેશરીયા શાળુ રંગ રેલીરે મા, અં. ૫
માને ચોટલે ચોકાને ફુમકારે મા, ઓપે ત્રાકુટી બાંધી લુમખારે મા.
લુંમે જુંમે મા લુંમનારે મા. અં ૬
માને નકવેંશરે હીરરે ડોલેરે મા. માની ટીલડી તપે લલાડેરે મા.
તીલક કાધાં કેશરી આડરે મા, અં. ૭
માને બાજુબંધને બેરખારે મા, શોભે કેડે કમર પટોરે મા.
એવી આનંદી કર આનંદ ઘટારે મા. અં. ૮
મા તેં લેખ લખ્યા કરમે રૂડારે મા, માતારા મનશુબાછે ઘણા રૂડારે મા.
તેં રાખ્યા અમર એવા સુડારે મા, અં ૯
માયે પેરચાં કાંબીને કડલાંરે મા, આપી પુત્ર વરાવોને પેહેલાંરે મા.
એવી બોળી ભવાની કામ કરો ભલાંરે મા. અં. ૧૦
સજરાવો ચંદરવાને થંભારે મા, માને ભાવે ગવરા માહા રંભારે મા.
કહે સર્વે ઉદો ઉદો અંબારે મા. આ. ૧૧
માને દીપક જોતુ અંજવાલીરે મા, પૃથ્વીનાં પ્રાચીત પરજાલીરે મા.
માયે નિત નિત કીધી દીવાળીરે મા. અં. ૧૨
મા બાંધ્યાં તોરણ બારણેરે મા, મા કામ કરોછો કારણેરે મા.
માને પલે પલે જાઉં વારણેરે મા. અં. ૧૩
માજી દરશનથી નયણે નીરખુંરે મા, મા ધરી પ્રેમ રૂદેથી હરખુંરે મા.
માજી કોઇ નહીં તમ સરખુંરે મા. અં. ૧૪
મા ચાચર આવી ગરબે રમશો મા, તેતો અંબા માને ગમશેરે મા.
માનું દુરથકી દેખી નમશેરે મા. અં. ૧૫
માની પાળે આવી પાડે તાલીરે મા, તે ઉપર જાઉં બલહારીરે મા.
મા તેની દયા નીમેવારીરે મા. અં. ૧૬
માની ધરમ ધજા ધન ધન વારીરે મા, એવી અંબા સાહેબજો મારીરે મા.
જે રાજા મજા સહુ છે તારીરે મા. અં. ૧૭

તારાં નવ રંગી નીસાન ફરકેરે મા, દેખી દુઃખ દારીદ્ર થડકેરે મા.
તારે રંક રાયછે સૌ સરખાંરે મા. અં. ૧૮
મા રાખ્યે લીલીને લીલીરે મા, એવી સાહેબ અંબા મહા બાલીરે મા.
આનંદી અંબા રહ્યાં અતી બાલીરે મા. અં. ૧૯
અશાડ આશુ માહા ચૈત્રરે મા, ચારે તારા નવરાત્રરે મા.
માહા દશા જાગી બેતરરે મા. અં. ૨૦
માજી નામથકી હું અળગોરે મા, મા ચાચર રમવાનો ઘણો ખટકોરે મા.
માને આવી હું ડામણે વલગોરે મા. અં. ૨૧
મા હજાર ગાયુ પાળે આવેરે મા, આરારે રહુ અંબા બાલીરે મા.
માજી જમાન છો તું બાલીરે મા. અં. ૨૨
માને ગળે ઘરેણાં ઘણા દીશેરે મા, માને ઉતરી માળા અતીશેરે મા.
એવી દુન્યા તારી દીશેરે મા. અં. ૨૩
મા સાચી સદા શત બળદારી મા, તારી અકલકળા નકળાયરે મા.
મા શ્રષ્ટીનાં પ્રાશ્ચિત હરનારીરે મા, અં. ૨૪
માજી સાચી શકલ બ્રદધારી મા, તારી અકલ ગત પર જાઉવારીરે મા.
રાખો આદીત વચન મિત પ્યારીરે મા, અંબાવશીયા ડુગરમાયરે જાગ્યા.

છંદ જયો જગદંબિકાનો ( ત્રકાઈ )

જયો જગદંબિકારે લોલ, સ્થળે સ્થળ સ્યંબીકારે લોલ.
અખંડ આનંદીકારે લોલ, જયો જગદંબિકારે લોલ ૧
નહી તું નીરંજનીરે લોલ, અરી દલ ભંજનીરે લોલ.
દેવી દુઃખ ભંજનીરે લોલ. જયો. ૨
સતી સિંહવાહનીરે લોલ, અતી અઘદાઈરે લોલ.
ગતી ગુણ ગાહનીરે લોલ. જયો. ૩
શદેવ શોહાવતીરે લોલ, પદેપદ પાવતીરે લોલ.
મયા મનભાવતીરે લોલ. જયો. ૪
અંબે તું ઊપાયનીરે લોલ, સહુ રંક રાયનીરે લોલ.
સદા સુખ દાયનીરે લોલ. જયો. ૫
મૃગ્ગ મૃગી જંતુનીરે, લોલ તણુ તંતુનીરે લોલ.
અનાજ અનંતુનીરે લોલ. જયો. ૬
પદાર્થ પ્રાણીનીરે લોલ, વિદ્ય ગુણ વાણીનીરે લોલ.
પુરા પુરાણીનીરે લોલ. જયો. ૭

અનાદી અનંતીરે લોલ, મહાન મહંતીરે લોલ.
પ્રમાણુ શું પંથીનીરે લોલ. જયો. ૮
બુદ્ધિ બુદ્ધિમંતનીરે લોલ, શકિત સદા સંતનીરે લોલ.
સિદ્ધિ શ્રીમંતનીરે લોલ. જયો. ૯
પતિ કૈલાશનીરે લોલ, સતી શુવીલાસનીરે લોલ.
અધિક ઉલાશનીરે લોલ. જયો. ૧૦
રમે નવરાત્રિધિરે લોલ, જનો તણી જાત્રીણીરે લોલ.
મનોહર માત્રીણીરે લોલ. જયો. ૧૧
અભંગ ઉમંગમાંરે લોલ, નાચે ગાયે રંગમાંરે લોલ.
બજાવે મૃદંગમાંરે લોલ. જયો. ૧૨
સજી શૃંગારનેરે લોલ, ધરી હથીયારને લોલ.
પેરી પુસ્પ હારનેરે લોલ. જયો. ૧૩
વરાહી વાગેશ્વરીરે લોલ. માન માહેશ્વરીરે લોલ.
ભણાય ભવનેશ્વરીરે લોલ. જયો. ૧૪
આઈ તું આશાપુરીરે લોલ, મારી માતું બહુચરીરે લોલ,
પાહી પરમેશ્વરીરે લોલ. જયો. ૧૫
લક્ષ્મી તું લખેશ્વરીરે લોલ, કાળી કરૂણા કરીરે લોલ
સરસ્વતી શુંદરીરે લોલ. જયો. ૧૬
બ્રામી ભુવનેશ્વરીરે લોલ, વિધાત્રિ વિશ્વંભરીરે લોલ.
ગૌરી ત્રિશુળેશ્વરીરે. જયો. ૧૭
જવાલામુખી જયોતમાંરે લોલ, અખંડ ઉધાતમાંરે લોલ
પ્રખ્યાત પ્રબોધનીરે લોલ. જયો. ૧૮
શહાયક શોધમાંરે લોલ, સદા શુભ બોધમાંરે લોલ-
કદિ નહી ક્રોધમાંરે લોલ. જયો. ૧૯
અંબા અતી ઓપતીરે લોલ, કુંડાપર કોપતીરે લોલ.
શદાશિવ સોપતીરે લોલ. જયો. ૨૦
શદા શેવી સુરનરેરે લોલ, બ્રહ્માદીક હરીહરેરે લોલ.
નમે તે અનુસરેરે લોલ. જયો, ૨૧
મુન્ય મળી ગાનનીરે લોલ, ધરી તુજ ધ્યાનનીરે લોલ.
કરે સુખ ગાનનીરે લોલ, જયો, ૨૨

જપે તુજને જદારે લોલ, અંબા હર આપદારે લોલ.
તરે ભવ તે તદારે લોલ. જયો. ૨૩
દયા કરી દાસનેરે લોલ, ત્રોડે ભવ ત્રાશનેરે લોલ.
પૂરે શુભ આશનેરે લોલ. જયો. ૨૪
સ્તુતિ જગદંબીકારે લોલ, વડા વિશ્વ સ્થંભનીરે લોલ.
નિરાલંબ લંબનીરે લોલ. જયો. ૨૫
અહો સર્વે સારતારે લોલ, રહો ચીંત ધારતારે લોલ.
રખે ન વિસારતારે લોલ. જયો. ૨૬
મળી મિત્ર મંડલીરે લોલ, ભલા સુરમાં ભળીરે લોલ.
ભણું સ્તુતી સાંભળીરે લોલ. જયો. ૨૭
સંવત અઢારસેંરે લોલ, શુભ સાલ એકત્રીસછેરે લોલ.
મતાપ મને હશેરે લોલ. જયો. ૨૮

### છંદ અંબાજી ખેલે રંગમાં.

રંગમાં રંગમાં રંગમારે મારી અંબાજી ખેલેરંગમાં ૧
નવદાડા નવરાત્રી ખેલે થૈકાર થૈકાર થંગમાંરે મારી અં. ૨
અંગે તે બાલી લીયે કરતાળી, શોભાબની માના સંગમાંરે અં. ૩
સોળે શૃગાર માને અંગે શોહાવે, નથડીમાં મોતી જડાં નગમાંરે અં. ૪
ચામર આવીને ગરબે રમેછે, તાલ નગારાના છંગમાંરે અં. ૫
દેશોદેશનાં માનવી આવી નમેછે. કામ થાયછે મનગમતાંરે અં. ૬
ચોસઠ બેનું સર્વ આવી મળીને, ગરબો ગાએછે આનંદમાંરે અં. ૭
ભટ વલ્લભકે ભાવે ભજશે, તે નાયા જાહ્ન ગંગમાંરે મારી અંબા. ૮

### છંદ અંબિકાનો.

પ્રથમ ગણપતીનું દર્શણ આવી કરજોરે, માને મુજરો કરીને ચામર ઢરજોરે.
કુસી સાહેબ દેદાર દીજે રે, મતવાલી અંબા મુજરો લીજેરે.
આશ રાખુ આરાસુરી તારી રે, સાચી સાહેબ સલામ લેજો મારી રે.
સુખી રાખેને શીરકાર બાંકી રે, રહું ચામર ઉમેદવાર ઝાંખા રે.
આઇ અજાબ તે હાથ વાતસેજો રે, સિંહાસન વાળીને સોંપી દેજો રે.
મેહેરબાની તે મહેર માત કીજે રે, સદા સેવકોને શીર હાથ દીજે રે,
હુકમ તાબે સાહાયછુ તહારે રે, આવી તસ્લીમ સલામ કરૂ પાળેરે.
નજર દેખુ સદા તારી મિઠી રે, અંબા અલબેલી જેવી તે ડાયનદીઠીરે.

મહેર રાખીછે માત તારી મોટી રે, દઈ દુશમન કીધા તે વાત નમોટીરે.
પાએ પડજો તે પાતડીનિ પીઠે રે- સહુ સુખિયાં થઈએ અંબાને દીઠેરે.
દુરગા દેવી તે દુખડાં ટાળે રે, મુરખ જાંણી વચન માજી પાળે રે.
જોર જવાળમુખીછે માત મારે તારૂરે સાનગઢ નામ નારાયણીનું મોટું રે.
ખરી ખોડીઆળ નય કરે મોટું રે, માત તુળજા તું મનમાંની રે.
બાળી બેચરાજી વાત સુણો છાંનીરે, પાવાવાળી મહાકાળી કામ કરજોરે.
ગજરાજેશ્વરીને રૂદે ધરજો રે, અંબા મોરી આરાસુર રાણી રે.
તું થી નથી મારી વાત અજાણી રે, મારે માત તું તાત તું અંબા રે.
હેવું જાંણીને ગરબે આવ્યો રંભારે, મારે માત તું તાત તું આઈ રે.
સગાં સહુકો માછો મહુ માઈ રે, સદા ફરિરછો હાથ વાત જાંણી રે,
ગાવું અંબાને દરબાર રૂડીવાંણીરે, કરો મહાલક્ષમીજી માત મહેરઆણીરે
ઘેર આવો અંનપુરણા રાણીરે, દેવ દેવીને દરબાર દવા દઈયે રે.
અરજી અલબેલી વિનાયકોને કયેરે, અરજી અલબેલી માતશુદીધી રે.
ફરદ દસ્કત મહોર માયે કીધીરે, ચોક ચાચરના ચાકર કીધા રે.
માથે દામ ખરીદ ગુલ લીધારે, હઈ પડયોછું અંબાવ્ય તારે નામેરે.
આવી ઉભા રહો ભીડ કાંમે રે, ડુંગર વાળીનો ડંમકો વાજેરે.
દોલતજાદી સેવકને શીર છાજેરે, ધણી ઠાણીને બેસાડજો ઘોડેરે.
સહુ ભાઈની બિરાદરી જોડેરે, તારો આદીત ગુલામ છે રાજીરે.

## છંદ અંબાજીનો પંદર તીથી.

પડવે તે કઉ પરમેસરીહો અંબિકા, વારે વિશ્વેશ્વરી આપ.
દાસનાં દારીદ્ર કાપવા હો અંબિકા, પેહલે પોરે કુંભસ્થાપ. ૧
બિજે તે બેચર આવ્યાં હો અં૦, સૈરૂં સર્વેને સાથ. ૨
ત્રીજે તુલજામાત તેડીઆવ્યાં હો અં૦, કાલી આવ્યાં સનમુખ. ૩
ચોથે ચતુરાં ચાચરે હો અં૦, ઉદો ઉદો મુખ હોય. ૪
પંચમે પાંચ સરખીમલી હો અં૦, અકલ કલાન કળાય. ૫
છઠે છબીલી સહુ મલી હો અં૦, અષ્ટ પોહોર આનંદ થાય. ૬
સાતમે શત ભાંખાયાં હો અં૦, ભકતનાં કરવા કાજ. ૭
આઠમીએ શ્રીકૃષ્ણ હોમીયાં હો અં૦, તેડ કરે વખાણ. ૮
નવમીયે ખડુ ખાક માંડીયે હો અં૦, ભોજન કર્યાં સર્વે દેવ. ૯
દશમીએ રવીઆમણી હો અં૦, પૂજન બહુપેર થાય. ૧૦

એકાદશીયેં અવનીપરે હો અં૦, કીધા બહુ વીસતાર. ૧૧
દ્વાદશીયે બહુચર બોલીયા હો અં૦, ભક્ત ઉતારે ભવપાર ૧૨
ત્રયોદશેં તુલજા સધાવ્યાં હો અં૦, સહુને કરી પ્રણાંમ. ૧૩
ચતુરદશી ચાચર મોકલ્યો અં૦, બહુચરમાને ઘેર. ૧૪
પૂરણીમાયે કાંમ પુરાં થયાં હો અં૦, સર્વેને આપી શીખ. ૧૫
ધોળા વલ્લભ ભાઇછે હો અંબિકા, રાખજો ચરણ નીવાસ. ૧૬

## છંદ અંબિકાની પંદર તિથિ.

પડવે પાવા વાળી પાલવ સાહ્યારે. દરશણ કરતાં આજ ગરબો ગાયોરે.
બિજે બહુચર માત રક્ષા કરજોરે, મરા સરવે તરેહનાં દુઃખ તમે હરજોરે.
ત્રિજે ત્રિભોવન માત બેઠી ગાજેરે, સિંહાસન ઉપર માત તું બિરાજેરે.
ચોથે ચંડી માત ચોદશ જોતીરે, આંખડીએ આવી આંસુડાં લોતીરે.
પાંચમે પાળો માત હમને આવીરે, રંમતાં રંગભર આજ લ્યો બોલાવીરે
છઠે છબીલી માત દયા કરજોરે, શેવકનાં આવી આજ દુઃખડાં હરજો.
સાતમે સુંદર મુખ તમારૂ ઝળકેરે, ચાચરમાં રમતાં આજ મનબહુ હરખેરે
આઠમે અષ્ટભુજામા દરશણ દેજોરે, આ હવનઅતિસે થાય વારણાં લેજોરે
નોમે નવ દુરગા મળી અજાઇરે, જમે નઇવેદસહુએ આજ અંબાનેહીરે.
દશમે દરશણ દેજો આધભવાંનીરે, સુખી રાખેછે આ કાય મા મેહેરબાનીરે.
અગીયારસને દીઓછવ થાએરે, હરી હરના ગુણજ ગાય જોવા પળાયેરે
બારશે બાળારૂપ બહુચરી અંબારે, માઆવો અમ ઘેર આજ મામન રંબારે
તેરસે તુળજામાત જોઇજોઇ હરખુરે, નયણેથી અંબા આજ હરખી નીરખુરે.
ચઉદસે ચાચર માત હવનથાયછેરે, શ્રીફલ ચુદડીઓ ઘી હોમાયછેરે.
અમાસ પુનમે આજ દરશણદીધાંરે, ચાચર આવી આજ નાટા રંગ કીધારે.
આપંદરતિથિયો ગાઇ ઉલટ આણીરે હું સમરૂ શ્રીત્રિપુરા ઉલટ આણીરે.

## છંદ અંબાનો. ( દેશી ધ્રૂર. )

અંબા અલબેલી દીસેછે રંગમાંરેલો. ચોસઠ જોગણી અજાઇ સર્વે સંગમાંરેલો.
તારૂ સ્વરૂપ દિસેછે રળીઆમણુંરે. મુખ ચંદ્ર થકી સોહામણુંરે લો
મસ્તક વેણી બિરાજે વિશાળસુરે. ગુથી ચમરી તે ફુલની માળસુરે લો.
વચે ચળકે તે ચાક ગુરૂ હીમનારે. હિરા જડિત્ર જડ્યાતે જોત્ય ભામનારેલો.
તારૂ તરસથીયુ દીસેઘણુ ટેકમારે. સેંથો સિંદુરે પુરયો તે અવલ ટેકમાંરેલો
નેત્ર કાજળ સારાં તે દીસે રાતડાંરે. બિંદી કીધી તે રીકણુ વાતડાંરે લો.

હિરા ઝળકે અંબાને ગોરે ગાલસુરે. લો વાળી મુકતાની પહેરી વચેલાલસુરેલો.
મુસ્તક મુગટ બિરાજે એક તુલ્યનોરેલો. વચે પાનુ ચળકે અમુલ્યનું રે લો.
છત્ર સોને જડીત્ર અતી સોભતુરે લો. શીકાં ઝુમખાં જળકે આઆભાસુરેલો.
તેલ ફુલેલ મરદન મારી માવડીરે લો. ઉષ્ણોદક ભરયાછે બંગાજલીરે લો.
માજી સેંથો સોવરાવ્યો લાલનોરે લો. સાળુ કસુંબે ઓઢો પહેરચો સોભતોરેલો
ચંદન ઘોળા કેશર કપુર કાચલીરે લો. કટી મેખલા બાંધી કમર પાતલીરેલો.
અંબા ટીલાં કીધાં ત્રણ સેરનાંરે લો. ઝળકે હિમ મુકતાફળ ઝવેરનાંરે લો.
માને ગળે મૂકતા ફળ હારઘણારે લો. માના મુખ જોયાથી દુખ ગીયાંરે લો.
કોટે કાંઠલી સાંકળાં ને ઝુમણુરે લો. ઉતરી માળા ધરેણુ ઘણુ ઓપતુરેલો.
હાથે કેર (ીને બેરખા બેરસુરે લો. બાહે બાજુબંધ બાંધ્યાસુનાહોરશુરેલો
હાથે સુડી કાંકણીને સાંકળાં ઘણાંરેલો. ગોખ ચોકે બિરાજે અંબાવાંકડારે લો.
કાડે બંગડી જડાવ ઘણુ ઓપતીરેલો. ગરબો જોવાઆવ્યા દેવતા સહુરે લો.
પાયે ઝાંઝરને ઘુઘરા ઘમકે ઘણારે લો. હિંડે રમક ઝમક ઠમકે ઘુઘરેરે લો.
ચઉદ લોકમાં અંબિકા બીરાજતીરે લો. દિપક જોત્ય જણાછે જુકતમાંરે લો.
તારૂ નામ લેતાંજાય મુકતમાંરે લો. તુને સેવી સદાએ અમીમાંરે લો.
તુને ન સેવે તે જાયે કલેશમાંરે લો. બેઉ કરજોડી સેવક વાણી વદેરે લો.
હાથ મુકજે ત્રિપુરા શીશ ઉપરે લો. હું માગુછુ માજી તારાચરણનેરેલો.

## છંદ અંબિકાનો.

ગાઉ ગુણપતીનારેહો અંબિકા, મુજદીઓ મતીરેહો, અં. સરસ્વતીમારેહોઅં.
લાગુ છું પાયેરેહો અં. શેવકને સાહેરેજોરેહો અં. ગાઉ કરજોડીરેહો અં.
દુઃખ હરો મારારેહો અં. રથ બહુ સારારેહો અં. અમ્રત ધારારેહો અં.
દુરગા દેવીરેહો અં. હરી હર શેવીરેહો અં. આદ્ય ભવાની રેહો અં.
મા મછરાલી રેહો અં. બહુ રૂપ તારાં રેહો અં. હરો દુઃખ મારાંરેહો અં.
જકતમાં કારણરેહોઅં. અસુર સંઘારણ રેહો અં. અધમ ઓધારણરેહોઅં
મંગલ રૂપી રેહો અં. અખંડ સ્વરૂપી રેહો અં. ઘટ ઘટ વ્યાપકરેહો અં.
તિરથ કાશી રેહો અં. દરશણ દિજે રેહો અં. મજરો લીજે રેહો અં.
મા મતવાલી રેહો અં. દિન દયાલી રેહો અં. સિંદુર વરણી રેહો અં.
કળાબહુ કરણીરેહોઅં. ચોટડી ઝળકે રેહો અં. કુંડળ લટકે રેહો અં.
રેશમ રંગે રેહો અં. ચોસઠ સંગે રેહો અં. શંકર નચાવે રેહો અં.
વિષ્ણુ આવેરેહો અં. વાંજીત્ર વાજે રેહો અં. ઝાંઝાડ ગાજે રેહો અં.

પગને ઠંમકે રેહ્યો અં. ઢાંબીને ડડલાં રેહ્યા અં. ધરતીમા ધ્રુજે રેહ્યો અં.
મદભરી બોલે રેહ્યોઅં. જોગી ધ્યાન ચુકે રેહ્યા અં. મુની માન મુકે રેહ્યા અં.
દેવ ઘણુ રીઝેરેહ્યા અં. કારજ સીજે રેહ્યા અં. તાલને છંદે રેહ્યા અં.
દેવ સહુ વંદેરેહ્યા અં. આહણી અલૌકીકરેહ્યોઅં. ઠણુબી ચોલી રેહ્યા અં.
આધર ઘુમે રેહ્યા અં. જોગણી રમે રેહ્યા અં. કંઠ પરવાળાં રેહ્યા અં.
શોભા સારી રેહ્યા અં. મોયાકષ્ણુ કાળીરેહ્યા અં. તાલ ગવંધી રેહ્યા અં.
કેશર લંકી રેહ્યા અં. બાલાને ગટકે રેહ્યા અં. ભૈરવ ભડકે રેહ્યા અં.
વાધ મૃદંગી રેહ્યોઅં. ગાયને નાચે રેહ્યા અં. બહુ રંગ માચે રેહ્યા અં.
જોઈ સુખપાપેરેહ્યોઅં. શીવરામ ગાએ રેહ્યા અં. મન ઘણું હીસે રેહ્યા અં.

## છંદ આરાસુરની અંબાની પચંતીરથીનો

માજી તુ આરાસુરની રાયરે, આઇ અંબિકારે મા. ટેક.
આરાસુરમાં બિરાજતીરે મા, સેવકને શીર છાજતીરે મા;
આસને બેઠી આજતીરે મા, માજી તુને દીઠે મહાસુખ થાયરે આઈ૦ ૧
મંડપની રચના ઘણીરેમા, હીરા રત્નજડયા મણીરે મા,
શોભે શ્રી સુરના ધણીરે મા, માજી તુને દીઠે પાતીક જાયરે; આઈ૦ ૨
પુજા કરે મધ્યને સમેરે મા, કામ લોભ મોહને દમેરે મા,
અંબાને મન તે ગમેરે મા, માજી દીઠે મન લોભાયરે; આઈ૦ ૩
ગંગોદક નીરમળ ભરીરે મા, કરે પખાળ જુગતે કરીને મા,
દુરથકી નાશે અરીરે મા, માજી તું કરુણા કર કીરતારરે; આઈ૦ ૪
ચંદન પુષ્પ ચડાવતારે મા, મન માજીનુ લડાવતાંયે મા,
અબીલ ગુલાલો ઉડાવતાંરે મા, તેનો સફળ થાય અવતારે; આઈ૦ ૫
જાઇ જુઇ ને માલતીરે મા, કીકરીઓ ઘઇ આલતીરે મા,
સેરો કરી કંઠે ઘાલતીરે મા, માજી તું નીરખે પદ દાતારરે; આઈ૦ ૬
બહુજન પાળે આવતારે મા, મેવા બહુ વિધ લાવતારે મા,
માજીમાને ધરાવતારે મા, માજી તેને ભવસાગર મધ્ય તારરે, આઈ૦ ૭
ધુપ દીપ નૈવેદ્ય કર્યારે મા, નર નારી મોહે ભર્યારે મા,
પાન પત્ર મધ્યે ધર્યારે મા, માજી તેને નવનિધ ઘણી આપરે આઈ૦ ૮
ઘંટા વજાડી કરે આરતીરે મા, નરનારી મન ધારતીરે મા,
તન મન ધન સહુ વારતીરે માજી તેના દુખ દારિદ્ર બધ્ય કાપરે આઈ૦ ૯

સનમુખ રહી શીશ નામતારે મા, કોટી જનમ દુઃખ વામતારે મા,
પુરણ પદવી પામતારે મા, માજી તેને પોતાનો કરી થાપરે; આ૦ ૧૦
હવન વેળ સહુ આવિને મા, સપરીવારે સરજાવિનેરે મા,
પુજાપો બહુ લાવિનેરે મા, માજી ત્યાં બ્રાહ્મણ કરતા જાપરે; આ૦ ૧૧
કરે હવન જન જાપથીરે મા, ટળે તનના તાપથીરે મા
અંબામા આપો આપથીરે મા, માજી તે જુગ સચરાચર જાણરે; આ૦ ૧૨
પુજા સરવે સમતારે મા, શ્રીફળ ઘાટડીઓ અરપતારે મા,
બ્રહ્મ ભોજન કરી તર્પતારે મા, માજી તે વેદ પુરાંણ પ્રમાણરે આ૦ ૧૩
પ્રદક્ષણા જઇને કરેરે મા, અંબા મા મનમાં ધરેરે મા,
નવનિધ તેને દ્વારે રહેરે મા, માજી તું ગુણ મહિમાં મંડાણરે આ૦ ૧૪
પંચતિરથી કરવા પળ્યારે મા, કોટીક કર્મ કુંડાં બળ્યારે મા,
સાજન સહુ સરવે વળ્યારે મા, માજી તુ નિરમળ પદ નિરવાણરે; આ૦ ૧૫
ગણપતને શીશ નામશેરે મા, જમન મરણ બે વાંમશેરે મા,
તે ચાર પદારથ પામશેરે મા, માજી તેને આપે પુત્ર ધન નારરે; આ૦ ૧૬
શિવ સનમુખ બેસે સહીરે મા, મોહ માયા મમતા વહીરે મા.
અલખ નિરંજન એ કહીરે મા, માજી તારા સેવને ઓધારરે; આ૦ ૧૭
ચાચર પુજા કીજીએરે મા, મન વાંછીત ફળ લીજીએરે મા,
અમરત રસ એ પીજીએ મા, માજી તેં કરયું સકળ દેદારરે; આ૦ ૧૮
આદ્ય સ્થાનકે વાસો વસ્યારે મા, દયા દીલમા આણી ધસ્યારે મા,
આયુધ અંગે ધરયાં હરયાંરે મા, માંજી તમે ઊતારો ભવ પારરે; આ૦ ૧૯
વારાહી દિન વાળીએરે મા, પાપ તે સકળ પ્રજાળીએરે મા,
જે જે ભાંખ રસાળીએરે મા, માજી તમે સહુની રાખો લાજરે આ૦ ૨૦
ભુતળ રહે સહુ એ ધકે રે મા, જે નમણ ચડાવે સુરતકેરે મા,
શાખ વખાણે પુસ્તકેરે મા, માજી તેને અંતે સરગ વિમાનરે; આ૦ ૨૧
ઉલટ મન સહુને થાયરે મા, ત્રણ તાપ તનના ગયારે મા
અડસટ તીરથ અહીં કહ્યાંરે મા, માજીનું સાચું સત્વ દયાદાનરે આ૦ ૨૨
ચાચર પુજીને આવતારે મા, આજ્ઞા માજીની લાવતારે મા,
વાચ્ય સનમુખ પળાવતારે મા, માજી ત્યાં પુજન તારૂ થાયરે; આ૦ ૨૩
ભૈરવ પાયે લાગીએરે મા, આળસ તજીને જાગીએ રે મા,
મન માન્યું જઇ માગીએરે મા, માજી એવા ભૈરવ બાળે વેસરે; આ૦ ૨૪

મારકુંડ કહે મુખથકીરે મા, અનેક સ્વરૂપ તે એકથીરે મા,
અંબામા બીજી નથીરે મા, માજી તારો પાર ન પામે શેશરે; આઈ૦ ૨૫
સિદ્ધ સવાઈ સહુથી વડીરે મા, ધ્યાન ધરોને રૂદે ઘડીરે મા,
ક્ષણુ એક રહો ઉભા અડીરે મા, માજી સિદ્ધ શુભ કેરે ઉપદેસરે આ૦ ૨૬
આદ્ય શકિત એક છેરે મ. વાય્ય તણી વિવેક છેરે મા,
વન તરૂવર અનેક છેરે મા, માજી ભુતલ ન લે તારો ભેદરે; આઈ૦ ૨૭
આનંદ ઉરે થયો અંગમાંરે મા, ચાલોજઈએ સહુ સંગમાંરે મા,
મન રાખો જી સુચંગમારે મા, માજી તેનું થાય શુધ શરીરરે આ૦ ૨૮
માન સરોવરે એ લહુરે મા, ઇંદ્ર અમર આવે સહુરે મા,
ઉરવશી ગાન કરે બહુરે મા, માજી તેનું નીરમળ દીસે નીરરે; આ૦ ૨૯
શોભા તે મા સરોવર કનેરે મા, નહાશો પોતે એક મનેરે મા,
શિવ સહીત ચતુરો નમેરે મા, માજી એવું માન સરોવર નીરરે; આ૦ ૩૦
વાજાં તે વાજે છંદનારે મા, મીઠા મહા મન મંદમારે મા,
જીવ રહેછે આનંદમાંરે મા, હારે તમે દ્રઢતા રાખો ધીરરે; આ૦ ૩૧
નરનારી બધ જાઇનેરે મા, આપો આપ શમાઇનેરે મા,
સેવો તે આદ્ય અજાઇનેરે મા, માજી તમે પુરો મનની આશરે; આ ૦ ૩૨
ગાજતે વાજતે આવિયાંરે મા, શોભા સકળ સજાવિઆરે મા,
માજીને મન ભાવિઆંરે મા, માજી સહુ કરતા હાસ્ય વિલાસરે; આ૦ ૩૩
દેવિએ દૈત્યને બહુ હણ્યારે મા, મારયો મહિષ તે નહિ મણારે; મા
અમર કહે મુખથી ભણ્યારે મા, માજી જાય કાલ ઉડચો આકાશરે; આ૦ ૩૪;
સકળ તિરથ અહાં વાસીએરે મા; ભમવું નવ પડે કાશિએરે મા,
નર હો સહુ મન રાનિએરે મા, માજી તારો વાસો છે સરવ અક્ષયરે આ૦ ૩૫
રાખો મન નીરમળ મતીરે મા, સેવ્યા ત્રિભુવનના પતીરે મા,
જો હોય કરમતણી રતીરે મા, સાચી સેવો અંબા શકતરે; આ૦ ૩૬
અંબા અંબા જે રટે મા, પ્રાશ્ચિત પુરવ તણાં ઘટેરે મા,
માજીને નિત્યે રટેરે મા, એ છે સકળ કળા બધ્ય શકતરે આ૦ ૩૭
ગરબો ગાશે માનવીરે મા, સહેજે નહાશે જહાનવીરે મા,
દમે નહિ કોઇ દાનવીરે મા, તરે નરનારી આરકતરે; આ૦ ૩૮
શિખે સુણને સાંભળેરે માં, ભવસિંધુ ફેરો ટળેરે મા,
અંબામા પોતે મળેરે મા, માજી તમે વહાલ દેજો ભકતરે; આ૦ ૩૯

## છંદ અંબાજીનો.

ગુરૂ ગણપતીને લાગુ પાયરે મા, અંબાજી ગરબે ઘુમે છે.
સારદાજી થાજો મુને સાયરે મા, અં. રમે તેવતેવડા જોગમાયારે મા, અં.
તેને નામે પાવન થાય કાયારે મા, અં. માયે કીધા તે સોળ શણુગારરેમા, અં.
થાય રમતાં તે થૈ થૈકારરે મા, અં. રચ્યો આનં વનમાં રાસરે મા, અં.
નાચે બ્રહ્મા વિષ્નુ મહેશરે મા, અં. માયે પેહેરી પટોળી સાહીરે મા, અં.
પેહેરયા હીરા મોતીના હારરે મા, અં. માને ગરબે ઘુઘર માળરે મા, અં.
નાચે ખુંદેને કરે બહુ તાળરે મા, અં. ફરે કુદડીને છંદ બહુગાયરે મા, અં.
કાને કુંડળને કનકના તાંતરેમા, અં. માના રૂપે જડીત્ર રાતા દાંતરે મા, અં.
મુખ કમળ તણો આકારરે મા, અં. થાએ અખંડ ઝાકઝમાળરે મા, અં
છંદમાં કરેછે કલોલરે મા, અં. નવ દીન રમે નવ રાતરે મા, અં.
ભાવે રમેછે બહુચર માતરે મા, અં. ગાન તાનને કુદડી ફરેરે મા, અં.
ઝાંજર વાગેને જુગતે ગાયરેમા, અં. માયે ધરીયું રૂપ અનુપરે મા, અં.
માને શોવે મોટા મુની ભુપરેમા, અં. વેદ પુરાણ તુને પ્રમાણીરે મા, અં.
ઇંદ્ર પાસે થઇ ઇંદ્રાણીરે મા, અં. પરીબ્રહ્મની છો પટરાણીરે મા, અં.
માજી બ્રહ્મા પાસે બ્રહ્માણીરે મા, અં. થઇ નવલા રંગની રેલરે મા, અં.
માજી ખેલે નવા નવા ખેલરે મા, અં. દેવ તેત્રીશ કોટી આવેલરે મા, અં.
માનો મહિમા કહું શું મોટોરે મા, અં. રૂદે ખરૂ માનો નથી ખોટોરે મા, અં.
બ્રહ્માંડનો ગરબો કીધોરે મા, અં. રમવાને શીરપર લીધોરે મા, અં.
સપ્ત પાતાળનુ કોડીયું કીધુંરે મા, અં. રકત બીજનુ રૂધીર પીધુરે મા, અં.
મેરૂ પરવતની વાટજ કીધીરેમા, અં. સાત સાયર તેલ કુલેલરે મા, અં.
મધ્યાં સરખેસરખીનાં જુથરેમા, અં. માની શોભા બની અદભુદરે મા, અં.
માજી મેહેર કરો વારે આવીરેમા, અં. દાસ શીવરામ ગરબો ગાયેરે મા, અં.
ગાયો સંવતઅઢાર પાંત્રીસેરેમા, અં. શુભ ચોદસને બુધવારે મા, અં.

## છંદ અંબાજીનો.

અખંડ વિલાસ અંબાતણો ગાવા કીધુ મન;
સરસ્વતી માત કૃપા કરી લંબોવર પ્રસન. ૧
નિત્ય નવી લીલા માતની કવિ મુખ કહી નવ જાય;
જેને અનુભાવ અંબા તણો તે રસ કરણીકા થાય. ૨
બ્રહ્મા ભણે વેદ વાણીએ તોયે નવ પામે પાર;
મંદ બુદ્ધિ શું વરણવું કોણ મારો અધીકાર. ૩

કૃપાળી કિપા કીજીએ, દરશન દીજીએ માય;
સનમુખ થઈને દાખજો રૂપે રૂવે આનંદ થાય. ૪
વરણુન તમારૂ વરણુવું ન્યારો નઉતમ ખેલ.
અખંડ ધામ લીલા રચી વળી છો રસની રેલ. ૫
સિંહે ચડયાં શોભો ઘણું ખડગ ખટકે ત્રીશુળ;
બાણુ ટંકારવ ઘુઘરી કળી ચંપાનાં ફુલ. ૬
અખંડ અંબોડો વાળીયો લલાવટ કીધી આડ;
આંખડી મૃગ લોચની સુંદર ભ્રગુટી લલાટ. ૭
લટકે મોતી નાકનુ અધુર ભરયાં તંબોળ;
હડપચીએ હીરા જડાયા કરણું આળ ઝકોળ. ૮
અંગે આભુશણુ પેહેરીયાં, વિશ્વ વિલાશી અંગ;
કસુકીયે રૂડા મોર છે વેણુ વાસંગી નાગ. ૯
ચુડો કનકનો કમકમે વાડલો પોંચી સાર;
કટી મેખળાયે ઘુઘરી હઈડે ઝણુકે હાર. ૧૦
આરસી આંગળીએ હેમની દરપણુમાં મુખ જોય;
વિંટીઉં નંગ જડાવની અમ્રત દ્રષ્ટી હોય. ૧૧
રમઝમ ઝાંઝર વાજતાં ઘમ ઘમ ઘુઘરી થાય;
તાનરે માનજે તારૂંણી છંદે માહા રશ ગાય. ૧૨
ધણુણુણુ ધરતી ધ્રુજતી ગણુણુણુ ગાજે ગોળ;
દિશો દીશ પડછંદા પડયા મુખડે મીઠા બોલ. ૧૩
મચ્છરાળી મદમાં ભરી મતવાલી મુખ ગાય;
લટકાળીછે આંખડી રૂપ કોએ ન કળાય. ૧૪
વૈકુંઠનાથ વશ કીધલા શંકર કરતા માનુ જ્ઞાન;
દેવ બ્રહ્માદીક નાચતા નારદ કરતા ગાન. ૧૫
ખગોળ ભુગળ ગાજી રહ્યું શું દીપકની જોત;
તારા મંડલ ટપકી રહ્યું જોતાં સઈયર સુત સોત; ૧૬
ચોસઠ જોગણીના તાનમાં મરડો છો કાંઈ અંગ;
અનેક નૌતમ નર ગાય છે વિધ વિધ કરીને રંગ. ૧૭
ડમ ડમ ડમરૂ ડમ ડમે દમ દમ વાજે મૃદંગ;
ઝણુણુણુ ઝાંઝરી વાજતી નૌતમ તેનાં અંગ. ૧૮

નારદ ફેરી ફેરમાં ફુલ ચડયા આકાશ;
ગરૂડે ચહડીને પરવર્યા, તેની સંગે અવીનાશ. ૧૯
સરસ લીલા જોઇને મુનીવર ચુકયા ધ્યાન;
બ્રહ્માદીક બ્રહ્મા લગે શશીયજ ભુલ્યા સાન. ૨૦
ગાએ લીલા અંબા તણી દંપતી નીરગુણ થાય;
તેની કરણી કયા તણો વરણવ કરયો નવ જાય. ૨૧
દાસ શીવરામ વરણવે મહાત્મ કહ્યા નવ જાય;
ભુલ્યા ચુકયા ક્ષમા કરો જે માગુ તે થાય. ૨૨

## છંદ અંબાજીનો.

મારી અંબાજીના લોચન સોહામણાંજો. માના તેજતણો નહી પારજો મા.
માએ ઘવન મંડળની કીધી ધાઘરીજો, ધરતી કીધીજે મેરૂ સમાનજો; મા.
માને ચંદ્ર સુરજ બેહુ દીવડાજો, ઇંદ્ર રહેછે બેહુ કરજોડજો; મા.
માને અણુવટ વિછવા શોહામણાજો, થાય નેપુરનો ઝમકાજો. મા.
માને કટીએ મેખળા બીરાજતાજો, તેની ઘુઘરીનો ઘમકારજો; મા.
માને બાંહે બાજુબંધ બેરખાજો, માને કંઠે કમળનો હારજો; મા.
માના દંત દાંડેમની કળી જો, અધર પરવાળી કેરી રેખજો; મા.
માને કરણ તે ઝાળ જબુકતીજો, હીરા માણેક જડીયા સારજો; મા.
માની નાસીકા વેશર બીરાજતીજો, મોતી સજયાં સાધાર અનંગજો;મા.
માને કેશર તીલક બીરાજીયે જો, માને રત્ન જડીત બિંદી સારજો: મા.
માને શીસ ફુલ બીરાજીયે જો, માને મણીમય જોત અપારજો; મા.
માને મસ્તકે કેશ સોહામણા જો, માને મણીધર ચળકે નાગજો; મા.
માને શીશ પર મુગટ બીરાજીયે જો, તેની ઝગમગે જોત પ્રકાશજો; મા.
માને દાસ વલ્લભ વિનતી કરે જો, માના ચરણ સરણ રાખો વાસજો;મા.

## છંદ અંબાજીના શણગારનો.

અંબા માતારે મા વિનવું, લંબોદર લાગુ પાય.
વાણી આપોરે મા મયા કરી, તેમ અક્ષર આપો માય ૧
સરસ્વતિ ગુણપતીરે મા, સ્તવન કરૂ જેના ગુણગાયા નવ જાય;
નયણે નિરખુરે મા માતને, ધન્ય ધન્ય આરાસુરી માય. ૨

શીશે શોયેરે મા રાખડીરે, માને શ્રવણ ઝબુકે ઝલ્ય
માજી રૂપ શોયાંમણાંરે મા, જેની જ્યોત્ય પડે ખહુ આલ્પ. ૩
શામ ત્રવેણીરે મા ચોટલો, માંહી જડીત્ર ગોફણો સાર;
ગોફણે ફરતીરે મા ઘુઘરી, જેનો સુંદર ઘાટ અપાર. ૪
લલવટ સોઐરે મા ચાડલો, ને કુમ કુમ કેસર આડ;
આડ અનોપમરે મા સોભતી, મા ને ચાંડલો સોયે લલાટ. ૫
વેણુ સમારેરે મા આપણુ, ને શેંથે ભર્યો સિંદુર;
નયણુ કાજલરે મા સારીયાં, અણીઆળે નાકે મોર. ૬
ચોકે બાંધીરે મા સુંદડી, માંહી કસબે બંધ અપાર;
કુંમ કુંમ કેસરરે મા કસ્તુરી, માંહી ચુવા ચંદન અતુલ્ય. ૭
દાડમ કળીયુરે મા દંત છે, ને મુખ ચાવ્યાં તંબોળ;
મુખથી બોલેરે મા મરકલડે, ને નઉતમ કરે કલોલ. ૮
કોટે સોઐરે મા કંઠેસરી, માંહી મોતી ચીડીયાં જેહ;
ચાંડલો સોઐરે મા સોનાતણો, તનમનીયાં તેહ. ૯
હારલો લેહેકેરે મા જડાવનો, માજી કરે તે ઝુમણું જોત;
માળા લેહેકેરે મા મુકતા ફળની, માદળીએ ઉદ્યોત. ૧૦
ઉપર સોઐરે મા ઉતરી, માંહી ફુગ ફુગી ભાત્ય અપાર;
કંઠે નોતમરે મા કાંઠલો, માંહીં રેહે પુષ્પના હાર ૧૧
ચુડી રૂડીરે મા સોભતી, માંહી કાંકણી તેને સંગ;
બાંહે બાજુબંધરે મા બેરખા, આભુક્ષણ ધરીઆં અંગ. ૧૨
ખટ પટ ખળકેરે મા મેખળા, માંહી ઘુઘરીનો ધમકાર;
રાજ્યાં વાજેરે મા રણઝણે, માંહી જંત્ર તણા તણુકાર. ૧૩
ચરણા ચોળીરે મા સુંદડી, માંહી કમખો લીલી ભાત;
વસ્ત્ર અનેપમરે મા પેહેરીયાં, તે સરવે જુજવી ભાત. ૧૪
સેઢ વીંટીઓરે મા આંગળીએ, ને નોતમ દીને અંગ;
અંગની આંગળીયોરે મા આપણું, ને દર્પન દીસે સંગ. ૧૫
કાંબી કડલાંરે મા શોભતાં, ને ઝાંઝર નેપુર સાર;
અણુવટ ઠમકે મા અંગુઠે, ને વિંછીઆનો ઝણુકાર. ૧૬
શંણગાર પેહેર્યારે મા શોભતા, તેનાં સ્યાં કરૂં વખાણ;
તળીયાં રાતાંરે મા પગતણાં જાણે ઉગ્યો ભમરે ભાણ. ૧૭

સુરીનર મુનીવરરે મા મોહી રહ્યા, ને મોહ્યા મોટા ભુપ;
મોયા મોયારે મા દેવતા, મા જોતા તારૂં રૂપ. ૧૮
ચોસઠ બેનુંરે મા આવીયો, ને માંડ્યો નવતમ રાસ;
હરખ ધરીનેરે મા હમચી, ખુંદે તાળીકુ વાગે ત્રાસ. ૧૯
ફરતાં ફરતાંરે મા કુદડી, ને છંદે ગરબો ગાય;
શોભા શી કહુરે મા તમતણી, તે કળી કોઇથી નવ જાય. ૨૦
ગરબે ફરતાંરે મા જાળીયાં, તેના દીપક જોત અપાર;
કમળ દીપકરે મા કોડીયાં, તેની શોભા તણો નહીં પર. ૨૧
પાર નવ આવેરે મા તમ તણો, તેના ગુણ ગાયા છે ઇશ;
આવ્યા આવ્યારે મા કાશી થઇ ઇંદ્રાદીક સુર તેત્રીસ. ૨૨
બ્રહ્મા આવ્યારે મા હંસ ચડી, ને વૃશભ ચડી માહાદેવ;
વિષ્નું આવ્યારે મા ગરૂડે ચડી, જેની દેવ કરેછે શેવ. ૨૩
નાચે નાચેરે મા ઉર્વસી, ને કરે અપ્સરા ગાન;
ગ ન ગાવેરે મા નૃત કરે ત્યાં નાટક થેઇ થેઇ કાર. ૨૪
જય જય વાણીરે મા સહુ વદે, ત્યાં પુષ્પની વૃષ્ટી થાય;
હશી રમીને મા રાશમાં, તે સ્થાનીક બેઠાં માય. ૨૫
ભોજન કીધાંરે મન ભાવતાં, પકવાન દુધ છે પાસ;
ઝારી ભરીરે મા ગંગાજળી, ને મન માન્યા મુખવાસ. ૨૬
કરજોડીને મા વિનવે, વલભ તારો દાસ;
સંકટ ટાળોરે મા શેવકનાં, મા તમે મનની પુરો આશ. ૨૭

### છંદ અંબાજીનો.

રૂડાં ગરબે રમે છે માત અંબિકારે. પાય વાજે ઘુઘરીના ધમકાર. રૂડાં૦
માને જોવાને દેવ મુની આવીયારે. સાથે સિદ્ધ ચોરાશી તેડાવીયારે. રૂડાં૦
આવ્યા ઇંદ્ર ઇંદ્રાણીને દેવતારે. બ્રહ્મા વિષ્નુ સાવત્રીને શેવતારે રૂડાં૦
ત્યાં ચોસઠ બેનું ભેળી મળીરે. નવ દુરગા જુવે ઉભી રહીરે. રૂડાં૦
જોવા આવી પાતાળ કેરી નાગણીરે. એક નાવીતે નાર અભાગણીરે. રૂડાં૦
ત્યાં બાવન વીર ઉભા રહેરે. એવું દુષ્ટીના મનમાં નવી ચહેરે. રૂડાં૦
સહુ ગાયછે રાગને રાગણીરે. નવરાત્રી કેરા કરે જાગણીરે. રૂડાં૦
વાજાં વાજેને તાળ મ્રદંગ ભેરણીરે. ઢોલ કાંસીયાંને તાળ મ્રદંગરે.રૂડાં૦
કર જોડીને માજીને વિનતિ કહેરે. ગરબી ગાયે ને માને ચરણે રહેરે રૂડાં૦

## છંદ અંબાજીના સાતવારનો.

મહાકાળીછે મંગળ રૂપેરે, અંબા અલબેલી; માને જાણોતે બ્રહ્મસ્વરૂપરે અં.
બુધવારે બધિ પરવરીયારે અંબા. અંબા દીક્ષત ઘેર પધાર્યાંરે અં.
ગુરૂવારે માજીએ ગરબાંરે અંબા. ગુણ સરવે થકી છો ન્યારાંરે અંબા.
શુકરવારે કીધાં સુકીતરે અંબા. માને વેદ વખાણુ એવી રીતરે અં.
શનીવારે સહુને માત સરખીરે અંબા. માનો મહિમા ગાઉછું નીરખીરે અં.
રવીવારે તેજ શું કહીએરે અંબા. માને અનેક પ્રકારે ગાઈએરે અં.
સોમવારે જુઓ માત સામુરે અંબા. શિવ શકિત રૂપે માહાકાળીરે અં.
સાત વાર ગાયાછે હવે સારારે અંબા. ગુણ ગાએછે માજી તારારે અંબા.

## છંદ અરકને છંદનો.

અરકન ઈંદુ પવન નહીં પપાણી મા. આદશકત અંબા આદભવાની મા.
તારી તે ગત માતા કેણે ન કલાણી મા. તેરે જુગ જાયાને જુગત નીપાયા મા
તારીરે માયામાં વિશ્વ ભુલાવ્યા મા. કોટીક વાર તે બ્રહ્મા નીપાવ્યા મા.
કોટીક ઈંદ્ર હુવા કોટીક વાર મા. તુંરે નીરાજનની તું નીરાકારી મા.
માઃકાલે અંબા બાલ કુંવારી મા. કેટલાંક રૂપ ધરયાં માહા કાળી મા.
ઓતમ અંગે પેહેરીછે સાડી મા. રમઝમ રમઝમ નેપુરી વાજે મા.
વિંછવા તે અતી શરસલા વાજે મા. લંઘર નાદ અતી રૂડો છાજે મા.
ઝીણુ ઝીણુ શબ્દે મા ઝાંઝર વાજે મા. મણિ મુકતાના મા હારબીરાજેમા.
નાકેરે મુકતા નીરમલ સોયે મા. નિરખતાં સુરીનરનાં મન મોયાંમા.
હરખે હસતાં દંત ઝબુકે મા. વેણીને શબ્દે મા ઝાલ ઝબુકે મા.
વેણીને વેશણ મા કુશમ શું ગુથી મા. સિંદુર તે શોપે અતી સેથી મા.
પ્રમારે નેણ શમરથ માતા મા. તું અસ્તુતી તું સુખ દાતા મા.
કરમાં કાતીને મદ પીવંતી મા. અતી આનંદે અંબા રાસરમંતીમા.
રંગભર રાસ રમો રઢીયાલી મા. કરૂણા દ્રષ્ટિ જુવો તમે કાલી મા.
મેષાસુરનું મા નામજ ટાલ્યું મા. આરાસુરની તું ધણીયાણી મા.
ચારે વેદ અંબા તુજને ગાયે મા. શીવક શિવરામ તાંરો કેવાય મા.
તે પણ દાશ તારો કેવાય મા. સંવત સતર સડતાલી મા.

## છંદ અંબાજીના શણગારનો.

પ્રથમ સમરૂ સરસ્વતીને, ગુણપતી લાગુ પાય રમવા નીસરયાં મા.
અલબેલી પુરછા ધણીને, ગરબો ગાવા જાય. રમવા० 1

અંબા બહુચર સુંદરીને, સોળ કરયા શણગાર; રમવા૦
નિલા વે જગનો કંચવો, કશબે ભરયા છે તાર. રમવા૦ ૨
બાંધ્યો પેરયો લાખનો ને, ખુબ બની છે બાપ; રમવા૦
સાળુ સુંદર ઓઢણી ને, સરસ બની છે છાપ. રમવા૦ ૩
પાયે તે નેપુર ઝણઝણે ને, ઝાંઝરનો ઝમકાર; રમવા૦
અણવટ વિંછવા શોભતાને, મેખળા ઝીણું સાર. રમવા૦ ૪
કાંબીને કડલાં ઠમ ઠમેને, ઘુઘરાનો ઘમકાર; રમવા૦
હાથે ચુડો હેમની ને, નંગ જડયાં વિશાળ. રમવા૦ ૫
કરમાં ઝળકે કાંકણી ને, કાંડે હાણુ ચાર; રમવા૦
ઝબે તી પારો હેમનો ને, ચોસરો ચંદન હાર. રમવા૦ ૬
બાયે બાજુબંધ બેરખા ને, પોંચીયું લટકે હાથ; રમવા૦
વાંક વિચીત્રને લેહેરાયાં ને, ફુમકાં તેની સાથ. રમવા૦ ૭
પરવાળાની પાશરે ને, મુકતા ફળનો હાર; રમવા૦
હીરા માણેક મોઘરા ને, રત્ન જડીત્ર અપાર. રમવા૦ ૮
વાંત ત્રસંતીયું ટીલડી ને, નાકે નમણો મોર; રમવા૦
ફુલર દીસે હેમનું ને, ઝુમણું ઝળકે સાર. રમવા૦ ૯
કાને કુંડળ ઝળ હળે ને, તેજતણો નહી પાર; રમવા૦
લોલક ઝળકે હેમનાં ને, હીરા જડીત્ર અપાર. રમવા૦ ૧૦
નેણુતી કાજળ સારીયાં ને, કેશર વરણી આડ; રમવા૦
ચોડયા કપાળે ચાંડલા ને, ચોખા ચોડયા લલાડ. રમવા૦ ૧૧
વેણુ ગુંથી વિવેકથી ને, તરતજ ભરીયાં તેલ; રમવા૦
અંતર બેહેકે અતીઘણું ને, ફોરશું દીએ ફુલેલ. રમવા૦ ૧૨
સેંથે સિંદુર સારીયાં ને, દરપણ લીધાં હાથ; રમવા૦
એક એકની જોડે મળીને, સરવે બેહેની સાથ. રમવા૦ ૧૩
સજી શુણગાર ઉભાં રયાં ને શોભાનો નહી પાર; રમવા૦
અધુર મુખ પરવાળડાં ને, મુખ ચાવ્યાં તબોળ. રમવા૦ ૧૪
દંત બત્રીસ દાડમકળી સે, બહુ રંગ રાતા ચોળ; રમવા૦
મુખની શોભા અતીઘણી ને, શશીપલ ઉગ્યો સુર. રમવા૦ ૧૫
સરખે સરખી સહુમળી ને, જોબનમાં ભરપુર; રમવા૦
સાતે ઉગ્યા સામટા ને, તેથી અદકું રૂપ. રમવા૦ ૧૬

શેના ગરબો શિર ધરયો ને, રમવા વાંધ્યો રંગ; રમવા૦
સંખનપુરના ચોકમાં ને, ચોસઠ જોગેન્દ્રું સંગ. રમવા૦ ૧૭
ફરે છે બહુ ફેર કુદડી ને, માજી મંગળ ગાય; રમવા૦
મુખથી એવું ઓચરે ને, ઉદો ઉદો કહેવાય. રમવા૦ ૧૮
છત્રીસ વાજાં વાજીયાં ને, શરણાયુંના સોર; રમવા૦
ખગોળ ભૂગોળ ગાજી રહ્યાં ને, થાયછે શોરબકોર. રમવા૦ ૧૯
ઢોલક વાજે દુદભી ને, ખુબ બન્યો છે ખેલ; રમવા૦
તાલ મૃદંગના વાજમાં ને, ફરતી કુદડી ફેર. રમવા૦ ૨૦
નવરાત્રી તો નવે રમ્યાં ને, જમ થયાં છે તન; રમવા૦
દશરાને દીન પારણા ને, હોમ કરયા હવન. રમવા૦ ૨૧
રમા જમીને ચાલીયાં ને, દેવી ગયાં દરબાર; રમવા૦
બહુચર ગણપતી ગોખમાં ને, સુખ પામ્યાં સંસાર. રમવા૦ ૨૨
માગયા પુરણ માતજો ને, ધન્ય દાશ સંતાન; રમવા૦
આનારો રાખે તાયરો ને, પામે પુરણ માન. રમવા૦ ૨૩
તિથી અંજવાળી બીજછે ને, લખાયોછે ગુરૂવાર; રમવા૦
ગાય શીખેને સાંભળે તે ને, અંબા પુરે આશ. રમવાનીશરયાં ૨૪

## છંદ અંબાજીના બાર માસનો.

ગુરૂ ગણપતીને નિત્ય પાય લાગુ જો કે, અંબા કરજોડીને વાણી માગું જો કે.
બાર માસ અંબાના વખાણું જો કે, માજી સ્વરૂપ રૂદેમાં આણું જો કે.
કારતક માસે તું કમળા દેવી જો કે, હરી શંકર બ્રહ્માદીકે સેવી જો કે.
શિવશંકરે તે સામી સોભાવી જો કે, કાળીચૌદશ તું છો દીવાળી જો કે.
સહુમાં શિરોમણી માગસર માસ જો કે, શરણું આવ્યોછું દુષ્ટને ત્રાશ જો કે.
માજી રૂપ ધરયાં વિશ્વમાં આવી જો કે, છેદ્યો ધુમ્રને દુષ્ટ ઉગારી જો કે.
પોસી પુનમ પરમ અંજવાળી જો કે, રિદ્ધ સિદ્ધ રૂપે છો દયાળી જો કે.
મુજ મેર કરો મહા કાળી જો કે, પોષ માસે મા પાર ઉતારો જો કે.
માઘ માસે વશંત રૂતુ છો જો કે, સૌમાં રમતી આરાધો સૌ છો જો કે.
રાગ ગીત તાલીમ છંદે ગાતી જો કે, મોટા મુનીવર ચરણું વંદે જો કે.
ફાગણ માસે ફુલી તે શોભાયે જો કે, વાંણી વેદ કથા ગુણ ગાયે જો કે.
ફુલી બાર અઢારમાં ફળી જો કે, નાખ્યા દુષ્ટ દાનવને રોળી જો કે.
ચૈત્ર માસે ચતુર ભુજ થઈને જો કે, કારજ કીધાં જગતમાં રહીને જો કે.

કૃષ્ણ રૂપ ધરી ભાર ઉતારયો જો કે, માજી મોટેરો મહીમા વધારયો જો કે,
વેશાખે વાંણી તે થઇને વ્યાપી જો કે, મોટા શુકલ સનકાદીકે સ્થાંપીજો કે.
વેદ નત્ય કરંતાં ગાયે જો કે, જેઠ માસે જગત જોગ માયા જો કે.
હરી શંકર બ્રહ્માને ઉપાયા જો કે, ત્રણ ભુવને ચઉદલોકમાંયે જો કે.
અંબા તમે કરો તે થાય જો કે, આવ્યાં અસાડીને રંગમાં રમોજોકે.
અષ્ટ ભુજાથી આઇજી ઓપોછો જો કે, તેજ વિજલી તેરૂપ તમારૂ જો કે.
એવું અલબેલું નામ સંભારૂ જો કે, શ્રાવણ માસે તું સ્યામા સાચી જોકે.
ચઉદ લોક રહ્યું છે રાચી જો કે, સરવે વસ્તુ છે તારી શકતી જો કે.
ભાંગ્યો ભાદરવે ભે ભાંગી જો કે, મોટા ધ્યાનધરે બ્રહ્મચારી જો કે.
દુષ્ટ સરવેનો કીધો નાસ જો કે, અંબા શેવકની પુરે આશ જો કે.
આશુ માસ સરદ અંજવાળી જો કે, નવ નોરતાં રમેછે માત કાળી જો કે.
ઘેર ઘેર કરોછો કલોલ જો કે, ઘટ ઘટમાં ઝાક ઝમોછો જો કે,
બાર માસ બાલાના ગાયા જો કે, ગાય તેને ન લોપે માયા જો કે,
ભાવે સાંભળેને પ્રેમે ગાય જો કે, તે તો અંબાને સરણુ જાય જો કે

### છંદ અંબા આણંદનો દેશ પૂરી

અંબા મા દીઠાં આનંદમાં જો, માના તેજ તણો નહી પાર જો. અં. ટેક
માજી નવરાત્રિ કેરા દીનમાં જો, અષ્ટમી અશો ગુરૂવાર જો;
રથે બેસીને માજી સંચરયાં જો, દીઠાં રાજનગર મોજાર જો. અં. ૧
માયે ધર્યા તે સોળ શણગાર જો, માયે પેહેર્યાં તે અંબર સારજો;
નખ શીખ તે શોભા ઘણી જો, તેનો કોઇ ન પામે પાર જો. અં. ૨
માજી બહુચર કાળીકા સંગછેજો, રથ સારથી ભૈરવ સાર જો;
પુષ્પ સુગંધ અનોપમ શું જો, માને કંઠ અનોપમ હાર જો. અં. ૩
શું જાણું ભવાંની કેરા ભેદનેજો, જેને નિતી નિતી કહે વેદ જો;
વિષ્ણુ વિરંચી કળે નહિ જો, ઇશ ન લહે કાંઇ ભેદ જો. અં. ૪
માજી વદન માનુ મલકતું જો, મધુર હાંશ ભરયા તંબોળ જો;
ટીલાં કીધાં તેત્રંણ સેર નાજો, કીધી પીયળ કુંમ કુંમ રોળજો. અં. ૫
માને બંદી કપોળ ઝળકતીજો, માને સેંથે ભરયો સિંદુરજો;
દાંત તે રેખ જડાવનીજો, ભરી કળા તે શોળ ભરપુરજો. અં. ૬
માના ધમક ધમક રથનો વેગછેજો, અશ્વ જોડ્યા પોતે બે અમુલ્યજો;
મધ્ય નિશાયે માજી સંચરસ્યાંજો, તેને કોઇ ન આવે તુલ્યજો. અં ૭

ચોસઠ જોગણીમા મુડે ફરેજો, ઉદો ઉદો કરે જેજેકાર જો;
દીસે તે દીપક જોતશું જો, દીસે જગતજનને ઝળકારજો. અં. ૮
રાજનગર સોહામણું જો, આવી પોત પોતાને ધામજો;
ચર પદારથ ત્યાં મળેજો, ધરમ અરથ મોક્ષને કાંમજો. અં. ૯
સિંઘાસન બેઠી મા મદભરીજો, બેઠી બહુચર કાળી માતજો;
ભૈરવ અષ્ટ આવી રહ્યાજો, ક્ષમા ક્ષમા કરે સહુ સાથજો. અં. ૧૦
છત્ર સોનાનું શીર ઢળકતું જો, ઉડે ચમર ભૈરવ હાથ જો;
નવદુરગા ત્યાં આવીયાંજો, બેઠા સ્થાનક આપો આપજો. અં. ૧૧
હરીહર બ્રંહ્મા આવીઆ જો, સરસ્વતી બેઠા ભરી માતજો;
નારદ હસ્ત વેણા ગ્રહી જો, કરે વેદતણા ત્યાં ગાંનજો. અં. ૧૨
ભજે તેની અંબા જાણજો જો, ચરણ રાખી એક મનજો;
વેદ વચન પ્રમાણ જો, તજે કામક્રોધને અંત્ય જો. અં. ૧૩
અંબા અંબા કહે સહુ મુખથીજો, ગાએ સહુકો માનવી જંનજો;
પ્રેમ કરીને ભજે નહિજો, તેથી માને નહિ માનુ મંન જો. અં. ૧૪
લગન લાગે રમ પારને જો, ગાઇ વહાલા જન જે જાતજો;
પ્રેમ કરીને ભજે નહીં જો, તેથી માને નહી માનું મનજો. અં. ૧૫
નાત થએ વાજાં વાગે છંદમા જો, બેઠી મતબાળી મદ પુરજો.
પુષ્પ વિમાને વરસી રહ્યાં જો, ઈંદ્રઆદે આવ્યા સહુ સુરજો. અં. ૧૬
ઝનઝન ઠમક નાચ અપછરા જો; ગાય ગાંન છેદભેદ કરી માનજો;.
ગાંધ્રવ હસ્ત વેણા ગ્રહીજો, વરસે અમ્રત મેઘ સમાનજો, અં. ૧૭
નીરત પ્રતી અખંડત થાયછે જો. ઠમક ઠમક થૈંકારજો;
તજે પોત આપો આપજો, તેથી પ્રીતે અમૃત રસસારજો. અં. ૧૮
તેને તે દેવી સનમુખ થાય જો, મન ચરણે રાખી માંન જો;
આનંદમા તે રહે સદા જો, પ્રેમ સહિત કરે ગાન જો. ૧૯
ભજે ભવાંની તે ભવમાતરે જો, કુળ સહિત પાવન થાય જો;
તિરથ ચોરાશી તેણે કરયાંજો. સદા સુધા સિંધુમાં નાહાયજો. અં. ૨૦
એમ અખંડ રંગ મેં દેખ્યો સદાજો, કહે મુની બદરીનાથ ભાઇજો;
વડનગરો બ્રાહ્મણ ભણેજો, તેને કરૂણાછે અંબા આઇજો, અં. ૨૧

## છંદ અંબાજીનો.

પ્રથમ સરસ્વતી માત પાય લાગુરે, વળીને વળી રસિક વાણિ માગુરે;
ભવાભવ ભવાની સ્તુતિ તારીરે, કૃપા રૂપ જગદંબે આનંદ કારીરે. ૧

આદ્ય અકળ વિશ્વની મૂળ માયારે, હરીહર વિરંચી ત્રિગુણાત્મ માયારે;
રચ્યો સર્વ સંસાર સૂખકારીરે, કૃપા રૂપ જગદંબે આનંદ કારીરે. ૨
તારી કીર્તિ કહેવા આશ પૂરીરે, આદ્ય દાસ સ્થાપી વાણી મધૂરીરે;
વદનમાં વસો કંન્યા કુંવારીરે, કૃપા રૂપ જગદંબે આનંદ કારીરે. ૩
મારે માત તું તાત ભ્રાત ભગ્નીરે, સહોદર પરીવાર મૂજ વગનીરે;
તારે શર્ણ છું વીગળ ધારીરે, કૃપા રૂપ જગદંબે આનંદ કારીરે. ૪
નથી જાણતો ધર્મ ષટકર્મરે, નથી જાણતો જપ તપ દાનરે;
તારા નામનો ભરૂંસોજ ભારીરે, કૃપા રૂપ જગદંબે આનંદ કારીરે. ૫
નથી જાણતો જ્ઞાનની વાતરે, રહ્યો તેથકી મોહ માયા રાગીરે;
કરો જ્ઞાન કુબુદ્ધિ નિવારીરે, કૃપા રૂપ જગદંબે આનંદ કારીરે. ૬
નથી જાણતો મંત્ર વેદ વિદ્યારે, સકળ શાસ્ત્રનું સાર સર્વ સિદ્ધારે;
મને ભકત જાણી મેલો તારીરે, કૃપા રૂપ જગદંબે આનંદ કારીરે. ૭
મહા મંદ મતિહીન છું ભવાનીરે, તમારી કરી વાત સર્વે થાયરે;
કાને જે ભણું તું વિના માતરે, કૃપા રૂપ જગદંબે આનંદ કારીરે. ૮
પડી પિંડ પેટની પીડ મોટીરે, તેણે જ્ઞાનની વાત કીધી ખોટીરે;
મારા દુઃખ દારીદ્ર વિદારીરે, કૃપા રૂપ જગદંબે આનંદ કારીરે ૯
હું તો દીન દુર્બળ શર્ણું આવ્યોરે, વળી ભગવતી ભકત કહાવોરે;
તેની લાજ તને શારી નઠારીરે, કૃપા રૂપ જગદંબે આનંદ કારીરે. ૧૦
કાળીદાસની વિનતિ જાણોરે, મને દાસનો દાસ પ્રમાણોરે;
ધરી દ્રષ્ટિ મીઠી રાખ્ય ઠારીરે, કૃપા રૂપ જગદંબે આનંદ કારીરે. ૧૧
ભણે સાંભળે વિનતિ ભાવેરે, તેને દાસ અંબાજી પ્રમાણોરે;
મહા પાપના તાપથી ઉગારીરે, કૃપા રૂપ જગદંબે આનંદ કારીરે. ૧૨

## છંદ અંબાજીની સ્તુતીનો.

સેવા તાહરી કરે માત દેવારે, બ્રહ્મા વિષ્ણુ આદી મહાદેવારે;
જપે પોતે જુવો દેવિ ન્યાળીરે, મહા-કષ્ટ ભાંગો માત કાળીરે. ૧
દેવ દાનવોને મહા દુઃખ દીધાંરે, તેનાં શીર છેદી રૂધીર પીધાંરે;
ભિન્ન દૈત નાઠા દેવિને ભાળીરે, મહા કષ્ટ ભાંગો માત કાળીરે. ૨
કિધી કેશરી આડસિંદુરરે, નાકે વેસરી વાળિ સોહાતીરે;
ઓઢી ચુંદડી પંચરંગ સાડીરે, મહા કષ્ટ ભાંગો માત કાળીરે. ૩
ધરયાં ખડગ ખાંડાં ત્રિશુળરે, વાજે ડાક ડમરૂને ઘંટ ડંકારે;
પાયે ઘુઘરી વાજે હાથ તાળીરે, મહા કષ્ટ ભાંગો માત કાળીરે. ૪

દેરે ડુંગરે આચરે વાસ તારોરે, જળે નિર્જળે સ્વર્ગ પાતાળેરે;
ધર્યો રૂપ વિધાતા તું બાળીરે, મહા કષ્ટ ભાંગો માત કાળીરે. ૫
મહા મૂઢ હું તેને બુદ્ધિ દીધીરે, ભોજ પાસે સવા લક્ષ લીધીરે;
કિધો દાસ કાળી પાવાગારે, મહા કષ્ટ ભાંગો માત કાળીરે. ૬
નમ્યા માન મુકી ગયા ક્રોધીરે, આપી રાજરિદ્ધ અષ્ટ સિદ્ધિરે;
કિધા છત્રધારિ સર્વ ટાળીરે, મહા કષ્ટ ભાંગો માત કાળીરે. ૭
કિધો ગીરધરે ગરબો અંબાનોરે, ગાય સાંભળે કરે નિત્ય પાઠરે;
ચિરંજીવી સદાયે સુખ કારીરે, મહા કષ્ટ ભાંગો માત કાળીરે. ૮

## છંદો બહુચરાજીના.

### છંદ બૌચરાજીની સ્થાપનાનો.

મારી બહુચરાજી બાઈરે મા, એક દીન આઇજી આનંદમાં રે.
મા. બહુચરા બહુ સુખ કં'મોરે મા. ઉપન્યું તે આશુ માસમાં રે.
મા. બેઠાં તે હાસ્ય વીનોદમાં રે, મા. ત્રણસેં ને સાઠ દીવસ વરષના રે.
મા. નોરતાંના નવ દિવસ હર્ષનારે, મા. બાલી બહુચરાયે એમ વિચારીયું રે
મા. વ્રત કરવાનું વિચારીયું રે, મા. પ્રતિપદા આશુ માસની રે.
મા. ઉઠયાં શવારે શિરોમણી રે, મા. પર્યંગ મુકી માત પરવરયાં રે.
મા. લડ સડતાં ડગલાં ભરયાં રે, માં. સખી સકલ આવી મલ્યાં રે.
મા. નિત્ય નીમ કરવાને ગીયાંરે, મા. નિત્ય નીમ સઘલાં કરયાં રે.
મા. માત મરજન કરવા વળાંરે, મા. આભુક્ષણ વસ્ત્ર મગાવીયાં રે.
મા. જડયાં જડાવ ઝાલ ઝુમણાંરે, મા. અમર અધિક અમુલ્યનાં રે.
મા. વસ્ત્ર આભુક્ષણ ધરયાં રે, મા. નેણે તે કાજલ સારીયાં રે.
મા. કેશરની આડ કપોળશુ રે, મા. સિંદુરની બિંદી મધ્યે ગોળશુ રે.
મા. દુધપીધાં કપોળશુ રે. મા. મુખડાં ભરયાં તંબોળશુ રે.
મા. હરખી બોલ્યાં બાળી બહુચરારે, મા. સખીયું પ્રતે એમ ઓચરયાં રે.
મા. હું નવરાત્રી કેરૂ વ્રત કરૂ રે, મા. ખાંતે કરીને ઇચ્છા ધરીરે.

મા. કર જોડી કહે કરગરી રે, મા. આઇજી ભલે ઇચ્છા કરી રે.
મા. જે જોઇએતી મગાવજો રે. મા. અદભુદ આડ રંગાવીયાં રે.
મા. મલપતાં થકાં મોલે ગીયાં રે, મા. પ્રથમ પૂજાપો મંગાવીયો રે.
મા. કુંભસ્થાપવા સ્થીર થઇ રહ્યાંરે મા. માયે મુની તેડાવયા રે.
મા. સહસ્ત્ર અઠયાશીરૂસી આવ્યારે, મા. અવીલોકયાં આવી આઇને રે.
મા. પ્રણ્યા શ્રી બહુચર બાઇવેરે, મા. વિપ્ર વદે માત સું કહો રે.
મા. આઇકહે દશદિવસ આંહી રહોરે, મા. હું નવરાત્રી કરૂં પ્રીતસું રે.
મા. પાઠ કરો નિત પ્રીતસું રે, મા. માત વાત કહીને થીયાં કામમાં રે.
મા. રૂષિ થીઆ આરંભમાં રે, મા. ભીક્ષા ભોજન કરયાં ભાવતાં રે.
મા. વાડવ લાડલડાવતાં રે, મા. કહે બ્રાહ્મણ ભાગ્ય આજ આપણાંરે,
મા. જપ તપ વ્રત સફળ થયાં રે, મા. દેહ દમતાં જે કારણે રે.
મા. તે જોઇ જાવુ વારણે મા. શ્રાવ્યાં વચન ત્રિપુરા તણાં રે.
મા. આશનકીધાંતે આપો આપનાંરે મા. મુહુર્ત્ત જોઇ ને મુની વળે રે,
મા. તપશીલ સરવે ટોળે મળે રે, મા. કહે દેવી વેલાં થાઓ રે.
મા. સખી સાચા લાવીયાં રે, મા. મૃતિકા મગાવી મુનીજને રે.
મા. માંહીં આશન કીધું કુંભનું રે, મા. જવના જવારા વાવીયા રે,
મા. ગંગાજલે તે શીંચાવીયા રે, મા. હેમ કળશ હિરે જડયો રે.
મા. વિશ્વકરમાયે વિધીયે ઘડયોરે, મા. નિરમલ નિર પુરાવ્યું રે.
મા. શ્રીફળ શીશ ધરાવ્યું રે, મા. કુંભ ગ્રહ્યો કર જતનસું રે.
મા. મુદ્રાપણ મેલ્યું રત્ન શું રે, મા. ભાવે બ્રહ્મા ભણે ભામની રે.
મા. આશને બેઠાં તે શ્યાંમની રે, મા. કર ઉપર કુંભ રાખીયો રે.
મા. મહા મુનીયે મંત્ર ભાંખીયોરે, મા. ઉપની ઇચ્છા આઇ આપને રે.
મા. પેલે પોહોરેતે કીધી સ્થાપનારે, મા. હેઠો ધરયો કુંભ હસ્તકે રે.
મા. માળા બંધાવી મસ્તકે રે, મા. અલ્વ થકાં આઇ ઇશ્વરી રે.
મા. પ્રેમે પૂજ્યાં પરમેશ્વરી રે. મા. અર્ઘ પાદ પેહેલાં કરયાં રે.
મા. કુમકુમ ચંદન ધરયાં મસ્તકેરે, મા. અબીલ ગુલાલ ચઢાવીયાં રે.
મા. સિંદુર સહીત પુજા કરીરે, મા. પુષ્પ શામગ્રી સમરપયાં રે.
મા. સમ ફળ સાથે શ્રમર પયાંરે, મા. ધુપ દિપ નઇવેદ ધરાવ્યાં રે.
મા. કરી કપુરની આરતી રે, મા. નવાં નઇવેદ ધરાવ્યાં રે.
મા. પછે કીધી પંચ આરતી રે, મા. પુજી પધરાવ્યાં પ્રણુવી રે.

મા. પુષ્પે વધાવ્યાં વરણુવી રે. મા. પુછી પધારયાં બહુચરા રે;
મા. સરવ મુની કહે ખેમસુ રે, મા. પુજા કરાવી પ્રેમશુ રે
મા. ચાચર ચાલ્યાં ચીતચાહીનેરે, મા. ડાક વજાડે કર સાહીને રે,
મા. ગરબેગાગો તેસખી સંઘમાંરે મા. સાત રાત રમ્યાં તે આઇ રંગમાં રે.
મા. અષ્ટમીયે યજ્ઞ કીધો પ્રીતસુરે, મા. આહુતી આપી અગ્નીમાં રે.
મા. નવ દીન બેસે નવેનવાં રે, મા. બહુચર ચાચરમાં હુવાં રે.
મા. દશમે દીવસ કીધાં પરણાંરે, મા. બેચર શું મોકલ્યાં વળામણે રે.
મા. રૂષિ કુલને બોલાવ્યા રે. મા. ગાથી સંતોખી વળાવીયા રે.
મા. ચોસઠ બેનું તેડાવીયાં રે, મા. અંબા સહીત સરવે આવીઆ રે.
મા. અવલોકયાં આવી આઇને રે, મા. આલમાંથી તેડાવ્યાં રે.
મા. મંડપમાં બેઠાં ભરાઇને રે, મા. ભોજન મગાવ્યાં ભાવતાં રે.
મા. બહુચર બેઠાં મધ્ય આવતાંરે મા. જનુના જમેને ફરશે સહી રે.
મા. શકિત સરવે ટોળે મળી રે, મા. શોભા જોઇ શું શંભારીયે રે.
મા. કોટ કામ સુરજ વીહારીયે રે, મા. ભોજન લઇને વારેશ્વરી રે.
મા. મદમાં જાગે મેરવાનીયું રે, મા. ખાન પાન જે પરધાન સુ રે.
મા. રીખ કરી શનમાંતા શું રે, મા. ગાઇ વાઇ ધાઇ મલ્યાં ગોખમા રે.
મા. બહુચર આવી બેઠાં ગોખમાંરે મા. આશને બેઠાં આઇજી ભણે રે.
મા. આ ગરબો અગ્ર ભણે રે, મા. ગાય ગવરાવે કોકને રે.
મા. દશ દિન માન સાધ સાંભળેરે, મા. મા. રિદ્ધ સિદ્ધ નિધ આવી મળે રે.
મા. ગાય ગરબોને વર આપીયોરે, મા. એમ કહી કુંભ ઉથાપીયો રે.
મા. નરકનીવારણુ નામ છો રે, મા. ભટ વલ્લભ વિશ્રામ છો રે.

## છંદ બોચરાજીનો આદ્યમાતા ઇશ્વરીને હું નમુંજો.

મારી બહુચરાજી બાહારે મા આદ્ય માતા ઇશ્વરીને હું મુરે.
મા. કરી કરમ વાંકું સમુરે, મા. આપો અવીચળ વાયકારે;
મા. વિવિધ વિવિધ ફળ દાયકારે, મા. સનખલપુરમાં બીરાજતીરે મા૦
મા. સદાય સેવક શીર છાજતીરે, મા. વ્યાપી શકલ ગોખ સાંચરે;
મા. બાળા સ્વરૂપ બાળા તણું રે, મા. આકમ મોઢાં માતણુંરે. મા૦
મા. અકળ ચરીત્ર કરી અવ નવાંરે, મા. જે દીનં કોઇથી નવથીયાંરે;
મા. ગગન મંડલ કરી ધાધરીરે, મા. સુંદર શકળ શોભા ધરીરે. મા૦
મા. આવ્યાં ભવાંની ઉમંગમાંરે, મા. રાશરમે મધ્ય રંગશું રે;

મા. નવે અહુથી ગ્રામાં વડાંરે, મા. આત્મા અખંડકરગો દિવડોરે. મા૦
મા. જળહળજ્યોત બિંદીઘોળશુંરે મા. ઉગ્યો શશિતે કળા શોળનોરે;
મા. કોઈ નકળે ભવાનીના ભેદનેરે, મા. કોડીયું કિધુ તે માયેમેરનુરે. મા૦
મા. વાટ વિશાળ મધ્યે મેરનીરે, મા. જોજન પંચ લક્ષ કેરનીરે;
મા. સાત સાગર ભરયાં તેતતાણારે, મા. બહુ ખેલ બહુચરાજી તણારે. મા૦
મા. જોતાં જુગત્ય જુગતી થઈરે, મા. ચોદશે સાર મુકિતથી વળીરે;
મા. સ્થાવર જંગમ અનુરાગણુંરે, મા. વાણિ વખાણો વિખ્યાતશુરે. મા૦
મા. કસુબાની ગાદી કરીરે, મા મહુમાંગે મુસ્તક ધરીરે;
મા. હેમની ગાગર અતી ઓપતીરે, મા. ઉપરઢાંકણી શેરાનાગનીરે. મા૦
મા. અકલ આકાશ વિનાયણીરે. મા. ગાગર ઉપર ધરી ઢાંકણીરે;
મા. તેનિરખી ડોક વિસ્મે થયારે, મા. આંખો આપે ભુલીગયારે. મા૦
મા ત્રણ દેવ ગાગરમાં વસેરે, મા. બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર કળી નવશકેરે;
મા. જુગો જનમ જાણ્યો સદારે, મા. અનું જાણીને હરો આપદારે મા૦
મા. ચાર વેદ ભણે કળીકાળમાંરે, મા. તે બળ બહુચર બાળમાંરે;
મા. તે કળ કેહી તેને નવશકેરે, મા. વલભ ગુલામ વિનંતી કરેરે. મા૦

## છંદ શ્રી બહુચરાજીની પંચ તિરથિનો.

માજી તારૂ કારણ કળજુગમાંહરે, બાળીબહુચરારે મા,
માજી તું બુડતાં સાહે બાંહરે, બાળીબહુચરારે માં;
માજી તું નીરમળ ગંગા કાયરે, બાળીબહુચરારે મા;
માજી તુ આવી અમરત પાયરે, બાળીબહુચરારે મા. ટેક.
સલખનપુર વાસો વસેરે મા, મઘ ભરીમા મસ મસેરે મા;
મુખ જોવા મનડુ ધસેરે મા, માજી તારૂ સુંદર વદન સોહાયરે. બા. ૧
ગોખ જોખમા નિરખતાંરે મા, પારો પ્રત્યક્ષ પરખતાંરે મા;
અમૃત આહાજી વરસતાંરે મા, માજી મને કેમ વિસરી જાયરે. બા. ૨
આવસ્થાનકે આવી નમેરે મા, અન્ય અન્ય કાંઈ નવ ભમેરે મા;
ત્રણુતાપ તનના સમેરે મા, મા તું વેદવાયક કહેવાયરે. બા. ૩
માનસરોવર ઝીલતારે મા, પાપ ગયાં પગ પીલવતાંરે મા;
રોમરોમ તન ખીલતારે મા, મા તે કોમળ કીધી કાયરે. બા. ૪
વાળ્ય કુંડનાહી વળ્યારે મા, કેટીક કર્મ કુંડ બળ્યાંરે મા;
બહુચરમા પોતે મળ્યાંરે મા, માજી તારૂ સિદ્ધક્ષેત્ર મહિમાયરે. બા. ૫

ચાચર ચાલિને આવતાંરે મા, સ્પાનેક શિશ નમાવતારે મા;
આપો મામન ભાવતાંરે મા, માજી તુ પુરવજનમની સાહેરે. બા. ૬
આંનતાંન ગરબે કરેરે મા, તાળી દઇ ચાચર ફરેરે મા;
ઉદો ઉદો મુખ ઓચરેરે મા, માતુ દોહલાં વાંમે દુઃખરે, બા, ૭
પુજા પુષ્પે સમર્પતાંરે મા, પાંન પ્રસાદે અર્પતાંરે મા;
ત્રુઠે ત્રિપુરા તરપતાંરે મા, મા તે સોહલાં પામે સુખરે. બા. ૮
પ્રદક્ષણા દે પ્રાતમારે મા, રાખે મન જુગ માતનાંરે મા;
નઆવે જન જમ જાતમાંરે મા, મા તું વિખ વિઘન હરનારરે. બા. ૯
નમણુ નરનારી ગ્રહીરે મા, ધરે શિશ જેજે કહીરેમા;
સકળ તીર્થ વળે આહીરે મા, મા તું કુરૂ ક્ષેત્ર કેદારરે. બા. ૧૦
પંચતિરથિ પૂજતારે મા, અરૂણુ ઉદે ખગ ગુંજતાંરે મા;
સપરીવારે સહુ જતાંરે માં, મા તારૂ દંડવત બંધ્ય દરબારરે. બા. ૧૧
યથા શકિત હવન કરેરે મા, બ્રંહ્મ ભોજન ભાવે ધરેરે મા,
આદ્ય શકિતય ભાવે ફરેરેમા, રે. માતુ આપે પદારથ ચરરે બા. ૧૨
અરચે અર્ધ નિશા ત્રિખેરે મા, બહુચર મા લેખે લખેરે મા;
જસઆયુ શ- આપે અખેરે મા, મા વળી ધન દારા સંતાનરે. બા. ૧૩
આરતી સમે લે વારણારે મા, વાંઝ બંધાવે પારણારે મા;
દીધાં ઉધાડે બારણાંરે મા, માનેત અગ્રથાંને બિમાનરે. બા. ૧૪
ઘંટાઘડીને વગાડતારે મા, મહાડ માજીનો ગજાડતારે મા;
સુખડું જોઇ જોઇ લાડતાંરે મા, માતુ નોધારાનિ આધારરે. બા. ૧૫
દે દક્ષણા ડેરે રહીરે મા, કાંમ ક્રોધ મોહને દહરે મા;
દાનપાત્ર દેવી લહીરે મા, મા તું પ્રત્યક્ષ દ્વિજ અવતારરે. બા. ૧૬
બારે આવે જન પ્રેમસુરે મા, વરસ એક બધ નિમસુરે મા;
વાંમે દીન દુઃખ ખેમસુરે મા, માવળી તુ સંસારનુ સારરે. બા. ૧૭
વન તરૂવર શોભા ઘણીરે મા, જુવો જન જેજે ભણીરેમા;
માયા મહંમાયા તણીરે મા, માતું વ્યપીક વિવિધ પ્રકારરે. બા. ૧૮
મધે ભરી પ્રગલાં રમેરે મા, અરૂણ ઉદે થાયે સમેરે મા;
બહુચરી તુ કહેતે ગમેરે મા, માનુ પંખી મુખ પરમાંણુરે. બા. ૧૯
બહુચરમા બરદે ભરીરે મા, દોહલાં દાસતણા હરીરે મા;
નારી નર ક્ષણુમાં કરીરે મા, માતું જુગ સચરાચર જાણરે. બા. ૨૦

ધરી ધ્યાન રૂદે ધરેરે મા, માની મન મહા મુદેરેમા,
હોયે કર્મતણા ફદેરે મા, માતુ ભોળી ભવાંની માતરે. બા. ૨૧
દેવીદેવ જઇ તહીરે મા, ત્રણભોવન તોલે નહીરે મા;
પ્રગટ પીઠ લહુ અહીરે મા, મા તારીનિંપટ અટપટી વાતરે. બા. ૨૨
સુરતણી વહારે ચઠીરે મા, જીત્યા દઇત ઘડીઘડીરે મા;
મારયો મહિખાસુર વડીરે મા, માતુ ભુપતની પ્રતીપાળરે. બા. ૨૩
સરજે પાળને સંહરેરે મા, આજ આઇ અમચીત ઝરેરે મા;
કાંમ અધીર શું કરેરે મા, માતુ કંસકારણ માહા કાળરે. બા. ૨૪
નિરાધાર આધારમાંરે મા, જીવું સફળ અવતારમાંરે મા;
શકત સકળ સંસારમાંરે મા, માતુ નર વખુરાખણુ નીરરે. બા. ૨૫
સ્વર્ગ મ્રત્યું પાયળમાંરે મા, બહુચર બહુબળ બાળમાંરે;
મેઢણ મહા મો જાળમાંરે મા, માજીતુ આપે અધીરને ધીરરે. બા. ૨૬
નેણ નેણ ભરી ન્યાળતાંરે મા, પલક પલક મન વાળતાંરે મા;
જનમ મરણ ભય ટાળતાંરે મા, માતું અભેપદ દાતારરે. બા. ૨૭
માઝુ મનમાની રળીરે મા, લાગું પાએ લળી લળીરે મા;
પુરો આશવળી વળીરે મા, માતું સેવકારણ ભવપારરે, બા. ૨૮
જન્મ સફળ કરો જાઇનેરે મા, જાત્રુ જુગમાં કમાઇનેરે મા;
ભાવધરી ભજો આઇનેરે મા, માતે નર નાવે ગર્ભવાસરે, બા. ૨૯
કરજોડી કહુ કરગરીને મા. સાંભળજો સલખનપુરીરે મા;
બાંહ્ય ધરો શીર બહુચરીરે મા, મા તારો વલ્લભ દાસનો દાસરે. બા. ૩૦

## છંદ બહુચરાજીનો કળિકાળનો.

પરમેશ્વરીને પાયે પડીહો બહુચરી, કહુ કળી જુગનાં કર્મ;
અકલ નથી કાંઇ એનડી હો બહુચરી, શકિત રાખજો શર્મ. ૧
જીવનું જીવન તું જડી હો બહુચરી, મુરખ નવલે મર્મ,
અવતારીને આ ઘડી હો બહુચરી, આઇજીયે રાખ્યો ધર્મ ૨
આ દિન દુઃખ દેખડાવિયાં હો બહુચરી, જનમી કીધા જોખ;
સમે સરવ સંખડાવિયાં હો બહુચરી, ગુણવંત કીધા ગોખ. ૩
હવે હઇયું નથી ચાલતું હો બહુચરી, કઠણ આવ્યો કાળ;
તું વિના કો નથિ આલતું હો બહુચરી, મજા પઇ પિડપાળ. ૪
કળિજુગ આવ્યો કોપતો હો બહુચરી, કરવા શુભ સંહાર;
લાજ મર્યાદા લોપતો હો બહુચરી, ભ્રષ્ટ કર્યા આચાર. ૫

દુર્મતી દીધી દેશને હો બહુચરી, સુમતી કરાવી તાજ;
વિપરીત ધારી વેષને હો બહુચરી, કળી કરેછે રાજ. ૬
પ્રથમ પહાણુ વરસાવિયાં હો બહુચરી, પછે પૃથ્વી ડુબાઇ;
કાળે દુકાળે આવિયાં હો બચરી, પ્રજાન-પીછે કાઇ. ૭
કુમારગ સૌ ઉલટે હો બહુચરી, તજી સુ-મારગ પંથ;
કરે કુકર્મ કુળે ઘટે હો બહુચરી, અરે ન આવે અંત. ૮
મહાજન મોટાં મહેશ્વરી હો બહુચરી, માને બધા માનંત;
નૂઠ્યાં દેખીને તપેશ્વરી હો બહુચરી, જાત ન જાણી અંત. ૯
ગોબ્રાહ્મણ સેવા તજી હો બહુચરી, જોગી જતીને ધાય;
હાણુ હોય નરસે હજી હો બહુચરી, લક્ષમી લેહેરે જાય. ૧૦
કથા કહે કુપાતરે હો બહુચરી, ગરોના જોશ;
જોડું તજી જાય જાતરે હો બહુચરી, દિલમાં ન આણે દોષ. ૧૧
ઊંચ નીચ એકઠા મળિ હો બહુચરી, બેસે સહુ એકાંત;
માને મન માની રળિ હો બહુચરી, જાગીન આણે ભ્રાંત. ૧૨
હિંદુ તરકમાં એહવી હો બહુચરી, સમજ્યા સારીધાર;
જાત ન જાણી જાળવી હો બહુચરી. વર્ત્યો એકાકાર; ૧૩
ધર્મ ગણે ધરણી ધરી હો બહુચરી, પુન્ય ગયુ પાતાળ;
પાપ રહ્યું સઘળે વસી હો બહુચરી, નરનારી વૃદ્ધ બાળ. ૧૪
દયા દેવ લોક ગઇ હો બહુચરી, ફિરે નાડી લવલેશ;
કૂડાં કર્મ કરે કઇ હો બહુચરી, અવર નદે ઉપદેશ. ૧૫
સત્ય રહ્યું સંતાઇને હો બહુચરી, સુઝે નહીં સ્વરુપ માત;
ઘરમાં રહ્યું ઘુંટાઇને હો બહુચરી, કળિયે કિધાં કુપાત્ર. ૧૬
શત્રુ સગાં સંસારમાં હો બહુચરી, વધ્યું વાલામાં વેર;
અવીસોકો આ વારમાં હો બહુચરી, વધ્યું વાલામાં ઝેર. ૧૭
પ્રીતની રીત બધી ઘટી હો બહુચરી, સ્વારથી થયો સ્નેહ;
માયા મનમાંથી મટી હો બહુચરી, તુરત દગો દે તેહ. ૧૮
વ્યભિચારી વધ્યા ઘણા હો બહુચરી, કુળમાં નગણે કોય;
માહામાં મુકી મણા હો બહુચરી, હદ હળાહળ હોય. ૧૯
કુળવધું કુટીલાઇ થઇ હો બહુચરી, ગણેન ગુરૂજન લાજ;
પેસે પર પુરષે ગઇ હો બહુચરી, પ્રગટ પ્રેમતાં આજ. ૨૦

અણઘટતું અવલોકીયે હો બહુચરી ઘટ તે ઘટતું સર્વ;
કેમ કરી કોઇ ને ટોકીયે હો બહુચરી, મળ્યા પૂર્વનું પર્વ. ૨૧
વય વીના વનીતા વેષમાં હો બહુચરી, ગર્ભધ રે અનેક;
દક્ષ દીલ દાખ્યું દેશમાં હો બહુચરી, વધ્યો વીષય વશેક. ૨૨
લક્ષણ લઘુતાનાં વાધ્યા હોબહુચરી, તુચ્છ તરૂફળ થાય;
નદિયે નીર બધે ઘટયાં હો બહુચરી, આયુષ્ય અલ્પ ઉપાય. ૨૩
સંવત સત્તર સત્યાશિયે હો બહુચરી, સહિ તજાવ્યું સત્ય;
અકળાવ્યાં અઠાશિયે હો બહુચરી, વિધ વિધ પડ્યાં વીપત્ત. ૨૪
અઠ્ઠશે કેર અતી થયું બહુચરી, માઠા વુઠયા મેહ;
દેવત દુનિયાનું ગયું હો બહુચરી, દુર્બળ દીસે દેહ. ૨૫
વિત્ત વિના વસુધા કરી હો બહુચરી, રસ કસ ન રહ્યા રેષ;
અમૃતતા અળગી ધરી હો બહુચરી, સ્વાદ ન પામે શેષ. ૨૬
અન્ન અતી મોંઘાં હુવાં હો બહુચરી, અધર્મ વાધ્યા અમાપ્ય;
કે. કોની કરણી હુવે હો બહુચરી, એકથકી એક અગાધ. ૨૭
ઉદરથકી ઉપજાવિયાં હો બહુચરી, ઉભયતણો જે અંશ;
તે તન પેટ તજાવીયાં હો બહુચરી, વિક્રય કીધો વંશ. ૨૮
નિર્મળ જન મન નિસ્તર્યું હો બહુચરી, એજ અધિક ઉતપાત;
વિશ્વ બાધામાં વીસ્તર્યું હો બહુચરી, વીશ્વા સોળું ઘાત. ૨૯
આપી થાપણ ઓળવે હો બહુચરી, જુઠા ખાયે સમ;
ભરમે ભુરને ભોળવે હો બહુચરી, કુડાં થાયે કર્મ. ૩૦
આપી સુકૃત આપનું હો બહુચરી, લક્ષ્મીને લલચાય;
જે ધન જોડયું પાપનું હો બહુચરી, તે ધન તેમ વવરાય. ૩૧
જે હાકમ રક્ષા કરે હો બહુચરી, ગયા તે હાકેમ હાડ;
અવળું આ જુગ આચરે હો બહુચરી, ખેતર ખાયેવાડ. ૩૨
ચોર ચાડીયા તે વડે હો બહુચરી; નગર થયું નીરધન;
ત્રાડી ત્રાડી તીણી તાળી પડે હો બહુચરી, રાત દીવસ અનુદીન. ૩૩
માણસ જાણાં ઘણાં મુવાં હો બહુચરી, પરાં શેહેર નદી પાર;
કહી મંદીર ખાલી હુવાં હો બહુચરી, ભુ ભાસે ભયકાર. ૩૪
દેહ ધારી દુખીયાં થકાં હો બહુચરી, દયા ન આણે મન;
દીન દીન દુકૃતતાથકી હો બહુચરી, કાષ્ટ થયાં વન વન. ૩૫

છળ છળભેદ ન છુટીયે હો બહુચરી, પ્રસર્યો બહુજ પ્રપંચ;
છુટયામાં નવ છુટીયે હો બહુચરી, ખરૂ ન રાખ્યું રંચ ૩૬
વાંક વીધાતાનો નથી હો બહુચરી, વાવ્યું તેજ લણાય;
આપ ન જાણ્યું આપથી હો બહુચરી, ભુંડે ભલું કેમ થાય. ૩૭
નવ દીઠું નવ સાંભળ્યું હો બહુચરી, આ દુઃખ દુનિયાં માંય;
પાપ પ્રજા જનનું મળ્યું હો બહુચરી, કહો જૈ કહિયે કયાંય. ૩૮
ભુતળ ભુર-દેવે નડ્યાં હો બહુચરી, સુર-પુર કર્યાં પ્રમાણ;
હાજરા હજુર તમે છો અહીં હો બહુચરી, પુરૂષ નમ્યા પ્રમાણ. ૩૯
અપલક્ષણુ સંસારમાં હો બહુચરી, લોકે વાળી લીક;
અરજ સુણી આ વારમાં હો બહુચરી, બહુચર ભાગો બીક ૪૦
ઇંદ્ર આદી બધા દેવતા હો બહુચરી, કઇ કઇ કાપ્યાં કષ્ટ;
નીર મોભે ગયાં નેવનાં હો બહુચરી, શક્તિ રાખુજો સૃષ્ટ; ૪૧
મહાકાળી મહાકાળમાં હો બહુચરી, સુણી કરોછો સાર;
તે બળ બહુચર-બાળમાં હો બહુચરી, ઉગારશો આ વાર. ૪૨
હદ વળી હવે શું જુવો હો બહુચરી, પાપે પૃથ્વિ ખવાય;
સરવનું સોમપણું સુનો હો બહુચરી, પુન્યે પાપ પળાય. ૪૩
કોઇક સાધુને સતે હો બહુચરી, શંબળ પુરથી જાય;
છેક વળેછે તું છતે હો બહુચરી, ઓળવ બળતી આગ. ૪૪
ત્રાણ કરો ત્રિપુરેશ્વરી હો બહુચરી, તમો તમ સામું જોઇ;
પ્રીત કરો પરમેશ્વરી હો બહુચરી, ખરી આળસ્યને ખોઇ. ૪૫
સરજ્યા સર્વે શકતના હો બહુચરી, સુરનર જાયા જેહ;
છોરૂ જનેતા જગતનાં હો બહુચરી, છોરૂને નવ દ્યો છેહ. ૪૬
ઉછેરિને ન ઉશેટિયે હો બહુચરી. કોઇ પ્રજા હો પેટ;
વિષમ વેળામાં વેઠિયે હો બહુચરી, મા નહિ છુટે નેટ. ૪૭
પાળ્યા ત્યાં લગિ પોખિયે હો બહુચરી, પછે તણી ન જાણ ;
સમર્થ લગિ સંતોખિયે હો બહુચરી, મેહેરમાં ન કરો મણાય. ૪૮
ઘણી ગઇ થોડી રહી હો બહુચરી, તેમાં નિત્ય ઘટાય;
બોળિયે નહિ બાંહે ગ્રહિ હો બહુચરી, પાર કરો પ્રભુતાય. ૪૯
નજર કરો નવ્યાશિયે હો બહુચરી, નગર કરો સરદાર;
વિશ્વ અવાસે વાસિયે હો બહુચરી, પરાં શેહેર નદિપાર. ૫૦

મ્હો માગ્યા મેહ મોકલો હો બહુચરી, ખટ રસ નાવે ખોટ;
સર્વતણા હરિ શોક હર્યો હો બહુચરી, કરૂણા કીજે કોટ. ૫૧
કામદુધા થઇ દુજિયે હો બહુચરી, સુખ પામે સંસાર;
સમ ખાધામાં સૂજિયે હો બહુચરી, નોધાર આધાર. ૫૨
ભુતળ ભુરને દીજિયે હો બહુચરી, ભાત ભાત રસ ભોગ;
લાડ લડાવી લીજિયે હો બહુચરી, વાલાં ટળે વિજોગ. ૫૩
આઇ અમિ છાંટો નાખિયે હો બહુચરી, છોરૂ ઢોરૂ ને ગ્રામ;
ભગવતિ ભવમાં ભાખિયે હો બહુચરી, સમર્યાં પૂરે કામ. ૫૪
નેકવેથકી નારાયણી હો બહુચરી, દેશમાં દો નવનિદ્ધ;
દેવી સદા સુખદાયણી હો બહુચરી, પરમેશ્વરી પ્રસિદ્ધ. ૫૫
ગરબો શુણી કળીકાળનો હો બહુચરી, જથા શકિત દે દાન;
ધરતો બહુચરબાળનો હો બહુચરી, પામે ધન સંતાન. ૫૬
વરણુ અધીકાર વેદમાં હો બહુચરી, ભગવતિ બ્રાહ્મણ એક;
ઊચાર્યો અધિક ઉમેદમાં હો બહુચરી, ત્રિપુરા ન તજે ટેક. ૫૭
તમે છો ત્રિભુવનનાં પતિ હો બહુચરી, સૂર સુરેશ સમાન;
વલ્લભ ગુલામની વિનતિ હો બહુચરી, શુણજો સગળી કાન. ૫૮

### છંદ બહુચરાજીનો કલીજુગનો.

પુજું ગણપતીના પાય જશ આપો જીભે ઘણો રેકે. ૧
કરૂ અક્ષર ઉપાય, ગુણ ગાવા કળીતણો રેકે. ૨
લાગુ સરસ્વતીને પાય, શેવક તારો મા સ્થાપ જો રેકે. ૩
માંડું કાવ્યનો વેપાર, સુધ બુધ વાણી આપજો રેકે. ૪
સતજુગ દ્વાપર વાત, સત્ય સર્વે બોલતા રેકે. ૫
બે આતતાતી આજ, રાજ રાવણનું ડોલતું રેકે. ૬
એણે હરી સીતા નાર, અચો ગીયો અસુરનો રેકે. ૭
ત્રણ. જુગથી વશેક, ભાર વ્યાપ્યો કળી જુગનો રેકે. ૮
બ્રહ્મા વેદ થીયા હીણ, કોઇ ક્રિયામાં નવ રીયા રેકે. ૯
મેલ્યાં દાતારે ધર્મ, સત્ય વાદી ખુટી ગયા રેકે. ૧૦
બેઠો પાપનો પ્રધાન, ધર્મ ગીયું ધર્મ લોકમાં રેકે, ૧૧
મળ્યાં સો સોનાં કર્મ, ધર્મ રેહેશે હવે કોકમાં રેકે. ૧૨
વાણીએ માંડ્યો વેપાર, કુડાં કાટલાં ભેળાં કરીરે ક. ૧૩

આગળ અંધારૂં મજાણુ, જવાબ નિશ્ચે લેશે હરી રેકે. ૧૪
નથી શ્રધાને દાંન, કાળ ક્રોધ ઘણો વ્યાપશે રેકે. ૧૫
અભીમાનને ઉતપાત, પૃથ્વિમાં આવી મળ્યું રેકે. ૧૬
આસે ચામ કેરાં દામ, પાયો માંડયો ઈ પાપનો રેકે. ૧૭
દામ કામ સાથે પ્રીત, સગો નથી મા બાપનો રેકે. ૧૮
મેલી કલીયે મરજાદ, હાહા કાર સરવે થીયો રેકે. ૧૯
લોભે લક્ષ્મી તે જાય, ઉપત આવે તેને ઘણી રેકે. ૨૦
નથી નીરધનનું કોય, સરવે સગું માયાતણું રેકે. ૨૧
પુન્ય ગયું પાતાળ. પાપ થીયુ હવે ઘણું રેકે. ૨૨
કપટે ચીરે કપાળ, કાતી રૂપે કંઠી ધરી રેકે. ૨૩
એવા અવતરશે ભક્ત, મોહ માયા તણે હરી રેકે. ૨૪
ગાય નવાં નવાં ગીત, શોભા રાખે શીશે ધરીરે રેકે. ૨૫
એમ નહી મળે ભગવાન, ભક્તિ ધારછે ખાડાતણી રેકે. ૨૬
બ્રહ્મા ભણે નવા વેદ, મરમ નથી માજનમાં રેકે. ૨૭
નથી ગ્રન્થોનો શંતાષ, મમતા ઘણીછે મનમાં રેકે. ૨૮
થાશે દેશ પતિ હીન, પ્રજા પીડાશે હવે ઘણી રેકે. ૨૯
દેહિ દુઃખ લેશે દંડ, પછે કોય ધણી નથી રેકે. ૩૦
નથી કાયાનું કોઈ, વળી કર્મ હીણાં કરયાં રેકે. ૩૧
વાધ્યો પાપનો પ્રવેશ, પછે ચોરાસી સેજે ફર્યાં રેકે. ૩૨
થાશે ઝાંકળીયા મેઘ, રસ કસ સરવે જશે રેકે. ૩૩
એવાં કળી આપે કષ્ટ, હવે માજી કરો મયા રેકે. ૩૪
સતજુગ દ્વાપર, પ્રન્ય સહુને ઘણું હતું રેકે. ૩૫
એના પુન્યનો નહી પાર, લેખુ ન આવે લક્ષ્મી તણુ રેકે. ૩૬
સરવ વાતનું હતું સુખ, પુત્ર પૌઢયાતા પારણે રેકે. ૩૭
તજી સરવે વૈભોગ, કષ્ણુ મળવાને કારણે રેકે. ૩૮
કોઈ પુછે નહી કાંમ, ભક્તિ ભવાંની તણી રેકે. ૩૯
તજી રાજ પાટ પુત્ર, તપ કરેછે વંનમાં રેકે. ૪૦
જુગ વીતા અનેક, તપ તેણે ઘણા કરયાં રેકે. ૪૧
ગીયાં સ્કંદ થકી પ્રાંણુ, ત્યારે કષ્ણજી કેને મળ્યા રેકે. ૪૨
સત જુગનીછે વાત, ઝાતકાર વ્યાપી થીયુ રેકે. ૪૩

જુવો કળીનું કર્મ, હવે બળ તણું કહ્યું રેકે. ૪૪
એકો એકપે વશેક, મન્ન શાંભળે અવાણુ કરી રેકે. ૪૫
જીતો કાળને ક્રોધ, ક્ષાણું એકનાં મળે મયા રેકે. ૪૬
રચ્યું કળી સ્વરૂપ, જોવા સરખીછે જુગતી રેકે. ૪૭
ત્રણ જુગથી વશેક, અંબા આપેછે મુક્તિ રેકે. ૪૮
વણ દામે વેપાર, નામ લીયો નારાયણી રેકે. ૪૯
દેહી ચુકોને હાણુ, લક્ષ ચોરાશી ફેરાતણું રેકે. ૫૦
વેદ ભેદને પુરાણ, સર્વે નામ થકી થયું રેકે. ૫૧
ભજો અંબે બહુચર, તેમાં સર્વ આવી રહ્યું રેકે. ૫૨
આણ્યો ટુંકડો ઉપાય, માયા રૂપે અંપી ધરી રેકે, ૫૩
જગત રીયુંછે મોહી, સરવ મારૂં મારૂં કરી રેકે. ૫૪
તજી નામનો આધાર, લક્ષ ફેરા જો તે ફરે રેકે. ૫૫
કુડો થાશે કલીજુગ, સરવે માયાને લોપશે રેકે. ૫૬
સિદ્ધો ચુકશે સિદ્ધ, કલી આવીને કોપશે રેકે. ૫૭
પૃથ્વિ આવશે કર જોડ, શિવ સમાધી ચુકશે રેકે. ૫૮
આવ્યો કલીનો અંત, વેદ બ્રહ્માયે મુકીયારેકે. ૫૯
પૃથ્વિ પંચાસ ક્રોડ, અસુરાણુ ઘણું વ્યાપશે રેકે. ૬૦
દેવ તેંત્રીસ ક્રોડ, દુઃખ પામશે અતી ઘણું રેકે. ૬૧
ભક્ત આધીન ભગવાન, ખીરસારમાં જાગશે રેકે. ૬૨
સવા મણની તરવાર, નકલંકી ઘોડે ચડે રેકે. ૬૩
લેશે ભક્તની સુધ, અસુરાણુને વેધશે રેકે. ૬૪
નમે કાલીને શીશ, સતજુગ ટીલે બેસસે રેકે. ૬૫
ધર્મ નીમને પુન્ય, ત્યારે પૃથ્વિમાં દીપશે રેકે. ૬૬
એવો કલીનોછે છંદ, ગાય તે શીખેને સાંભળે રેકે. ૬૭
મન કમને વચન, પાપ સરવ તેનાં બળે રેકે. ૬૮
તેની બહુચર પુરે આશ, ત્રિવીધ તાપ તેના ટળે રેકે. ૬૯

## છંદ બાલી બહુચરાનો.

સરસ્વતી ગણપતી વીનવું રે મા, લંબોવર લાગુ પાયરે બાલી બહુચરારે.
વાણી આપોને મયા કરીરે મા, અક્ષર આપો સારરે. બા૦ ૨
માનસરોવર ઝીલતાંરે મા, જુડતાં અસો મોટી બાંધરે. બા૦ ૩

પ્રથમ ચરીત્ર તમે કર્યાંરે મા, મારયો તે મહિષાસુરરે. બા૦ ૪
શુભ નીશુભ હાથે હણ્યારે મા, રકતબીજ મારી રકત પીધુરે. બા૦ ૫
મા મદ ભરીને મદ પીયોરે મા, મદના પ્યાલા હાથરે. બા૦ ૬
મા મરઘલા માતા તણારે મા, મા અસુરનો વાળ્યો ઘાણરે બા૦ ૭
મા ઘોડીમાંથી ઘોડો કરયોરે મા, અસ્ત્રીમાંથી પુરૂષરે. બા૦ ૮
મા દૈત્ય તણા દલ છેદવારે મા, ત્રીશુલ લીધું હાથરે. બા૦ ૯
મા તેં બોલાવ્યા બહુચરારે મા, અશુર તણા ઘટમાંયરે. બા૦ ૧૦
મા પરદેશે પરતો ઘણોરે મા, માનું નવખંડમાં છે નામરે- બા૦ ૧૧
મા બળીયા હાકમ બહુચરારે મા, ઉભા ભરે સલામરે. બા૦ ૧૨
મા ચંદ્રમા શીર પર ચડેરે મા, ધજા ચડે ધેજરાજરે. બા૦ ૧૩
મા ગોખ ચોક વાસો વસોરે મા, ચાચર આવી ફરે ફેરરે. બા૦ ૧૪
મા ઉદો ઉદો મુખ ઓચરેરે મા, પંખીયા મુખ પ્રમાણરે. બા૦ ૧૫
મા દુઃખીયાં આવે દુર થકીરે મા, સુખીયાં થઇ ઘેર જાયરે બાવ ૧૬
મા વાંઝીયાં બંધાવે પારણાંરે મા, રંક પર કરી મેરરે. બા૦ ૧૭
મા દીધાં વસાવે દેવી બારણાંરેમા, મોટાં દેવ દાતારરે. બા૦ ૧૮
મા માનસરોવર નાહી વળ્યારે મા, ભક્ત તણી કરો પેરરે. બા૦ ૧૯
મા પ્રાશ્ચિત સઘળાં દુર ગયાંરે મા, રીધ સીધનાં દારરે. બા૦ ૨૦
મા બહુચર મા અભસ્યા ભરેરે મા, મા નોધારાં ઓધારરે. બા૦ ૨૧
મા કુંમ કુંમ થાળી હાથમાંરે મા, માતું ગરીબનવાજરે. બા૦ ૨૨
મા વલ્લભ શેવક તાહરેરે મા, સરણેરાખોને સાયરે બાલીબહુચરારે ૨૩

### છંદ આદ્યશક્ત તુજને નમું રે બહુચરીનો.

આદ્યશકત તુજને નમુરે બહુચરી, ગણપત લાગુ પાય. ૧
પ્રશ્ન થાઓને પરમેશ્વરી હો બ૦ ગુણ તમારા ગવાય. ૨
શાસ્ત્ર પુરાણ સમજુ નહી હો બ૦ લહુંને તમારો ભેદ. ૩
સનખલપુર શોહામણું હો બ૦ ત્યાંછે તમારો વાસ. ૪
માનસરોવર ઝીલતાં હો બ૦ કરતાં તે નીલ વીલાસ. ૫
જે જન આવે તારી જાત્રા હો. બ૦ તેની તમે પુરો આશ. ૬
પ્રથમ ચરીત્ર તમે કરયાં હો બ૦ મારયો તે મહિષાસુર. ૭
શુભ નિશુભ હાથે હણ્યા હો બ૦ રક્ત ચલાવ્યાં પુર. ૮
ઘોડીમાંથી ઘોડો કરયો હો બ૦ અસ્ત્રીમાંથી. પુરૂષ. ૯

મારયા તે મરગ બોલાવ્યા હો બ૦ મુગલતણા ઘટમાંય. ૧૦
ચોશઠ બેની મળી સામટી હો બ૦ માનસરોવર જાય. ૧૧
સરવે મળી કીધી સ્થાપનાહો બ૦ ઠેરાવ્યું બહુચર નામ. ૧૨
હવન હોમ અતી થાયછે હો બ૦ ખારને ખાંડ હોમાય. ૧૩
બ્રાહ્મણ જમેને માને ગમે હો બ૦ આનંદ ઓછવ થાય. ૧૪
પાચપટાનો ઘાઘરો હો બ૦ શાળુ તે કશબી કોર. ૧૫
લીલાતે રંગની કાંચળી હો બ૦ ઓઢણી આસમાન. ૧૬
બાંયે બાજુબંધ બેરખા હો બ૦ પોંચીયું લટકે હાથ. ૧૭
વાળીને ઝરમર સોભતાં હો બ૦ એકદાણીયાંની હાર. ૧૮
કાંબીને કડલાં સોભતાં હો બ૦ ઝાંઝરનો ઝમકાર. ૧૯
પાયે તે અણુવટ વિંછવા હો બ૦ ઘુઘરીનો ઘમકાર. ૨૦
સરવે આભુશણ શોભતાં હો બ૦ આવ્યાં તે મંડપમાંય. ૨૧
હિંદુ તરક દુજને નમે હો બ૦ કહું કલીજુગનાં કરમ. ૨૨
સંવત સતર એકાસીયો હો બ૦ રૂડો તે આશ્વીન માસ. ૨૩
તિથી અંજવાળી ત્રીજછે હો બ૦ પુરણ ગુરૂવાર. ૨૪
ધોળા વલ્લભ બે ભાઇછે હો બહુચરી આદ્ય તારો આધાર. ૨૫

**છંદ મારી બૌચરમાને ભાવે ભજોજો. ( અઠાણુંનો )**

બાલી બહુચર માને ભાવે ભજો જો, મનસા વાચા કરમણા મમતાને તજો જો.
મુર્ખ શું જાણે મુકતી તણો મર્મ જો, જીવત જસ લેવા દ્રુપદને અડો જો.
( ઢાળ ) શેવો સનખલપુરના રાય, દેહ ધરીને પામે દાય;
એક મને આરાધે રાય, ચાચર નાચી ગરબો ગાય; બાલીબહુચરમને ભા. ૧
જો જનવેને જીતીજાણો જક્તનેજો, શેવો શનખનપુરની સાચી શક્તિને જો.
ભજતાં એક ભરવા કીધા ભક્તને જો, તારો તારે તોડયા રંગે રકતને જો.
( ઢાળ ) જીવન મુક્તિ કરો તે પ્રાણી, જીહવા શત સારદે વખાણી;
નવનીધ આવી ભુવને ભરાણી, અંગ આપદા અંતન આણી બા ભા. ૨
તે માટે ગુણ ગાંજો ત્રિપુરેતણા જો; જે દીન દશ દેવીને વાસા ઘણા જો;
તે દીન જાણે દુનીયાં રાજા રાણા જો; તે દીન દેવી માયે મુકી મણા જો.
( ઢાળ ) જે જનનીને જોવા જાય, તે રથ રથના નીત્ય શુરાય.
ભક્ત ભવાનીના કેવાય, જે સદાય સિંધુમાં નાય; બા ભા. ૩
એક દીન આણુમાં ઉઠાં ઇશ્વરી જો; પડવે પેડુસે પોરે જગદીશ્વરી જો;

રથમાં બેશી રમવા નીશરી જો; નવમી રથ હાંકે ચંડેશ્વરી જો,
(ઢાળ) પશ્ચિમ પંથે કરયાં પગીયાંણુ, ચંપલ ગત ચંચલ ચતુરાય.
મધ્યે માયે કર્યાં મેલાંણુ, રથ પંથ વાટ્યો ધર્યાં દેદાંણુ; બા ભા. ૪
બહુચર ચાચર રમતાં રંગમાં જો; ગાતાંતાં ગુણનીધ જ્ઞાન માં જો.
હરખે સરખી સાહેલીના સંમાં જો; અલબેલી આહો પોહોર ઉમંગમાં જો.
(ઢાળ) ખેચર ખબર લઇને આવ્યો, સમાચાર માજીને સંભળાવ્યો,
આવી નવ જાગ્રીયો અંબાયો, રથ આંબલીયે ઉભો રખાવ્યો. બા ભા. ૫
સનખલપુરશર રાણીરે સામાં સંચરયાં જો, પાળેથી પ્રેમભરી પગલાં ભરયાં જો;
અવલોકયાં અન્યો અન્ય અમીઝર્યાંજો, ભેટયાંભગવતીઓ બધાં ભાવેભર્યાંજો:
(ઢાળ) બોલ્યાં બહુચર મધુર વચંન. ધન ધન ધન આજુનો દિન.
ના માયામાં થયાં મગંન, સરવે સાથ કુરયા ગમન. બા ભા. ૬
કાળી કામદાઇને કનકેશ્વરી જો, હરશદ હિંગોળીને મા ગાત્રેશ્વરી જો;
દાબે ચંડીને કંકેશ્વરી જો, મઢમાં મળી બધાં પરમેશ્વરી જો.
(ઢાળ) આગળથી આવ્યાં આશન, જડીયાં મણી મુક્તાને રત્ન,
બેઠું ત્યાં શકિત તણું શાજન, શરદ શશીમાં વીમલ વદંન. બા ભા. ૭
બહુચર બોલ્યાં સખીયુ સરવે કયા ગઇ જો, પ્રેમે પુજાપો લાવો વેલાંથઇ જો;
ચંદન પુષ્પ અક્ષત કુંકમે કહી જો, એમ કહી બહુચર આશન બેઠાંજઇજો:
(ઢાળ) સખીયુ સરવે શજીને આવી, પ્રાંણપુજાપો ગ્રહીને લાવી;
મોટાં પાન પાત્ર ભરી લાવી, લીધાં ભોજન ભોગ ધરાવી. બા ભા. ૮
અંબે કહે આભ્રણ આંપુ અમો જો, ચંડીને કહે ચંદન ચરચો તમો જો;
કાળી ચાંડલાં કાઢો કુંકમે જો. ચોખા ચોડયા હરશદને હાથે સમે જો:
(ઢાળ) પુજા પુષ્પ સમરાયા હાર, પુનરપી પરજાચક મંદરબાર,
આગળ મુક્યા ભોગ અપાર, આશન કીધાં કરીને આહાર. બા ભા૦ ૯
અંબે કહે બેનો આજ્ઞા દીજીયે જો, પેહેલાંમધુપાન સરવે કીજીયે જો;
બહુચર કહે પાત્ર ભરવાં તે લીજીયે જો, માતંગી મતમાં તે મળી લીજીયેજો;
(ઢાળ) કર કર પાત્ર કનકનાં દીધાં, ભગવતીયુયે ભરી ભરી લીધાં
પ્રેમ ધરી ધરી પૂરણ પીધાં, મગન થઇ મુખવાસજ લીધાં. બા ભા૦ ૧૦
મદથી ઉનમદ થઇ ઉઠયાં આઇ જો, પાંજેથી પાળે પગ પલાઇયો જો;
ચારચ પુંઠલ વીટવલાઇયો જો, રમબા ધમીઢે મીટવલાઇયો જો;
(ઢાળ) બોલ્યાં હરશદને હિંગોળી, શુણ જો શકળ ભવાની મોરી;
આજ મચીછે મનગમતી ટોળી, કીજે રાત દીવશ રંગ રોળી. બા ભા૦ ૧૧

બાલી બહુચરાને કનકાઈ કરવોચશે જો, જે ઘર ભરીયે બેઠાં તમો જશો જો;
અંબા કહે જે આલજો કરો જો, માહા સુખ લેવાને આ શમો ખરો જો;
(ઢાળ) સુણી શંખલપુરીયે શ્વાશ લીધો, શક્તિએ સરવ બરાબર દીધો;
અંબાયે અલોપ કરીને બંધકીધો, મહા માયાનો મનોથ સીધ્યો બા ભા૦ ૧૨
વેણ આદે વાજે જે વેદે કયાં જો, કિંકર કિંકરીયુંયે તે ગ્રહ્યાં જો;
શક્તિના સ્વર સુસ્વરે ભેળી રહ્યા જો, ઉલરે ગત અવનવી નવીધેવહા જો.
(ઢાળ) બોલ્યાં બહુચર અંબા સાથ, આવડમાં એક સ્યાણાદ જો;
તમે શક્તિ મળી દેહ સંઘાત, ત્રિપુરે તાળી લે બંધ હાથ; બા ભા૦ ૧૩
વળી વચમાં ઉભાં રહી તુક ઓચરે જો, હુંબોરો લેતાં હાંય ઉઠાધરે જો;
વળી વળતાં વચન ઉચ્ચારે જો, ચટકે ચાલે ચાચર ફુદે ફરે જો;
(ઢાળ) માહા મનોહર કરતાં ગ્યાંન, મધ્ય માત કરે મધુપાંન;
નિત્ય ઉપજાવે હવે નવાં તાંન, વાજાં વાગે ગત અનુંમાન. બા ભા૦ ૧૪
ડાબાં જમાણી તાળીયું દે દેવીયું જો, ઉલટે ગત કરમા કેવકેવીયું જો;
જેમ ગતબદલે તેમ ચતી તેનીયુ જો, માહા ચતુરસુજાણ જાનુની જેવીયુ જો
(ઢાળ) મુંદે ઉચાં નીચાં થઈને, શનમુખ એક એકને કહીને;
બેનું બંધ્ય બરાબર રહીને, કાળી જે જે કહે મંધ્ય જઈને. બા ભા૦ ૧૫
હરખે હુંબોડા લે હાથે કરી જો, જનની જોડ થઈ બરાબરી જો,
અંબાની સાથે લે મા બહુચરા જો, હુંબોડો લઈ મા ફુદડી ફરે જો;
(ઢાળ) માહા રસ એછે ચાચર માડે, જે રસ નત્ય મંડે નહીં કયાંયે.
તેમ મધુથી પ્રગટ્યો જાડે, ત્રિપુરે ત્રમ થઈ બંધ્ય ત્યાંયે. બા ભા૦ ૧૬
વ્યોમ વૈમાન્ય રહ્યાં બધ છાંઈને જો, બેઠાં સુરપતીને સંગ શમાઈ જો;
એવી લોકી આપો આપ ગમાઈને જો, મનસુ મનશોભ્યું બહુચર બાઈને જો;
(ઢાળ) ચંદન પુષ્પ સમર્યાં પાણી, મધુરે મેઘે તણું એધાણી;
જેમ મુની પાઠકરે પારાણી, દેવીયું તાળીપાડે તાણી બા ભા૦ ૧૭
ત્રિભુવન રાણી નવરાત્રી રમી વળ્યાં જો, દેવિ દરબારેથકી દેવિ વળ્યાં જો;
ભાવે ભોજન લેવાં ભેળાં વલ્યાં જો, બહુચર કહે લાવો પાક સૌ મલ્યાં જો.
(ઢાળ) સખીયુએ સરવે રસોઈ નીપજાવી, તતક્ષણ લાવ્યાં અંબા માઈ;
સૌ આરોગ્યાંછે પાક રસોઈ, હાસ્ય વાનોદ કરી હરખાઈ. બા ભા૦ ૧૮
ભોજન કરી ઉઠી શકલ ભવાનીયુ જો, મુખમાં મુખવાશ કરી મુખકાનીયુ જો;
મદ જોતાં મન મન મલ કાણીયુ જો, રથમાં મળી બેઠાં માહાવરદાનીયુ જો.

( ઢાળ ) બહુચર થયાંછે વિખ્યાય, કરજો કાળી મા કીયાય;
રથ જેમ વેગે પવન પલાય, મઢ મઢ પોતાં સૌ મંમાય બા ભા૦ ૧૯
આશન બેશી અંબા કહે ઈશને જો, બહુચરના ગુણ ગાસો નીશદીનનેજો;
તે જન પદવી પામે અમરીશની જો, બહુચર મુજને તેમ જગદીશને જો.
( ઢાળ ) બહેય બેનું માયે મુને બાલી, મે મારા મનમાં નીરતી આલી;
જ્યાં જાઉ ત્યાં મન ગમતી માલી, શિવ શુણતાં થઇ ખુલાશી. બા ભા૦ ૨૦
શંકર કહે આ ગરબો ગાજે સહુ જો, નર નારી ધારી દેહ રૂદે જો;
સુખ શંપત પામે દુઃખ વામે બહુ જો, ધન ધન સ્વ દાસ સુતને વહુ જો.
( ઢાળ ) આહો પોહોર હુલાસ, બહુચર પુરે મનની આશ;
માહા દો અંબામામાં વાશ, આરાસુર પરવત આભાસ. બા ભા૦ ૨૧
આ બે બેનુમાં અંતર નથી જો, માહા મુનીએ નિશ્ચે કરી મથીજો;
ઉમતી પલ લાજ વધે એ થકીજો, તેના જશ વંદે વેદ પુરાણે થકીજો.
( ઢાળ ) તે ત્રિપુરીને લાગુ, એ મન મારૂ બહુચર માય,
પાલેપ્રજા ઘણું વિસાય, વલ્લભ સમરે માત સદાય. બા. ભાવેભજેજો. ૨૨

છંદ ગાઉગુણબાલીરે હો બહુચરીનો.

ગાઉ ગુણ બાલીરે હો બહુચરા, તમશુ તાળીરે હો બહુચરા.
સરસ્વતી માતારે હો બ. કરો સુખસાતારે હો બ. રચનાએ આવોરેહોબ
મારે મન ભાવોરે હો બ. વેદની વાણીરે હો બ. કોટ કલ્યાણીરે હો બ
શનમુખ જોતીરે હો બ. દુઃખડાં ટાળોરે હો બ. જુગમાં સાચીરે હો બ
બહુ રંગ રાચીરે હો બ. કષ્ટ ઉગારણુરે હો બ. ભવજલ તારણુરેહો બ.
રૂપ ન કળાયેરે હો બ. ઘટ ઘટવ્યાપકરે હો બ. કરતાને હરતારે હો બ.
છો જુગ ભરતારે હો બ. આદ અનાદેરે હો બ. નવખાંડે વાદેરે હો બ.
ત્રિગુણ જનેતારે હો બ. ચૌદ લોક જીત્યારે હો બ. અસુર સંઘારયારેહો બ.
મરડીને મારયારે હો બ. હરીહર ધાયારે હો બ. બ્રહ્મ વેદ ગાયેરે હો બ.
વાણીમાં રૈજોરે હો બ. દાસ મન ભાવોરે હો બ. લિલ વીલાશીરે હો બ.
છો અવીનાશીરે હો બ. જુગ સૌ જાણેરે હો બ. શંકર વખાણેરે હો બ.
મુક્તિ ફળ આપોરે હો બ. ચરણે સ્થાપોરે હો બ. સંકટ કાપોરે હો બ.
અતી સુખ આપોરે હો બ. ઝાંઝર ઝમકેરે હો બ. નેપુર ઠમકેરે હો બ.
ચરણા ચોળીરે હો બ. રંગમાં ઝબોળીરે હો બ. મેખળા ખળકેરે હો બ.
હુલર લટકેરે હો બ. કરમાં ચુડીરે હો બ. છે રંગ રૂડીરે હો બ.

હાર હબુકેરે હો બ. ઝાલ ઝબુકેરે હો બ. ચાંડલો ચળકેરે હો બ.
પાદડી લટકેરે હો બ. લટકે મોતીરે હો બ. શનમુખ જોતીરે હો બ.
કેશરી આડેરે હો બ. વેણી ત્રવેણીરે હો બ. નાગની ફેણીરે હો બ.
ગરબે અવીરે હો બ. હરી રહ્યા ન્યાળીરે હો બ. છો મદ માતરે હો બ.
શોભા ન કેવાયેરે હો બ. શીવરામ ગાયેરે હો બહુચરા.

## છંદ બહુચર બહુરંગીનો.

પુજુ ગણપતીને શીરનામીરે, બેચર બેરંગી. શમરૂ એક દંતેશ્વરસ્વામીરેબ.
વાણી સારદાજી આપોને મુનેરે, બ૦ એની બોટવરપ છે તુનેરે બ.
જસ બહુચરના વિસ્તારૂ રે. બ૦ એવું મનમાને છે મારૂ રે. બ૦
વાસો વસ્યાં સુવાળને ચોકેરે. બ૦ મૈયા કીધી ઉગમણે ગોખેરે. બ૦
અસ્રીયે પુરૂષ વેશ લીધોરે. બ૦ એવો ઢાંક પછેડો કીધોરે. બ૦
રાજાયે તે કામ કીધું ખોટુંરે. બ૦ એને અપદ લાગુછે ખોટુરે. બ૦
નિત મૃગીયા રમવા જાતીરે. બ૦ સાથે પાળેલ કુતરાં હતીરે. બ૦
તે તડકેર્થી બહુ અકળાણીરે. બ૦ જઇને માનસરોવરમાં પેઠીરે. બ૦
પછે ઘોડીમાંથી ઘોડો કીધોરે. બ૦ એવો પ્રત્યક્ષ પરતો દીઠોરે. બ૦
પછે નારીયે સ્નાનજ કીધુંરે. બ૦ એવી જાગતી જોત કેવાયરે. બ૦
શોભે શંખલપુરની રાણીરે. બ૦ ત્યાં અસુર દલ આવ્યુંરે બ૦
એણે મૃત્યું માગીને લીધુંરે. બ૦ ડેરા સંખલપુરમાં દીધારે. બ૦
માનાં કુકડાં ભક્ષજ કીધાંરે. બ૦ એનાં પેટમાં બાંગ દીધીરે. બ૦
પ્રુજે અસુરની થર થર કાયારે. બ૦ કુકડીયાં સજીવન કીધાંરે. બ૦
જઇને માનસરોવર બેઠાંરે. બ૦ જોગમાયા જગતની માયારે. બ૦
માજી દુખીયાંનાં દુઃખ કાપેરે. બ૦ માજી દુનીયાંમાં તમે સાચાંરે બ૦
દેવતાને અમૃત રશ પાતાંરે. બ૦ દાસ શીવરામ અભેપદઆપોરેબ.

## છંદ બેચરાજી એલે રંગમાંનો.

રંગમાં રંગમાં રંગમાંરે, મારી બહુચરાજી બેલે રંગમાં. ૧
નવ દાહાડા નવ રાત્રિ ખેલે, થૈકાર થૈકાર થંમાંરે. મા૦ ૨
રમઝમ કરતાં કુદડી ફરતાં, હીંચે તાલીના છંદમાંરે. મા૦ ૩
સોળે શૃગાર માને અંગે શોહાવે, નથડીમાં મોતી જડ્યાં નંગમાંરે મા૦ ૪
સુવા તે ચંદન કેશર કસ્તુરી, અબીલ ઉડે આનંદમાંરે. મા૦ ૫
દેશો દેશથી માનવી આવી નમેછે, કામ થાએ તેનાં મનનાંરે. મા૦ ૬
ભટ વલ્લભ કે ભાવે ભજતાં, બહુચરમા બહુ રંગમાંરે. મા૦ ૭

## છંદ બહુચરાજીના શૃંગારનો.

પ્રથમ ધ્યાન માત બહુચરાનુ ધરૂંરે લોલ. જેથી અમૃત વાણીની રચનાકરૂંરેલો.
માના શૃંગારની શું કહું વાતડીરે લો. મારમક ઝમક ચાલે ઓઢેઘાટડીરેલો.
પગે પાહેરેલાં બીજાંરે માને ઝાંઝરીરે લો. અણુવટ વીંછિયા ઝમકે શોભતારેલો
માની ઘાગરીયે ઘુઘરીઓ શોભતીરે લો. કટીમેખળાજડાવ ઘણુ ઓપતીરેલો.
ગળે હાર હૈયામાં જડાવ છે ઘણારે લો. કોટે કટેસરી દુગદુગી ઝુમણું રેલો.
પારો સુધ વિધ હેમનો પડચો ગળેરે લો. ચૌદ લોકમાં સ્વરૂપ બેચરામળેરેલો
એકદાણીયું અમુલ્ય રત્નશું જડયુંરે લો. બહુચાતુરીકરીને સોનીએ ઘડયુંરેલો.
પોંચે પોંચિયું જડાવ મણી રત્નસુરે લો. તેની પ્રભાંતો ગઉરી નખમાં પડીરેલો
બેહુ બાજુબંધ લટકે બહુકુમકારે લો. શોભે મણીજડાવતણાં ઝુમખાંરેલો
હીરા રત્નની કાંચળી બુટીયે ભરીરે લો. માના કાનમાં કનકતણી પાંદડીરેલો.
નકવેસરે બીરાજે આંજી આંખડીરે લો. માને લલાવટ ટીલડી શોભતીરે લો.
માથે વેણી બીરાજે નાગની ફણીરે લો. માએ સેંથો પુરયો સિંદુરસુંરે લો.
જેમ મેઘમાં ઉમંમાં દીસે રવીરે લો. માને ચોટલે બીરાજે ઘણાં બોરડાંરેલો.
વાંશે હેમનો મણી જડાવ ગોફણોરેલો. કસુંબે સુંવેછે માત કેરી સુંદડીરે લો.
હિરા સાંકળી તે લાલ મોતીયેજડીરેલો. માથે ગરબો લૈને બેચરા રમેરે લો.
તેવતેવડી સાહેલડીના સાથમાંરે લો. બ્રહ્મા ગાન ગાય વેદ મુખશુરે લો.
શિવે ડાક ડાંડી હેમની કરે ગ્રહીરે લો. કૃષ્ણે વાંસળી વગાડી બહુ હેતશુંરેલો
નારદે ચંપક કળાતે કરે ગ્રહીરે લો. ગાય ગાન કરે તાંન એવાવનમાંરેલો
એક એકને જુવેને હરખે મનમાંરે લો. માતા બહુચરાનુનામછે જગતુરે લો.
તેથી દુઃખને દાળીદ્ર કરે ભાગતુંરેલો. જે કોઈ ભાવ થકી બહુચનેભજેરેલો.
તેની વાત હેત લોકમાં જઈ વસેરે લો. આઈ કૃપાયે કરીને ગરબો કહેરે લો.
જેકોઈ ગાય તેના ચીતમાં બાલીવશેરેલો ભટ વલ્લભ મેવાડો માનોદાસછેરેલો.

## છંદ મારો માતું બેચરારે લોલનો. ( ચોપાઈ )

મારી માતું બહુચારે લોલ, દેવિ દૈત્ય સહુ સંગ્યાહે લોલ;
હરિ હર ઓમ્યરેરે લોલ, મારી માતું બહુચરરે લોલ. ૧
શંભારી શુરીનરેરે લોલ, માની માયા મુનીવરે લોલ;
વિધાત્રી ધ્યાન ધરેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૨
વેદેશું વખાણીએરે લોલ, શાસ્ત્ર શું માનીએરે લોલ;
પૂરાણ પ્રમાણીએરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૩

વારૂ વિખ્યાતમાંરે લોલ, જાણી જન જાતમાંરે લોલ;
કરી રહી ગુજરાતમાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૪
બાળા રૂપે બાળમાંરે લોલ, આવ્યાં આલમાંરે લોલ;
આવ્યાં સુવાળમાંરે લોલ, મારી મારી માતું બહુચરારે લોલ. ૫
શનખલપુર શીમાંરે લોલ, સરવ સુખ નીમમાંરે લોલ;
કેહેવાણી કદીમમાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૬
દેવી વશી દેવળેરે લોલ, કુંમ કુંમ કેશરેરે લોલ;
છબીલા મા છેલમાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૭
રંગ બહુરાચતીરે લોલ, છાકી છબી છાજતીરે લોલ;
ગોખે ચડી ગાજતીરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૮
માજીજી મહા દસારે લોલ, જનુંની કોયે જસાંરે લોલ;
પોતે પદ પાદશારે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૯
કળા કોક લે નહીરે લોલ, કહુ છું કહી કહીરે લોલ;
જાણું મા હીતારથીરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૧૦
મારાજા ધીરાજમાંરે લોલ, સરા સર તાજમાંરે લોલ;
ગરીબ નીવાજમાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૧૧
વર્યો વરદાયનીરે લોલ, મન વચન કારણીરે લોલ;
નમું નારાયણીરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૧૨
મન માન્યું માગશુંરે લોલ, પ્રેમે પગેલાગસુંરે લોલ;
અતી અનુંરાગસુંરે લોલ, મારી માતું બહુચારે લોલ. ૧૩
રમ્યાં નવરાત્રિમાંરે લોલ, મળી દશ માનમાંરે લોલ;
વખાણું છું વાતમાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૧૪
સારી બહુ આપીયેરે લોલ, કબુદ્ધિ કાપીનેરે લોલ;
કહુ સ્થીર સ્થાપીનેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૧૫
રમે ચોસઠ શકિત્તશુંરે લોલ, મળી ભળી શકિત્તયુંરે લોલ;
બીરાજે ભક્તિયોરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૧૬
નવે ખંડનાં ધણીરે લોલ, શકલ શિરોમણીરે લોલ;
ભુતી ભુલ ભાંગીયેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૧૭
કાત્યાયણી કતીહાંરે લોલ, મળી બેઠી માજહાંરે લોલ;
કહે નોરતાં કયાંહાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૧૮

હસ્યાં કુશ્મા હર્ષેરે લોલ, શુણી સહુકો રહીરે લોલ;
જંબુદ્વિપે જઇ રહીરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૧૯
ઉમા શુણી ઓચરેરે લોલ, બેઠી ગોખ ગોચરેરે લોલ.
બધા જોઇ બહુચરારે લોલ, મારી માતું બહુચરારે લોલ; ૨૦
બુદ્ધિ બળ વાતમાંરે લોલ, ભવાનીના ભાવમાંરે લોલ;
સારી સનમાનમાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૨૧
જાઉં ત્યાં જરૂરછેરે લોલ, પ્રતાપે પૂર્ણછેરે લોલ;
નિત્યે નવે નુરછેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૨૨
ભારી ભરત્ત ખંડમાંરે લોલ, ખરી બ્રહ્માંડમાંરે લોલ;
દાંતા ઊર દંડમાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૨૩
જોયે જઇ જોપમાંરે લોલ બેઠાં હશે ગોખમાંરે લોલ;
સદા હશે સુખમાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૨૪
આવ્યાં ચતુરાંગણીરે લોલ, વારૂ વરરાગણીરે લોલ;
પોતે પટરાણીયોરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૨૫
સતા મોલ સીજીયેરે લોલ, બ્રહ્મચારી બીજીયેરે લોલ;
ચંદ્રઘંટા ત્રિતીયેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૨૬
કુસ્માંડા ત્રિચારણીરે લોલ, સ્કંદ માતા પંચમીરે લોલ;
કાત્યાયની સષ્ટમીરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૨૭
સિદ્ધિદાતા સપ્તમીરે લોલ, કાળરાત્રિ આઠમીરે લોલ;
માહા ગૌરી નવમીરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૨૮
ભાવે ભલી ભાતસુરે લોલ, પોતાં નીત્ય પાતશુરે લોલ;
બોલવા ખરીખાતસુરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૨૯
સ્વરૂપ શોહાવતીરે લોલ, ભજે મન ભાવથીરે લોલ;
ઓપી માન આવતીરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૩૦
આભુક્ષણ એટલાંરે લોલ યથાયોગ્ય જેટલાંરે લોલ;
ત્રિપુરીને તેટલાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૩૧
ખરીવાર ચારમાંરે લોલ, ભરીવાર વારમાંરે લોલ;
બેઠાં બાર ચારમાંરે લોલ, મારી માતું બહુચરા રેલોલ. ૩૨
પીતાંબર પેરીયાંરે લોલ, લીલા લાલ લેહેરીયાં રેલાલ;
ઘણા રંગ ઘેરીયાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૩૩

કાજળ નેણું ભર્યાંરે લોલ, ભાતેથી કુંમ કુંમ ભર્યાંરે લોલ;
અક્ષર યુક્ત આદર્યાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૩૪
બેઠાં બધ્યે રથમાંરે લોલ, ખાંતે રથ પંથમાંરે લોલ;
મોહન મન મથમાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૩૫
તુરી પડ્યા તેજમાંરે લોલ, જોયું માના તેજમાંરે લોલ;
વધ્યાં વાયુ વેગમાંરે લોલ, મારી માતુ બહુચરારે લોલ. ૩૬
આવ્યા માતા આસમેરે લોલ, નવા નવ વાસવેરે લોલ;
પોતાં પલ આશ્રમેરે લોલ, મારી માતુ બહુચરારે લોલ. ૩૭
તુરી તરૂ એટલારે લોલ, છટા ભરી છટ કારે લોલ;
આખલીએ અટક્યાંરે લોલ, મારી માતુ બહુચરારે લોલ. ૩૮
મુકી મઢમાં ગીયાંરે લોલ, આપે એકઠાં થીયાંરે લોલ;
મઢે વાધે સુખીયાંરે લોલ, મારી માતુ બહુચરારે લોલ. ૩૯
જાગી દેવા જોયતીરે લોલ, માને રચ્યાં મોહીનેરે લોલ;
કહે કામ કોઈનેરે લોલ, મારી માતુ બહુચરારે લોલ. ૪૦
નવે આવતાં નમીરે લોલ, ગોખે બેઠાંછે ગમીરે લોલ;
આંખ્યે આણ્યાં અમીરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૪૧
બેઠાં બહુચરા થઈરે લોલ, સદાયે સુધા મઈરે લોલ;
મળી મઢના જઈરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૪૨
ભવાની દશે મળીરે લોલ, મઢે બેઠીછે મળીરે લોલ;
માણી મોરૂમાં મળીરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૪૩
દાસી પાસે આવીયુંરે લોલ, પુજાપો ચડાવીયોરે લોલ,
માજીને મના આવીયોરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૪૪
ભોજન ભાવે કરચાંરે લાલ, ચીત્તે આવતાં ચડચાંરે લોલ;
શકળ કારજ સરચાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૪૫
સંતોશી સાથનેરે લોલ, છઠચાં અલબેલીયુંરે લોલ;
નવલ નવેલીયુરે લાલ, મારી માતું બહુચરારે લોલ. ૪૬
આવા ગરબો મલીરે લોલ, પ્રેમે પાળે મળીરે લોલ,
ચતુરાં આચરેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૪૭
દશે બળદેવીયુંરે લોલ, તારા તપે તેવીયેરે લોલ;
કુંડે થઈ કેવીયુંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૪૮

ભર્યાં સહુ ભામનીરે લોલ, સાથે સરવે દામનીરે લોલ;
કરે કળા કામનીરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૪૯
બોલે બહુચરી અલીરે લોલ, બની બાન કેશરીરે લોલ;
બોલે સાથે બે મળીરે લોલ, મારી માતું બહુચરીરે બહુચરીરે. ૫૦
સખી સાંભળી રહેરે લોલ, ગ્રહી તાલને વહીરે લોલ;
કહી તેવી કહીરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૫૧
વાજાં વાજે છંદનાંરે લોલ, ભીંગ મંદ મંદનાંરે લોલ;
ફેરે ગત ફંદમાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૫૨
ગોરી ગાયે ગ્યાનમાંરે લોલ, ન ચુકે કોયે તાનમાંરે લોલ;
સઉ સાવધાનમાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૫૩
ઝળ્યું ઝલકાવતીરે લોલ, ચુડા ચળકાવતીરે લોલ;
ઘુંદે ખલકાવતીરે લોલ, મારી માતું બહુચરી લોલ. ૫૪
વાજે વાતે વાજેણુંણું લોલ, ઘણું ઘોર ગાજણાંરે લોલ;
વિચીત્ર વાજણુંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૫૫
બેહુ પાસે બાલીયુરે લોલ, પાડે પણ તાલીયુરે લોલ;
લચી લેકે વાળીયુંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૫૬
શારયો સુરત્યાં મળ્યાંરે લોલ, ઉમંગ અંગે મલ્યાંરે લોલ;
બાલા બુધમાં ભળ્યાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૫૭
કહુ સ્કંદ માદનેરે લોલ, પુરયાં અરઘ પાદનેરે લોલ;
આરોગ્યાં આદનેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૫૮
શુણી લાવી શુંદરીરે લોલ, પાત્રે પ્રથમા ભરીરે લોલ;
હોમ કરાવ્યા ભરીરે લોલ, મારી માતુ બહુચરારે લોલ. ૫૯
ગાતાં રજની ગઇરે લોલ, ક્રીડા તે કહી કરીરે લોલ;
માને મન ઇચ્છા થઇરે લોલ મારી માતું બહુચરારે લોલ. ૬૦
નમંત્ર નિશાચરિરે લોલ, પેલે પાન આચરેરે લોલ;
ચરે સુધી આચરે લોલ, મારી માતું બહુચરારેલોલ. ૬૧
ફરી ફેર ખેલીયાંરે લોલ, અકેક અકેલીઆંરે લોલ;
ખબે થઇતે બોલીઆંરે લાલ, મારી માતું બહુચરારે લોલ. ૬૨
હંબોડ લે હોડશુરે લોલ, જઇ જોડા જોડશુરે લોલ;
કરી કોડા કોડશુરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૬૩

ફરે ફુદડી ફેરેરે લોલ, કરે કરશુ વળીરે લોલ;
સહુ કોઇ રાસચીરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૬૪
રહ્યાં રંગ સહીનેરે લોલ, ધરચાં દેવ ધાઇનેરે લોલ;
વિમાને વલાઇનેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૬૫
જે જે જે ઉદા કહેરે લોલ, અંત્રિક્ષ ઉભાં રહેરે લોલ;
નાહો દેહનો લહેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૬૬
શમારી સુગંધનેરે લોલ, ચંબેલીશુ ચંદનેરે લોલ;
વરસે માતા વંદનેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૬૭
રથાળી રસીરથોરે લોલ, ચલા ચરણે ચઢગોરે લોલ;
માતા બેઠાં મઢેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૬૮
અવી અનલાવતાંરે લોલ, સુકચાં મધ્ય આવતાંરે લોલ;
ભવાનીને ભાવતાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ, ૬૯
ઉઠી બેઠાં આસનેરે લોલ, કરચાં મુખવાશનેરે લોલ;
હાસી કરે હાસ્યનેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૭૦
રાજે અમરાપમાંરે લોલ, યુગ યુગમાં સમીરે લોલ;
વર્ત્યાં વિજીઆ દમીરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૭૧
બાલા બહુચરાજીએરે લોલ, દુરગા કહે કીજીએરે લોલ;
દેવી વિદ્યા દીજીએરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૭૨
બાલ બહુચરા તમેરે લોલ, શુણે સ્યામ શ્રીમુદારે લોલ;
વેલાં આવજો વિદારે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૭૩
બધે બેઠાં રથેરે લોલ, તુરી પલા પંથમાંરે લોલ;
કથી કેલ તે કથેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૭૪
ખેલી ખેલ ખાંતમાંરે લોલ, હઇયે ઉલાશમાંરે લોલ;
વરયાં વાસો વાસમાંરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૭૫
જે જે કરી જક્તનેરે લોલ, ભરી નીધ ભક્તનેરે લોલ;
તારા આશક્તનેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૭૬
ગરબો ગાય સાંભળેરે લોલ, સદા થકસે ફળેરે લોલ;
માજી બહુચરા મળેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૭૭
કવિયે કથાની કથીરે લોલ અનેક તે એકથીરે લોલ;
બહુચરાજી નથીરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૭૮

દેવીમા દયાલ છોરે લોલ, પ્રજા પ્રતિપાલ છોરે લોલ;
કંટકોની કાળછોરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૭૯
નાવે તે રોષમાંરે લોલ, કરે કોઇ દોષમાંરે લોલ;
બહુચરા બલીષ્ટમાં રે લોલ. મારી માતું બહુચરારે લોલ. ૮૦
નિવાણની શંકરેરે લોલ, ઓપી અરક અંકનેરે લોલ;
કરે રાય રંકનેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૮૧
વળી બાલા વારણેરે લોલ, પોહોં રહે પારણેર લોલ;
કરે કામ કારણેરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૮૨
આઇ આપો આપથીરે લોલ, ભાવો નાનાં ભાવથીરે લોલ,
વલ્લભના વાક્યથીરે લોલ, મારી માતું બહુચરારે લોલ. ૮૩

## છંદ બહુચરાજીના શૃંગારનો.

પ્રથમ પારવતીના પુત્રને પાયે નમુરે લોલ, દીનજાણીવાણી દીજીયે કહુશમુરેલો.
સરસ્વતી તણા ચરણ પ્રતાપથીરે લો. નવે નિદ્ધ રિદ્ધ સિદ્ધ આપોઆપથીરે.
કરું ગાન ધરૂ ધ્યાન બહુચરાતણું રેલો. કરો સાર વાર વાર શું કહું ઘણુંરે
આજ બહુચરાજી માત ગરબે રમેરે લો. સુરીનર મુનીવર સહુને ગમેરે.
માજી રૂપ રાધિકાથી ઘણું બનીરે લો. કોટ કામ શશિ સૂર્યની છબી બણીરે.
રતિ રોહણી રનાદે આદે સુંદરી રે લો. વેણવાસુકી સરીખી શીશાજતીરે
ક્ષુદ્ર ઘટા ગોફણાને મધ્ય ગાજતીરેલો. ભરી માંગ મુગતા તે માહામુલ્યનોરે.
રાજે રાખડી રૂડીતે રત્ન તુલ્યનીરે લો. ફુલી ખેતલી સેંથાભરયો શમોપડયોરે
ચાક ચમરીશું ચોટલો કટી અડચોરેલો. સ્વરણ સિંદર આકાર સર્વ શીપનારે
સોળ શોભીતા શૃંગાર નિપન્યારે લો. કાંને વાળીયું જડાવ ઝાલ ઝુમણાંરે.
જોતી મોતીયે પરોવ્યાં લુખલુમખાંરેલો. સોનાં શાંકળીસરીખા ત્યાંજડામણીરે.
કોર તોરણ મોતીની દીશે દામણીરે લો. તેજ શું કહું તાટંક તણું લોલકે રે.
પેરયાં કુંડલ જડયાંતે અમુલ્યનાંરેલો. અર્ધ ચંદ્રમા કપોળ શું કહુ કથીરે.
ચઉદ લોકમાં બહુચરા શમુ નથીરેલો. કરી આડ લાલ કુંકુમની રાતડીરે.
તપે ટીલડી કહી ન જાય વાતડીરેલો. ત્રિકુટી મધ્યે સિંદુરની બીંદી કરીરે.
ચોડયા ચોખલા કપોળ લોલશુભરીરેલો. ભ્રકુટી કમાન કાન કોરશું અડી રે.
કીરનાશીકા વિદેહી કરે ત ઘડીરેલો. આંખ ઉપમા તેનાવે કોય પલવટે રે.
વરણ વરણવું અન્ય ઉપમા ઘટેરેલો. પદ્મ દીપક તારાનાં તેજ ત્યાં ગલેરે.
મીન ખંજન મૃગમાંન મુકીરેલો. લક્ષ લક્ષ કાંતી તીલકની લીલા જુવેરે.

ગોરા ગાલમાં ત્રિલોક મોહ્યાંવાજવું રેલો. મોહ રૂપ ધર્યું બહુચરાજી બાલીયેરે.
ગ્રહ ચાર રહ્યાં બહુચરની વાંણીગેરેલો. ગુરૂ હેમલાલ ભોમ ભ્રગુ મુકત્તમાં રે.
શની કીકીયે જેતાંજણાયજુગ્તમાંરેલો. અરધ બિંબકે પરવાળ લાલમાંમળીરે
દંત પકિત જુકિત દાડમકેરીકળીરેલો. ચળકે ચુનીયો જડાવ સાવ રેખમાંરે.
વદન નીરખતાં નઆવે મીનમેખમાંરેલો હાવ ભાવશું કટાક્ષ નેન શેનમાં રે.
ચિબુક ચારૂ વીચ બિંદુ મેનનું રે લો. કંઠ કોકિલા કપોત જોત પોતની રે.
ભાનું જુકિતને પ્રમાણતે ઉદ્યોતનીરેલો કોટે ચીન માળા ચંપક કળી રે.
ઘણી ઘુઘરી અરીશે દીસે ધમતીરે લો. ગળે ઘરેણાં થયાં ઘણાં ઘચુબલેરે.
કનક સાંકળી તુશી દોરેને ઝુમણુરેલો. હીરા સાંકળી પારીની સેર ચારનીરે.
મુકત્તા માળા એકાવળના હારનીરે લો. બેહુમેલમાં હીરાના ઝબકારડા રે.
પારિજાતક મંદાર કેરા હારડારે લો. બાહુદંડ જુગમ શું ઢસરખા સહીરે.
હાથ હાથની હથેળીયે મધ્યાં મહીરેલો. અતિઅદભુત અંગુઠીસંગેઆંગળીરે
અનુમાનમાં આવંતે મગની ફળીરેલો. નખવીસ રાત દિવશે તારા તપેરે.
અનઉપમાને અર્થે ઉપમા ખપેરેલો. બાહેબાજુબંધ બેરખાને ફુમકાંરે.
બાંધ્યા બાંદલ બન્યા રહ્યા ઝઝુમતાંરેલો. પાણ્ચુ સુડલો પ્રમાણુ ચતુર રંગમાંરે.
અતિ અરૂણ તરૂણ દંતમતંગનોરેલો. બહુ કોરમાં જડાવ લાલ લાંકણી રે.
મધ્ય માણેક હીરાની હાથ કાંકણીરેલો. હાથે પોચિયા જવાળી ભાળી કંગણીરે
છલા છાલ છાપ આરશી સુરાંગળીરે લો. ઉર ઓપતું રસાળ તે વીસાળશું રે.
કમળ કોશ કુચ અગ્રમાં મરાળશું રેલો. કંચુકી કનકતાર હારશું બનીરે.
સુવાચંદન ચરચીતશોભો શોભતીરે લો. લેઘો લાહ્યનો પેર્યો તે રંગ જુજવેરે.
કસબ કોર જોર સાલુ કસુંબે સુવેરેલો. પેટ પોયણી પ્રમાંણુ ક્ષીણુ લંકણીરે.
શજીં મેખળા રસાળ કશી કીકણીરેલો. ઉદર ઉપર તે ત્રીવળી વળી રહીરે.
ગારિશ્વેત દેહ મધ્ય ત્રીવેણી વહીરેલો. નાભિ કોમળ કૂવો કર્યો સુમારનો રે.
ભર્યો વારિ તે અખુટ બિંદુ શારનોરે લો. કંઠ હેડે દેઠ વાંસો તે એકત્રછે રે.
અધો મુખનું અખંડ કેળ પત્રછેરેલો. કટી કેશરી હરિ જંઘાસ્તંભ ગમતેરે.
ચારૂ ચરણામાં ચિત્ર લખ્યા ચોદશારેલો પગઆંગળાં થયાં ચંપકકળીજસારે.
ભરી જાવક કટોરિ હેમ નાનીયોરે લો. બિંદુબીંબને આકારે એડિ પાનિયોરે.
જેહેર લંઘર તોડાને ઘુઘરી તળેરેલો. પગે નેપુરને વીછુવે મુની ચળે રે.
મંદ હાસ્યકરે મુખ ભર્યા તંબોળસુરેલો નયણુ કાજળ સાર્યાં કુમકુમરોળશુરે.
ઠઠી ઠાઠ આઠ આઠ સખી રંગમાંરેલો. બાળી બહુચરા કલોલ કરે રંગમાંરે.

કરે રમકઝમક ઠમક સખીસાથમાંરેલો દંતે ઘુઘટ ગ્રહી રહી રસાળીયોરેરે લ.
એક એકથી લે હાથો હાથતાળીયોંરેલો. કેશ પાશ તારી વાળીયા અંબોરડારે.
ફરે કુદડી ફરેને લે હંબોરડલારે લો. એ અખંડ ખેલખેલે બાળિ બહુચરારે.
ત્રણે દેવ લેછે વારણાં ફરી ફરીરેરલો. વિષ્નું વાંસળીવગાડે શબ્દ નાદશુરે.
ડાક વાયે માહાદેવ મરજાદ સુરેલો. ધરી પાણી પોથીયો મહા મુલ્યની રે.
બ્રંહ્મા વેદભણે મુખ ચારે ધુનમાંરે લો. પુષ્પ ચંદન વરસાવે વળી દેવતા રે.
અઠયાશી શહસ્ત્ર રૂષિ સદા શેવતારેલો. ગીરી ચેત તજી શેવક કાજે ધર્યારે.
કલીકાળમાં સુવાળમાં આવ્યાંત્રશીરેલો. ક્ષુર શુલહે ભવાની કેરા ભેદનેરે.
આદ અંત અગમ્ય વાદ વેદનેરે લો. આ અખંડ ગરબો ગાય માંનવીરે.
ચર્ણ ચર્ણને ઉચારે સ્નાન જાનવીરેલો. નવે નિદ્ધ રિદ્ધ લીજીયે ઓ વારણાંરે.
દેવી વાંઝીયાં બંધાવે દ્વાર પારણાંરેલો. મન મોહ્યાં ગોખ ચાચર શોયામણાંરે
ભટ વલભ મેવાડો માને ભામણેરે લો. ગાય છંદ તેને બોચરમામળેરે લોલ.

છંદ બહુચરાજીના શણગાનો.

પ્રથમ ગણપતી સરસ્વતીને ચરણે નમુરેલોલ. માબોચરાનુ ધ્યાન મનમાંધરૂરે.
જેથી અમૃત વાણીની રચના કરૂરે લો. માના શૃંગારની શીકહુ વાતડીરેલો.
બાલી રમક ઝમકચાલે ઔઢેઘાટડીરેલો. પગે પાત્રડી બીરાજે માને ઝાંઝરીરે.
માની ઘાંઘરીયે ઘુઘરીછે શોભતીરે લો. કટી મેખલા જડીત્ર ઘણું ઓપતીરે.
ગળે હાર હયામાં જડાઉ હેમનોરે લો. શોભે કટેસરીને કોટે વાઢસો રે.
પારો સુધ પ્રીત હેમ જડાવનોરે લો. ચઉદલોકમાં સ્વરૂપ બહુચરાબનીરે
એકદાડીયુ અમુલ્ય રત્નથી જડીરે લો. બહુ ચાતુરી કરીને સોનીએ ઘડયુરે.
પોચે પોંચીયુ મળીતે રત્નથી જડીરે લો. તેની સોભા બનીતે ગાઙનખમાંજડીરે
બેહુ બાજુવે તે હીર કેરાં ફુમકાંરે લો. શોભે ચુડલામણી જડાવ ઝુમખાંરે.
હીર વસ્ત્રની કાંચળી ખુટીયેંજડીરે લો. માના કાનમાં કનક કેરી પાંદડીરે.
શોભે ડોલર પુષ્પને ચંપાની કળીરેલો. નકવેસર બીરાજે માને નથડીરે.
માની ચોલીયેં બીરાજે બોરડાં ઘણાંરેલો. વાંસે હેમનો મણી જડાવું ગોફણોરે.
ઝુડા સાંકળીની હાર લીલમ મોતીયેરેલો. કશુબે સુવેછે માતકેરી સુદડી રે.
માની આંખડી દીસેછે કમળ પાંખડીરેલો. શીર ગરબે તે માત બહુચરા રમેરે.
તેવ તેવડી મળીતે શખી સાથમાંફરેરેલો એક એકને જુવેને હશે મનમાંરે.
દાશ વિશ્વનો તે ગરબો ગાયછેરે લો. છંદ ગાય શીખેને શાંભળેરે.
તેનાં સંસારનાં દુઃખ સઘળાં ટળેરે લો. બહુચરબાલી તે ચરણે રાખશે.રે.

## છંદ સનખલપુરીનો. ( ચોપાઇ )

સનખલશીરે શકલ સીરોમણીરે, સરવ સંસારતણું મા સાર;
ત્યાં વશે બહુચર મા ત્રિભુવન ધણીરે, આઇજી નોધારાં આધાર. સંલ૦ ૧
બહુચર મા સુવાળે વાસો વશ્યાં જો, શેવક જનની પુરવા આશ;
માજી દાસને દરશણ દીજીએરે, દૈત્ય સકળનો કીધો નાશ. સ૦ ૨
અકલકળા નકળાયરે માજી તારી કોઇથીરે ઇશ્વરી અગમ અભેપદ છેદ;
માજી મારકુંડ કહે મુખ થકીરે વિધ વિધ વાણિ વખાણે વેદ. સ. ૩
કરૂણા કર કાવો કળી કાળમાંરે, કરવા કોટ કોટ ઉપગાર;
ભગવતી બેઠાંછે ભર સુંવાળમાંરે, ભરવા ભક્ત તણા ભંડાર. સં. ૪
નજર કરી નિરખું નારાયણીરે, નગણું નાનું કીધું નાક;
સહસ્ત્ર સ્વરગ થકી શોભા ઘણીરે, વિપ્રીત લક્ષણ નાનું નાક. સં. ૫
ગુણનિધ ગંભીર ગાજે ગોખમાંરે, સૌ શેવકની કરવા સાર;
નિસદીન નિતપ્રત્યે બીરાજો જોખમાંરે સરણે ગયા તે ઉતરયા પાર. સં. ૬
પ્રત્યક્ષ પરતો પૃથિવમાં ખરોરે, પૂરણ પ્રેમદા પુરો આશ;
સાચે મન જે જન શેવા કરેરે, પામે અવીચલ તે ઘરવાસ. સં. ૭
બળદે બિરાજે બળવંત બહુચરીરે, બહુચર બુધવંતી બાળે વેશ;
હરી હર વિરંચી જશ ઓચરેરે, સેવે સુરપતી નરપતી શેસ. સં. ૮
માહાતમ મોટુંછે મહીપર માતનુંરે, માનવી મુકી મનનો મેલ;
જીવન મુક્તિ કરો જન જાતમાંરે, પામે પંચપદારથ પેલ. સં. ૯
સુરપુર નરપુર નાગપુરે નહીરે, નિશદીન નિત નિત નવરંગ;
અણસઠ તીરથથી અદકુ અહીરે, આપે અવલોકીક અભંગ. સં. ૧૦
જે કોઇ જન જાયે કાશિયેરે, ગયા ગદાધ ઉતરયા પાર;
તે ફુલ પ્રાપ્ત થઇને વાશીયેરે, દરશણ આપે બહુચર માત. સં. ૧૧
જે ફુલ માઘવરો કરે પ્રાગમાંરે, વળી વારાણશી વેગેનાપ;
નાતાં વાળ્ય કુંડ અનું રાગમાંરે, તે ફળ દીયે દેવી દાતાર. સં. ૧૨
કાવડ વૈજનાથને અરપતાંરે, કંકણ જઇ પેરે કેદાર;
તે ફળ ત્રિપુરે પામે તરપતાંરે, ભગવતી બ્રાહ્મણનો અવતાર સં. ૧૩
જે ફળ હોય જાય યજ્ઞ કરીરે, જપ તપ વ્રત કીધે ફળ થાય;
તે ફળ ફરતાં પાંમે ચાચરેરે, જેમ નર નિરમળ ગરબો ગાય. સં. ૧૪
જન થૈ જુગ જીવો જસ ગાઇનેરે, જે જનુંનીને આવ્યા પેટ;
આ અવતારે ન ઓળખ્યાં આઇનેરે જીવતર જાણીયે દેવની વેઠ. સં. ૧૫

ગોખના ગોખમાં જોજો જે ઘડીરે, માન સરોવર કરો મરજન;
માને પ્રણુવશો પ્રેમે કરીરે, બહુચર દેશે તે દરશન. સં. ૧૬
માજીયે માહા પાપી પાવન કરયારે, પ્રગટ થઇ નવ લેતાં પુન્ય;
ભક્ત થયાં ભવ ભાગ્ય ભેળાં થયાંરે નવનીધ આવી રઇ નરનુન્ય. સં. ૧૭
સેવ્યે સદાય માહા સુખ પામીએરે, મહીતલ માત રાખજો મન;
પરઉપગાર કરો પરમેશ્વરીરે, વેદ પુરાણુ કહે ધન ધન. સં. ૧૮
ગરબો ગાય શીખેને સાંભળેરે, જે નર નારી હેતે ગાય;
તેના જન્મ મરણુ ફેરા ટળેરે, તેને બહુચર પરસંન થાય. સં. ૧૯
દાસ તણું દોહેલું દુઃખ વામીયેરે, ભજતાં ભવની ભાવઠ જાય;
વિઘ્ન હરણુ વિશ્વેશ્વરીરે, વલ્લભને આઇ તણો વિશ્રામ. સં. ૨૦

**છંદ બાલી બહુચર માને ભાવે ભજો જો. (ચોપાઇ)**

પરથ મગણુપત નામુ શીશ, કરજોડી માગુ છો આશીશ,
વાણી આપો મુજને ઇશ, બાલીરે બહુચર માને ભાવે ભજો જો. ૧
માજી વશીયાંછો સુવાળ, માનસરોવર માની ખાણુ,
બીરાજો ઉગમણું બાર. બાલી. ૨
માજી સોભા તણો નહી પાર, માનાં કુકડીયાં અપાર;
શોભે દીપમાળા ઝળકાટ. બાલી. ૩
માજી ચાચરછે ચોસાર, કરમાં ત્રિસૂલ સોભે સાર;
માજી તારા શેવક તણો નહી પાર. બાલી. ૪
ત્યાં કણે બ્રાહ્મણુ ભોજન થાય, અગ્નિ કુડતણી શોભાય;
માંહી ધ્રત ઘણું હોમાય. બાલી. ૫
માજી જોતાં તે તારૂં રૂપ, પ્રભાતે કંન્યાતણું સ્વરૂપ;
શીશ નમાવે મોટા ભુપ. બાલી. ૬
માજી સોળે કરયા શૃંગાર, સેંથીયે સિંદુર બહુ સાર;
શ્રુવણુ છત્ર તણો નહી પાર. બાલી. ૭
માજી કુંમ કુંમ કેશરી આડ, માની ઓઢણી લાલુ ગુલાલ;
પરોવ્યાં મોતી સુંદર સાર. બાલી. ૮
માજી કુંડલ કાને સાર, લોલક સાંકાંની જોત અપાર;
ત્રિકુટીયે આંડલો કરે ઝળકાટ. બાલી. ૯
પેરયા મોતી હીરાના હાર, ઉપર એકાવળીછે હાર;
શોભે પુષ્પ તણા અલંકાર. બાલી. ૧૦

શોભે મણી મુક્તાની માળ, શોભે ચોશરો ચંદન હાર;
દુગદુગી માદલીયાંછે સાર. ખાલી. ૧૧
માજી ચુડી કંકણની જોડ, અંગુઠી આરસીયે લીધો હોડ,
બાજુબંધ બેરખાંનીછે જોડ. ખાલી. ૧૨
કાંબી કડલાંની છે જોડ, અણવટ વિંછયે કીધો સોર;
ઝાંઝર ઘુઘરીનોછે સોર, ખાલી. ૧૩
પેર્યો કચવો સોનેરી બાપ, ચોસઠ બેનું પધાર્યાં આપ;
ત્યાં માંડ્યો નવતમ રાશ. ખાલી. ૧૪
માજી રીયાંછો જોડા જોડ, માજી હરખ્યાં હોડા હોડ;
માજી સૌના પુરો કોડ. ખાલી. ૫૧
માજી મુખ ચાવ્યાં તંબોળ, ત્યાં કણુ સરણાયુંના સોર;
ઢોલ મ્રદંગ કરેછે ઘોર. ખાલી ૧૬
માજી આવ્યાંછે નવરાત્ર, તેમાં એ૪છે આશુ માસ;
મા તારો સનખલપુરમાં વાસ. ખાલી. ૧૭
માજી છંદે ગરબો ગાય, ત્યાં તો નારદ તુંમર વાય.
ત્યાં કણુ નવલા નાટારંભ થાય. ખાલી. ૧૮
તેત્રીશ કોડ પધાર્યા દેવ, વિષ્નુ ગરૂડે ચડી તતખેવ;
જોતાં દેવ કરેછે શેવ. ખાલી. ૧૯
આવ્યા વ્રશભચડી માહાદેવ, અઠયાસી સહસ્ત્ર રૂશી તતખેવ;
સૌની શેવા કરેછે દેવ. ખાલી. ૨૦
જોવા આવ્યા મોટા ભુપ, ચંદ્ર રવી સરખુંછે રૂપ;
ત્યાં અગ્નગંધ થાયે ધુપ ખાલી. ૨૧
રમીયાં રાસ નવમીને દિન, અષ્ટમીને દિન કીધોછે હવન;
વિપ્રો બોલેછે વેદની ધુન. ખાલી. ૨૨
માંહી ચીર સુદડી હોમાય, ત્યાં શ્રીફળ બહુ હોમાય;
માને આનંદ અંગ ન માય. ખાલી. ૨૩
ભાવતાં ભોજન કીધાં સાર, જનુની બેઠા હારો હાર;
ગંગાજલ પાન કીધાં બહુ સાર. ખાલી. ૨૪
માજી મન ગમતા મુખવાશ, માયે શેવકની પુરી આશ;
તેનો વૈકુંઠ હોજો વાશ. ખાલી. ૨૫
આશીશ આપેછે બહુચર માય, મઠ મઠ મેરખાની સહુ જાય;
બહુચર શેવકને થાજો સાહાય. ખાલી. ૨૬

કરજોડી કહેછે કાળીદાશ, બહુચર સહુની પુરી આશ;
તેનો ચરણમાં હોજો વાશ. બાલી બહુચરમાને ભાવે ભજો જો. ૨૭

### છંદ રંગમાં રંગતાલીનો.

ગુરૂ ગણપતીને લાગુ પાયરે રંગમાં રંગતાળી, વાણીઆપોનેસરસ્વતીમાયરે.
ગાઊ બહુચર બાલીનો છંદરે. રંગ. થાએ મનમાં અતી આનંદરે. રં૦
પ્રથમ નામ બહુચરનું લીજેરે. રંગ. ગુણ ગાઇ અમ્રત રસ પીજેરે રં૦
માજી સનખલપુરમાં વાસરે. રંગ. કીધો ભક્તની પુરવા આશરે. રં૦
પેરયાં ચરણા ચોળીને ચીરરે. રંગ. ભરત્ત ભરયાં સોનેરી હીરરે. રં૦
તેના વરણવ કેણી પર થાયરે. રંગ. શેસ સહસ્ત્ર મુખે કરી ગાયરે. રં૦
તેનો પાર પુરો નવથાયરે. રંગ. ભક્ત મંદ બુદ્ધિશું ગાયરે. રં૦
પેરયાં શોળ સૃગાર અતી સારરે. રંગ. તેનો કેમ કરૂં વિસ્તારરે. રં૦
પેર્યું ત્રસંતીયું બોરની હારરે. રંગ. મસ્તક મુકટ કરે ઝળકારરે. રં૦
કંઠે પાશેને ઝુમણું જોડરે. રંગ. નાકે નકવેશર રૂડો મોરરે. રં.
વળી ઝરમર કરે ઝળકાટરે. રંગ. જડી સુંનીયું રંગમાં ઝબોળરે. રં૦
મુડી કડલાંયે લીધો વાદરે. રંગ, ઝણ બેલે ઝીણુ શાદરે. રં૦
પેરયા મુગતા ફળના હારરે. રંગ. તેમાં રત્ન કેરો ઝળકારરે. રં૦
ચોડ ફુલરે મનડું મોયુરે. રંગ. કરૂણા કરીને શામું જોયુંરે.. રં૦
ઉતરીયે માણક શોપેરે. રંગ. જડાં જડીત બહુ વિસ્તારરે. રં૦
બાંહે બાજુબંધ કેરી જોડરે રંગ. માને નિરખતાં પોચે કોડરે. રં૦
હાથે ચુડો કનકનો શોહેરે. રંગ. ગુજરીયે ત્રિભોવન મોયારે. રં૦
પાયે ઝાંઝરનો ઝમકારરે. રંગ. વેઢ વીટીયું કરે ચળકાટરે. રં૦
કટી મેખલા ઝીણુ સાદરે રંગ. પાયે ઘુઘરીયે લીધો વાદરે. રં૦
કતા ઘરેણાનો વિસ્તારરે. રંગ. કેતાં શેશન પામે પારરે. રં૦
માજી વિનતી એક અવધાનરે રંગ. શેવકની લ્યો સંભાળરે. રં૦
આવ્યો તપ તજવર અતી પુરોરે રંગ. ભાંગી હાડ કીધાં ચકચુરરે. રં૦
તણુ નામ તમારાં સંભારયાંરે. રંગ. માયે દુઃખ સઘળું નીહાળ્યુંરે. રં૦
રાખો શેવકને ચરણુ નીવાસરે. રંગ. ભવાનીશંકરતારો દાસરે રંગમાંરં૦

### છંદ આદશકત તુજને નમુંરે.

આદશક્ત મોટીમાયરે રિદ્ધસિદ્ધ આપોરે માજી દાનવંહારણ હાર દુખડાંકાપોરે.
મા ઝોતે વર્ણું અઢાર વિભોગત તારીરે મા દુખડાની દાતાર દયા વાળીરે.

મા કુલઝરે મુખમાંય અનોપમ વાણીરે મા સજ્યાતે સોળ શૃંગારધુઘટતાણીરે
માને દાંતે સોનાની રેખ નાકે વાળીરે મા કીધી કેશરની આડ સ્વરૂપેબાલીરે
માને પંચરંગી પરવાળાં કંઠે ઝળકેરે મા વેણી વશીયલનાગ ખાંઢોડી ખલકેરે
માતારા દરશણને કાજ આવી ઉભારે મહા છત્રપતી મહાજ દક્ષણી સુબારે
કરે સામાતે રહી નમન માની લીજેરે માને પ્રદક્ષણા પડી પાયફરીને દીજેરે
ધન માજી અવતારરે કુંડમાં નાહીયેરે કરીયે કાયા શકોમળ નાઇ મેરૈજપીયેરે
મા સનખલ પુરમાં વાસ કુકડાંપાંસેરે એવા ઇશ્વરીના ગુણગાય વલ્લભ દાશરે
મા સંવત સતર ચાલીશ આશુ માસેરે તિથી અજવાળી ત્રીજ ગુણ ગારોરે

## છંદ બૌચરાજીનો. (ચોપાઇ)

પ્રથમ દંત એક વરણુંરે, વળી વળી નામુ છો તે શીશ;
ગૌરી નંદન ગણપતીરે, દેજો મુજને તે આશીશ. બૌચરમા આપેબીરાજતાંરે.

શારદ તનીઆ છો બ્રહ્મનીરે, વાંણી દ્યો મુજને માય,
તમ કૃપાથી નારાયણીરે, છંદ સંપુરણ. બહુ૦ ૨
પગવોણો હું અપંગ થઇરે, ગીરીવર ચડવા મન;
તમ સરણાગત આવયોરે, થાઓ તમે માત પ્રસંન. બહુ૦ ૩
સુવાળ દેશે વાશો વરયાંરે, સનખલપુર શુભ ગામ;
આઇજી આપે બીરાજતાંરે, મા ધરાવ્યું બહુચર નામ. બહુ૦ ૪
આવ સ્થાનક અતી શોભતુંરે, ઉગમણે દ્વાર;
ગોખ ઝબુકે જાળીયાંરે, કઇ પેરે વરણવ કરે દાસ. બહુ૦ ૫
ચોસઠ બેનુંમાં શોભાંમણીરે, શોળ કળા ભરપુરરે;
નખ શીખ શોભા નીરખતાંરે, મારૂ મન થયું ભરપુર. બહુ૦ ૬
નવ સત જોબન વેશમાંરે મુખ પુનનો ચંદ્ર;
નિરખતાં રૂપ નારાયણીરે, દેવ થયા મતી મંદ. બહુ૦ ૭
શુક શરીખી નાશીકારે, અધુર જાણે પરવાળ;
દંત બત્રીશ દાડમ કળીરે, ચાલો હંસગતીમાં ચાલ. બહુ૦ ૮
પગપેનીએ પાતળીરે, દીશે આંગલી રાતીચોળ;
નખ મણીમય ઓપતીરે, મુખડે ભરયાંછે તંબોલ બહુ૦ ૯
વેણિ વાસંગી શોભીરહીરે, નલવટ કીધીછે આડ;
અરૂણ ઉદય માની કાંતીરે, ચોખા ચોડાછે લલાડ બહુ૦ ૧૦
નયણી સરોજ શોભાણારે, પત્ર કમળ છે આકાર;
મૃગ મધુકરથી શ્યામતારે, પુરણ દયા કરયા અવતાર બહુ૦ ૧૧

શોળ શણગાર માન શોભતારે, વરણવ કેની પેરે થાય;
ચાર મુખે બ્રહ્મા ઓચરેરે, પાર પુરો તે ન પમાય. બહુ૦ ૧૨
મંદ બુધીથી શું વરણવું રે, કોણ મારો અધીકાર;
આપે પોતાની ઉપમારે, બોલો છો કાંઇ શારમ શાર. બહુ૦ ૧૩
આ ભરણ પેરયા ઘણા ઘેરનોરે, રત્ન જડીત્ર અમુલ્ય;
નરખી મુની મોહ પામીયારે, જોઇ શરીર તે પ્રફુલ. બહુ૦ ૧૪
જડયો મુક્તા ફળ કંચવોરે, હીરે જડીત્ર રશાળ,
અદભુત ઓઢી સુંદડીરે, દીશો છો કાંઇ ઝાક ઝમાળ. બહુ૦ ૧૫
છત્ર સોનાનું શોયામણું રે, શીરપર મુગટછે વીશાળ;
મણિ માણુક માંયે ઓપતાંરે, તેમાં ઓપેઅમુલખ લાલ. બહુ૦ ૧૬
ચંપક વરણીને ચાંડલોરે, કીટ મુકટ રૂડો ભાલ,
કાને કુંડલ કરણ ફુલનાંરે, હીરા ઝબકતીછે ઝાલ. બહુ૦ ૧૭
નાકે નકવેશર શોભતુરે, વેણાચોકડું દીશે ભાલ;
હડપચીએ હીરો ચડયોરે, ચંદ્રશશીખો છે ઝળકાટ. બહુ૦ ૧૮
નાશીકાયે મોતી નરમળાંરે, ચુની દીશે રંગ ઝબોળ;
પુખરાજ જડયાં પાંચ ભાતનાંરે, વરતુલ આકારે ગોળ. બહુ૦ ૧૯
શુદર ગ્રીવાયે શોભતાંરે, તુશી તનમનીઆંને તે શાર;
ચીડ શોએ સાત સેરનીરે, ઝરમર કરેછે ઝળકર. બહુ૦ ૨૦
ઉતરીયે મન મોહ્યાંરે, ત્રિભુવન વીસ્મે થાય;
ચંદન હારની શોભા ભલીરે, રૂપ કહ્યું નવજાય. બહુ૦ ૨૧
કંઠેસરી કંઠે ઓપતીરે, પાસે શાંકળી પ્રમાણ;
મુક્તાફળ લટકી રહ્યાંરે, અલકાવલીયે એકજ જાણ. બહુ૦ ૨૨
એકદાણીયું ગલે ઓપતુંરે, પાશેને કીડીઆં સાર;
ઝુમણું ઝબુકે જોઇ રયેરે, ઉપર છે એકાવળ હાર. બહુ૦ ૨૩
સુડા કનકના ક્રમકમેરે, બાંહે બાજુબંધને ફુલ;
ઝમઝમીઆં જુગતે જડયાંરે, માણુક જડીત્ર અમુલ્ય. બહુ૦ ૨૪
હીરા જડીત્ર પોંચી હાથમાંરે, વાડલે વાળોરે વાંક;
બેરખી બેવડી બાંધીછુરે, કેરખીમાંછે આડોઆંક. બહુ૦ ૨૫
દશે આંગળીયે વેઢ વીટીઓરે, છલા આરશી તેમાં સાર;
નખલા વખે શોભી રહારે, તેમાં અગુઠી અધીકાર. બહુ૦ ૨૬

કાંકણી કચનમેં કરીરે, બેરખા ફુલનાછે શુગંધ;
સુવા ચંદન અંગે ચરચીયાંરે, રૂડો મેખલાનો કટીબંધ ખહુ૦ ૨૭
નેફુરના શણગારમાંરે, અણુવટ વીછવા અતી સાર;
કાંબી કડલાં ઠમકી રહ્યાંરે, તેમાં ઝાંઝરનો ઝમકાર. ખહુ૦ ૨૮
શૃગાર સંપૂરણ કરીનેરે, માતે વીચારૂ છે મન;
આસુ સુદનીછે પ્રતીપદારે, આવ્યા નવરાત્રિના દીન. ખહુ૦ ૨૯
ચોસઠ બેનું મળી સામટીરે, ચાચર રમવાને તે જાય;
મસ્તક ગરબા ધરી રહ્યારે, ઉલટ અંગતે નવમાય. ખહુ૦ ૩૦
ચાચર ચાલીને આવીયાંરે, તેણે માંડયો નવતમ ખેલ;
અખંડ ધામ લીલારચીરે, વળીછે અમૃત રસની રેલ. ખહુ૦ ૩૧
નવસત વરષે નારાયણીરે, સરવે શીરોમણી માય;
નીચાં નમીને ફરે ફુદડીરે, છંદમાં તે ગરબા ગાય. ખહુ૦ ૩૨
કોકીલા શબ્દ કરી વળીરે, ગાયેછે નવતમ રાશ;
ઉચેસ્વર અંબા ઓચરેરે, શબ્દ ચડયા તે આકાશ. ખહુ૦ ૩૩
જોવાને દેવમુની આવીઆરે, બ્રહ્મા સહીત ભગવાન;
ઇંદ્ર આદે સરવ દેવતારે, આવ્યા ચડી તે વેમાન. ખહુ૦ ૩૪
અખંડ ખેલ અંબાજી તણોરે, જોવા આવ્યાછે કાંઇ ઇશ.
વ્રમ પામ્યાછે દેવતારે, નામે ચરણે તે કાંઇ શીશ. ખહુ૦ ૩૫
પુષ્પ તણી વૃષ્ટી કરેરે. દેવ પધારયા નીસ્થાન,
આનંદ કરીને ઉતરયારે, સંપૂરણ થયાંછે તન. ખહુ૦ ૩૬
મહીમા શું કહું માવડીરે, તમેછો જગતનાં પ્રતીપાલ;
ઉછેરી મા ઉભાં કરોરે, ભવદુઃખ ટાળોને સંતાપ. ખહુ૦ ૩૭
ચોસઠ બેનું મા શીરોમણીરે, નવખંડમાંછે તારૂ નામ;
જે જન આવેછે જાત્રારે, તેની તમે પૂરો હામ. ખહુ૦ ૩૮
માનસરોવર શોભા ઘણીરે, ઉપર બેઠાછે હંસ અપાર;
મુક્તા ફલ મુકતા મળેરે, તે તમ કીપાથી નીરધાર. ખહુ૦ ૩૯
માનસરોવર ઝીલતાંરે, અસ્ત્રી પુરૂષ થઇ જાય;
ઘોડીમાંથી ઘોડો થીયોરે, એવો તારોછે મહીમાય. ખહુ૦ ૪૦
એક મને આઇને ઓલખેરે, આવે સાચુરાખી મન;
વાંઝીયાં બંધાવે ઘેર પારણાંરે, નીરધન પામેછે કાંઇ ધનં. ખહુ૦ ૪૧

પગવોણા પગપામીવળેરે, અંધાને આપે આંખ.
બુદ્ધિ પામેછે મુઢમતીરે, એવાં મોજાં બહુચર માત. બહુ૦ ૪૨
વિનતી એવી ધારજોરે, શેવકતણી નીરધાર;
એક મને હુને ભજુંરે, શેવકની લ્યો મા સાર. બહુ૦ ૪૩
જોગમાયા જનુની થીયાંરે, ઉપજાવ્યાં ઉદરથી તેહ;
ભરણ પોષણ કરી છુટીએરે, હવે માજી ન દીજે છેહ. બહુ૦ ૪૪
અનપુરણા આપે બન્યાંરે, કડછો લઇને હાથ;
આવેળામાં ઇશ્વરીરે, ભોજન પુરયાં આપે માત બહુ૦ ૪૫
કુડા કલજુગમાં કાળકારે, આદ્ય ભવાનીતું છો એક;
અંતર બાં આપી ભક્તનેરે, દુઃખથી ઓધારયાં અનેક. બહુ૦ ૪૬
તો દુરબલ દાસ હું તારોરે, તું છો નોધારાં ઓધાર;
સંસાર સાગરથી બુડતાંરે, હવે ઉતારો ભવ પાર. બહુ૦ ૪૭
કરૂણા કરો મા કામનીરે, હું જન્મ જન્મ તુંજ દાસ;
ભવાનીશંકર તમને ભજેરે, સ્મરણ કરૂ સ્વાસ ઊસાસ. બહુ૦ ૪૮
નિતનીત નામ નારાયણીરે, રાખું છઉ મા રદયામાંય;
અંતર બાંહ્યી રાખીયેરે, થાજો શેવકને મા સાહ્ય. બહુ૦ ૪૯
આ ગરબી બહુચર માતનીરે, શીખે શુણે જે નર નાર;
ભવબંધનથી મુકાઇનેરે, ઉતરશે, ભવપાર. બહુચરમાઆપેબીરાજેતાંરે

## છંદ મૈયા મતવાલીનો.

સુરૂ ગણુપતી સરસ્વતીમાયરે મૈયા મતવાલી બાળા ત્રિપુરા થાજો શાયરે મ૦

મુજ મેરે કરો મા કાલીરે મઇ૦ શરણ રાખોને બહુચર બાલીરે મઇ૦
નવ દુરગા નવત વેશરે. મઇ૦ રંગે રમોછો છુટે કેશરે. મઇ૦
રૂદ્રાણી રંગમાં રાતીરે. મઇ૦ છંદ રંગમાં ઘુમર ખાતીરે. મઇ૦
બ્રંહ્માણી ભવજલ તારોરે. મઇ૦ આ વેળાથી આજ ઉગારો રે. મઇ૦
નારાયણી નરકની વારોરે. મઇ૦ શરણ આવ્યોછું દાશતમારોરે મઇ૦
ઇંદ્રણી અભેપદ આપોરે. મઇ૦ શેવકને સ્થીર કરી સ્થાપોરે. મઇ૦
વારાહી વાંણીમાં રેજોરે. મઇ૦ નરસિંહી દરશણ દેજો રે. મઇ૦
તમેશકલ બ્રહ્માંડની આદરે મઇ૦ તમારો શેશ ન પામે પારરે. મઇ૦
તમારી કળ્યામાં નાવેવાતરે મઇ૦ મોહલોકથી અદકી ધાતરે. મઇ૦
ઘટઘટમાં રયાંછો ભરપુરરે મઇ૦ તમે ચંદ્ર અગ્નીને સુરરે. મઇ૦
દાશ શીવરામ આપ હજુરરે મઇ૦ દુઃખ દારીદ્ર કરજો દુરરે. મઇ૦

## છંદ જગત જોગમાયાનો.

શ્રી ગણપતીને લાગુ પાય જગત જોગમાયારે માતા શારદા થાજોસાય જગ.
આદ જગતંબાનો રાશ. જગ૦ ટાળો ભવસાગરનો ત્રાશ. જગ૦
માજી દરશન દેજો દાડી. જગ૦ ખાળી જોજો તે આંખ ઉઘાડી. જગ૦
નવનોરતાની રાત હવેઆવી જગ૦ તે મારે મન ઘણું ભાવી. જગ૦
શકિત આવી બેઠી જુગમાંહે જગ૦ અસુર મારયા ઘણા પડછંદે. જગ૦
દેવી બહુ રૂપે બીરાજે. જગ૦ શેવકના શીરપર ગાજે. જગ૦
દેવી માહા રૂપે મહી માય. જગ૦ દેવી ચૌદ બ્રંહ્માડની માય. જગ૦
દેવી કષ્ણ થકીછો કાળી. જગ૦ મા દેવળમાં દયાળી. જગ૦
માને શામા તે ડુગર છાજે. જગ૦ માને પાસે રતનાગર ગાજે. જગ૦
માને આડીછે પુષ્પનીવાડી. જગ૦ માને શેવીને થાઉ બીહારી. જગ૦
માને સામાંત સિંહની જોડી જગ૦ માના હાથમાં હેમ કચોળી. જગ૦
મા મધુપાન પીયે મતવાલી. જગ૦ દૈત્ય સઘળા થરથર ધ્રુજે. જગ૦
માજી તેવતેવડી મદમાતી. જગ૦ અંબા છંદે તે ગરબો ગાતી. જગ૦
માજી દીતવારે દરશણ દેજો જગ૦ માજી સાર શેવકની લેજો. જગ૦
વાજાં વાજેને કાનત્રર નાચે જગ૦ તેના શબ્દ ગગનમાં ગાજે. જગ૦
ખડે તાળીતણા પડછંદા. જગ૦ ત્યાં નોબત નગારાં ગાજે જગ૦
પગ ભરતાં તે ધરતી ધ્રુજે. જગ૦ માને પગે તે ઘુઘરા વાજે. જગ૦
દેવી સુર અસુરમાં છાજે. જગ૦ દેવી બહુ રૂપે રાશ ગાયો. જગ૦
દેવી કાપીછો મોહની માયા જગ૦ દેવી ચાલોછો જુજવી ચાલ. જગ૦
માને શોયેતે ઝુમણાને ગ્રલ જગ૦ માને નાકેતે નીરમલ મોતી જગ૦
દેવી ચંચલ થઇને જોતી. જગ૦ દેવી હાર તે હઇડે બેકે. જગ૦
માને પુષ્પતણા હાર લેકે. જગ૦ માજી પાયે તે ઘુઘરા વાજે. જગ૦
નવ ખંડ ગગનમાં ગાજે. જગ૦ ફરે કુદડીને દીશે રૂડી. જગ૦
માને હાથે ઝણુ કે ચુડી. જગ૦ સંવત અઢાર ઓગણચાલીશ જગ૦
આશુમાસચોથ અંજવાળી જગ૦ ઉતારો બહુચર પાર. જગ૦

## છંદ બહુચરાજીના ગાગરનો.

માળી ચાચરરે જઇયે, અરજી અલબેલીને કહીયે. ૧
અલબેલી તું મોટીરે માતા, જાણી નમિયા વેદ વિધાતા. ૨
ચાચર છંદેરે ગાતા, ક્રિડે બહુચરીયા મદમાતા. ૩

બાળી બહુચરિયા સંગે રમતાં ચાચર ક્રુડે રંગે. ૪
ગાતા થાતારે રાતા, જોગણિયો સહુ સંગાતા. ૫
પુનમ પુરણરે ચંદ્ર, ઉદયો આણંદ સાગર કંદ. ૬
ગાગર શોભારે સારી, જુગતે બહુચર જુગતથી ન્યારી. ૭
શોભા સનખલપુરની સારી, બોલ્યા કુરકુટ મારી માડી. ૮
પંખી મુખ બહુચરીયા બોલે, નહિ કોઇ ત્રિભોવન ચાચર તોલે. ૯
ચાચર રૂડોરે માતા, તુંછો શિવ સુતનીરે વીધાતા. ૧૦
ચાચર ગરબોરે ઘુમે, જોગણુયો સહુ લુમે ઝુમે. ૧૧
બોલ્યાં અંબારે વાણી, આદ્ય શકિત તું માત ભવાની. ૧૨
આવી અંબારે રંભા, મોટી માને ચાચર રંભા. ૧૩
ગરબો અક્ષત લઇને વધાવ્યો બહુચર માયે મુસ્તક ચડાવ્યો. ૧૪
ચાચર રચિયોરે ગરબો, ગુણનિધી સાગર જેહવો ગરબો. ૧૫
છંદો ગાતીરે અંબા આવી જોગણી ચાચર રંભા. ૧૬
ગરબે દીવોરે કીધો, વધાવી મુસ્ત માયે લીધો. ૧૭
ગાગર ઘુમેરે અંબા, આવી બહુચર ચાચર રંભા. ૧૮
જોડી અદભુતરે સારી, સેજો શિવ સુત માત વધાવી. ૧૯
ચાચર ગરબોરે ગાએ, ઉલટ બહુચર અંગન માયે. ૨૦
રમઝમ નેપુરરે વાજે, શબ્દ ગગનમાં તેનો ગાજે. ૨૧
સે હંબોડારે વાળી, વાજે ઢોલ દાડામાં તાળી. ૨૨
ચળકે ચરણારે ચોળી, ખળકે કંકણ નાખે મોરી, ૨૩
મુખની કાંતીરે જળકે, શ્રવણે રવિ શશિ સરખા લળકે. ૨૪
ગાયે સહુ રસરે મેલી, જાણે દુધમાં સાકર ભેળી. ૨૫
જોગણી સહુ આવી ઉમંગે રમતા ચાચર રૂડે રંગે. ૨૬
ગાયે જોગણીયો સહુ રંગે વાજે તાલ મૃદંગ બહુ સંગે. ૨૭
કહેછે શિવ સુતરે વાણી, સુણજો સનખલપુરની રાણી. ૨૮
આંગી રચી આઇને અંગે, શ્રીફળ સુદડીયો સહુ સંગે. ૨૯
ગાતા થાતારે રાતાં, ચાલી મંડપ માડે જાતા. ૩૦
પરથમ ગણપતી દરશણ થાતા, જઇને માનસરોવર નહાતા. ૩૧
નિરમળ કાયારે કીધી, ત્યાથી આંગી હાથમાં લીધી. ૩૨
ટાળો ભય ભવ મારે, ભમતાં જઇને આધ સ્થાનેક નમતા. ૩૩

પુરષાઇ આપેરે પળમાં, સાચુ માનજો હોયે દલમાં. ૩૪
નારી નર કીધા યે ગેબે, બેઠી સનખલપુરમાં સોબે. ૩૫
શિવ સુત એ તારા ગુણ ગાશે, ભવસાગર તરીને જાશે. ૩૬
અરજી મેતા માને કીધી, ક્ષણું એકમાં મારી સુધ લીધી. ૩૭
કામજ મારૂંરે કરજો, મારી અરજી ચીતમાં ધરજો. ૩૮
આશ રાખુછુંરે તારી, કરજો કારજ મારી માડી. ૩૯
દરશણ બહુચરીયા દેજો, શેવકજનની તે સુધ લેજો. ૪૦
ચાચર ગરબેરે ગાજો, પાલવ અંબામાનો સાહાયો. ૪૧
અરજી હાથેરે લીધી, દસ્કત કરી પાછી દીધી. ૪૨
અરજી મે ચાચરે ગાઈ, સુણજો સનખલપુરની આઈ. ૪૩
એની શિવ સુતનીરે વાણી, સુણજો આરાસુરનીરે રાણી. ૪૪
ભટ વલ્લભ માતાજી તારો, હેવું જાણીને પાર ઉતારો. ૪૫

## છંદ રંગેરમોરે રંગેરમો સાત વારનો.

રંગેરમોરે રંગેરમો આજ નવદુરગા રંગેરમો, બહુચર માને સંગે રમો આ૦
આદીતે આવ્યાં અલબેલી, મંડપમાં મતવાલી ભમો આજ૦ ૨
સોમે શણગાર માને અંગે શોહાવે, હીરલા જોતયમાને અરૂણ સમે. આ૦ ૩
મંગલવારે માજી છોરે ઉમંગમાં, રાશ ઉલાશ મન ગાયો શમેરે. આ૦ ૪
બુધવારે માજી બેઠાં બીરાજો, ચાચરે આવીને ગરબે રમોરે. આ૦ ૫
ગરૂવારે આઇ ગરબે રમેછે, રાશ ઉલાશ મન ગાયો શમેરે. આ૦ ૬
બ્રગુવારે માજી ભાવ ધરીને, ભાતા ભોજન મન ગમતાં જમોરે. આ૦ ૭
શનીવારે માજી સાચ થીયાંછો, બ્રાહ્મણ જમેને માને ગમેરે. આ૦ ૮
ભટ વલ્લભકે ભાવે ભજશે, રાશ ઉલાશ મનગાયો શમેરે. આજનવદુરગા. ૯

## છંદ માડ્રપતીનો.

પ્રથમ ગણપત લાગુ પાય કે, કરજોડી વીનવું રે લોલ. ૧
બોચર મા વાણીનાં દાતાર કે, શરણ તમારા છઉરે લોલ, ૨
ગુણ ગાવાને હરખે મન કે, બહુચર માતનાંરે લોલ. ૩
આદ અનાદે તુ જગમાં એકકે, અસુર સંધારયા ઘણારે લોલ. ૪
માજી નોતુ મુળ મંડાણ કે, સરવ તમથી થયુંરે લોલ. ૫
બ્રહ્મા વીષ્ણુને મહેશ કે, રટણ તમારૂં કરે રે લોલ. ૬
માજી સાજી સત્ય સસ્વરૂપ કે, તું કલીકાળમાંરે લોલ. ૭

માજી ભકત વચ્છલ પ્રતીપાલ કે, વશ્યાં સુવાળમાંરે લોલ. ૮
માજી ગીરી શતથી ફરયાં કે, શેવકને કારણેરે લોલ. ૯
બહુચરમા રીદ્ધ સિદ્ધનાં દાતાર કે, જાણે ત્રૈલોકમાંરે લોલ. ૧૦
પાટણ દેશ તણો રાજન કે, તે વનમાં ગીઓરે લોલ. ૧૧
મારૂ કેરો જે ભુપાલ કે સાખદો તે થીયોરે લોલ. ૧૨
મળીયા બે પ્રથિવના ભુપ કે, પાટણ આવીયારે લોલ. ૧૩
બે રાજાને નહી સંતાન કે, વાણી બોલીયા રે લોલ. ૧૪
પુત્ર પુત્રાદીક હોય શંતાન કે, આપણે બે સગા થાયેરે લોલ. ૧૫
જો દીન દેખાડે ભગવાન કે, લાહો પુરો લયેરે લોલ. ૧૬
એમ મળી સરવે કીધી વાત કે, બે જણ ઘેર ગીયારે લોલ. ૧૭
બે ઘેર નારીને ઓધાન કે, દીન પુરા થીયારે લોલ. ૧૮
બે ઘેર પુત્રી આવી ત્યાંય કે, સગપણ નવથીયાંરે લોલ. ૧૯
મારૂ કેરો છે ભુપાલ કે, કુડૂ બોલીયોરે લોલ. ૨૦
કુડો કાગળ લખાયો ત્યાય કે, પુત્રીનો પુત્ર કરયોરે લોલ. ૨૧
એ તો શંકયો નહી મનમાંય કે, વીવા આદર્યોરે લોલ. ૨૨
પ્રીત પરણાવ્યં એ બાળ કે, મંદીર આવીયાંરે લોલ. ૨૩
વચ્ચે ખડગ મેલ્યું ચોધાર કે, સેજ શમે થીયાંરે લોલ. ૨૪
અસ્ત્રી કે બાળ્યો અવતાર કે, આ દુખ કોને કહીયેરે લોલ. ૨૫
જેવી હું તેવો ભરથાર કે, મન શમઝી બયેરે લોલ. ૨૬
પુત્રિયે લખ્યો પીયરમાં પત્ર કે, પિતા આ શું કર્યુંરે લોલ. ૨૭
હવે કાંઇ આણો એનો અંત કે, સુખ સરવે ગયુંરે લોલ. ૨૮
પુત્રિ તેડી પોતાને ઘેર કે, જમાઇને નોતરયોરે લોલ. ૨૯
મારવાડી સુબો છે છડીદાર કે, લક્ષ ઘોડે ચડયોરે લોલ. ૩૦
આવ્યો છે પુર પાટણ માંય કે, બેઠો ઉતારા કરીરે લોલ. ૩૧
સસરે નાવા મેલ્યાં નીર કે, બાજોઠ ઢાળ્યા બારણેરે લોલ. ૩૨
નાતાં નીરખ શું નીરધાર કે, પુરૂષને પાંખ શુંરે લોલ. ૩૩
જો હશે જમાઇમાં કુડ કે, મારીનાખશુંરે લોલ. ૩૪
એવો કાંઇ રચીને પ્રપંચ કે, ચકર ચલાવીયાંરે લોલ. ૩૫
મારૂપતી બોલ્યો મુખથી વાણ કે, કામદાર સાંભળોરે લોલ. ૩૬
આજ કાંઇ તજવાં મારે માંણુ કે, કટક તમને ભળેરે લોલ. ૩૭
હું છઉ નારીને સ્વરૂપ કે, ઓળખશે મુજનેરે લોલ. ૩૮

કાહાર કે કરજો મુજ જાણ્ય કે, આપણુ જાતા રૈશુરે લોલ. ૩૯
હો ઉઠો મારૂપતી ભુપાલ કે, ઉતારો લુગડાંરે લોલ. ૪૦
ખુંખપડી પુર પાટણ્યુ માંયકે, સહુ ઘોડે ચડયુંરે લોલ. ૪૧
મારૂપતી નાઠોછે વનમાંય કે, આવ્યો સુવાળમાંરે લોલ. ૪૨
જયાં બીરાજે બહુચર માત કે, શાચાં કળી કાળમાંરે લોલ. ૪૩
માનસરોવર માની જાળ કે, બેઠો ઉતાર કરીરે લોલ. ૪૪
મારૂપતી ઘોડાનો અસ્વાર કે, સાથે એક કુતરીરે લોલ. ૪૫
માન સરોવર પીધું નીર કે, કુત્રીનો કુત્રોથીયોરે લોલ. ૪૬
નીર છાંડયું ઘોડીને શરીર કે, ઘોડીનો ઘોડો થયોરે લોલ. ૪૭
નાતાં નર થીયો તણીવાર કે, દુઃખ સરવે ગયુંરે લોલ. ૪૮
ઠરાવ્યું રાજ સ્થાનક એવું નામ કે, માત મેહેર થઇરે લોલ. ૪૯
મણાવ્યું આદસ્થાનક એવું નામ કે, કાયા કેરનુંરે લોલ. ૫૦
માજી પુરૂષ તણું પીયર કે, તુંજ ત્રિન્યા કોયે નથીરે લોલ. ૫૧
ત્યાંથી ચાલ્યો તેણીવાર કે, મારવાડે તે ગીયોરે લોલ. ૫૨
મળીયા માત પીતાને ભ્રાત કે, સંબંધ ત્યાંથી થીયોરે લોલ. ૫૩
નિજ નારી તેડી પોતાને ઘેર કે, મનખલપુર આવીયોરે લોલ. ૫૪
દીન દીન પામ્યોછે આનંદ કે, માતા રહેવસ્યાંરે લોલ. ૫૫
માજી વાંઝીયાં કેરે દ્વાર કે, બંધાવે પારણાંરે લોલ. ૫૬
માજી દેશમાં થયાંછે જાણ કે, સૌ જાત્રાયે આવેરે લોલ. ૫૭
માજી નિત નિત નોબત સાર કે, વાજેછે નિત નવીરે લોલ. ૫૮
ગરબો ગાયે ભટ વલ્લભ કે, દરશન દીજીયેરે લોલ. ૫૯
માજી ભગત તમારો જેહ કે, તેને આધાર જોરે લોલ. ૬૦

## છંદ ગરબે ઘુમેનો.

રમે તેવતેવડી જોગમાયારે ગરબેઘુમેરે. તેને નામે પાવન થાય કાયારે ગ૦
અંગે પેરયા તે શોળ શૃંગાર. ગ૦ રમતાં થાયેછે થૈ થૈ કાર. ગ૦
રમે આનંદ વનમાં હો રાશરે. ગ૦ ત્યાં આવ્યા બ્રંહ્મા અવીનાશીરે ગ.
માયે પેરયાં તે શોળ શૃંગાર રે. ગ૦ માને ગરબે તે ઘુઘર માળ ગ૦
પેરયા મોતી હીરાના હાર રે. ગ૦ રમે કુદેને બહુ ફરે ફેર રે. ગ૦
ફરે કુદડીને છંદે ગાય રે. ગ૦ માંહી નારદ તુંમર વાય રે. ગ૦
શોભે ડાક ડમરૂં ને ત્રિશૂળ રે. ગ૦ માજી વિધ વિધ કેરાં પુષ્પ રે. ગ

મુખ કમળતણું આકા રે. ગ૦ મધ્યે ચાંડલો કરે ઝળકાર રે. ગ૦
કાને કુંડલ કનકની તાંત રે. ગ૦ રેખ જડીત્ર રાતા દાંત રે. ગ૦
પેરયાં અમુલ્ય તે શૃગાર રે. ગ૦ વસ્ત્ર પેરયાં અનોપમ રંગ રે. ગ૦
વાજે ઝાંઝર ઘુઘરી સાથ રે. ગ૦ નવ દહાડા નવતમ વેશ રે. ગ૦
રંગે રમો છો છુટે કેશ રે. ગ૦ ગાન તાનને ઘુમર થાય રે. ગ૦
ડાક વાજેને જુગતે ગાય રે. ગ૦ માની શોભાતે અદભુત આવીરેગ૦
દાશ શીવરામે લડાવી રે. ગ૦ બાળી વીનતી ધરજો કાંન રે. ગ૦

## ગરબા છંદ બાહુચરાનાજી આનંદનો.

આજ મને આનંદ વાધ્યો અતી ઘણો મા; ગાવાગરબાછંદબોચરમાત તણો.
અળવે આળપંપાળ અપેક્ષા આણી મા, છોહરછા પ્રતિપાલ યોઅમ્રતવાણી
સ્વર્ગ મૃત્યુ પાતાળ વાસ સકળ તારો મા, બાળ કરી સંભાળ કર ઝાલો મારો.
તોતળા મુખ તન તોતોતો કહે મા, અર્ભક માગે અન્ન નીજ મતિલેમા.
નહી સવ્ય અપસવ્ય કહીકાંઇ જાણું મા, કુલજકુપાત્ર કુશિલકર્મ કુકર્મ ભર્યો.
મુરખમાં અણુ મીલ રસરટવા વિચર્યો મા મુઢ પ્રમાણે મત્ય મિથ્યા પાપીમા.
કોણ લહે ઉમત્ય ત્રિશ્વરહ્યાં વ્યાપી મા, પ્રાક્રમ પર્મપ્રચંડ પ્રબળનપળપીછુ
પુરણ પ્રગટ અખંડ અજ્ઞથકો ઇચ્છુ મા, અર્ણવ ઓછેપાત્ર અક્કલેકરીઆણુ
પામું નહી પલ માત્ર મનજાણું નાણું મા રસના જુગ્મ હજાર તે રટતે હાર્યો
ઇશે અંશ લગાર લે મન મથ માર્યો મા, માર્કંડમુનીરાય મુખ મહાતમભાખ્યુ
જૈમુની રૂષિ જેવાયકર અંતરભાખ્યું મા અણગણ ગતીગોત્ર ખેલખરોન્યારે
માત જાગતી જ્યોત જળહળતો પારો મા. યસતૃણુવત ગુણગા કહુકડલખુડળ
ભરવા બુદ્ધિબે હાથ ઓધામાં ઉડળ મા, પાય નમાવી શીશ કહું ઘેલુ ગાંડુ.
માત ન ધરશોરીસ છે ખોલુ ખાંડું મા, આદનીરજનએક અકળઅકલરાણી.
તુજથી અવર અનેક વીસ્તરતાં જાણીમા. શકિતસરજી મૃષ્ટ સેજસ્વભાવઅલ્પ
કવચિત કરૂણા દ્રષ્ટ કૃતકૃત કોટી કલ્પમા, માતંગી મન મુકત રમવા કિધુ મન.
જોવા જુકિતઅયુકત રચિયાં ચૌદભુવનમા નીર ગગન ભુતેજ સેજ કરી નિર્મી.
મારૂત વશજે જન ભાંડ કરી ભર્મી મા, વતલણ તનથી દેહ ત્રણ કરી પેદા.
ત્રણ કૃત કરતા જેહ સરજે પાળે સદામા, પ્રથમ કર્યા ઉચ્ચાર વેદ ચાર વાકયા.
ધર્મ સમસ્ત પ્રકાર ભુભણવા લાયક મા, પ્રગટીપંચ મહાભુત અવર સર્વજેકૈ,
શકિત સર્વ સંયુકત શકિત વિના નહીકોમા મૂળ મહિ મંડાણ મહા માહેશ્વરી.
જગત ચરાચર જાણ જય વિશ્વેશ્વરી મા, જળ મધ્યેજાસાઇપીઢયાજગજીવં
બેઠાં અંતરીક્ષ આંઇ ખોજે રાખીતન મા, વ્યોમ વિમાનનીવાટ ઠાઠ ઠઠયોઅછો

ટઘટ સરપે ઘાટ કાચખન્યો કાચો મા, અજરજ ગુણઅવતાર આકારે જાણી
નિર્મીતહોત નરનાર નખશીખ નારાયણી પનગનેપશુ પંખિ પૃથકપૃથકમાણી.
જુગ જુગ માંહે અંખી રૂપે રૂદ્રાણી મા, અખે ચંચળ ચેતન વચચાહુનટીકી.
જણાવવા જનમન મધ્ય માતા ટીકીમા અજચર તૃણચર વાયુચરવારીચરતાં
ઉદર ઉદર ભરાઆય તું ભવનીભરતા મા, જો તમોને સત્વ ત્રિગુણાત્મ ત્રાતા.
ત્રિભુવન તારણ તત્વ જગત તણી જાતા, જયાં જેમ ત્યમ રૂપ તેજસ્થી સઘળે
કોટી કરિધ્યા ધુપ કોઈ તુજને નકળે મા, મેરૂ શિખર મહિમાય પોળાગઢપાસે
બાળી બહુચર આઇ આધ વસે વાસોમા, ન લહે બ્રહ્મા ભેદ ગુણ ગતિ તાહેરી.
વાણી વખાણે વેદ શી મતી માહેરી મા, વિષ્નુ વિમાશી મન ધન્ય એમ બોલ્યા.
અવર નહી તું થી અન્ય બાળીજોચરીયા માને મન માહેશ માત મયા કિધે.
જાણે સુરપતી શેષ સહુ તારે લીધે મા, સહસ્ત્રફણાધર શેષ શકિતસબળસાંધી.
નામ ધર્યું નાગેશ કીર્તિ તો વાધી મા, મછ કચ્છ વરાહ નૃસિંહ વામન થઇ
અવતારો તારાહ તે તુજ મહાત્મ હઇમા પરશુરામ શ્રીરામ રામ બળી બાળ જે
બુદ્ધ કલંકી નામ દશ વિધ ધરી દેહેમા મધ્ય મથુરાંથી બાળ ગોકુળતો પોતું
કૃષ્ન કૃષ્ન અવતાર કળા કારણકીનુંમા, ભકિત મુકિત દાતાર થૈ દર્શન દીધુંમા.
બ્રહ્મંડળને વળી નારપુરૂષ પણ રાખ્યા, એ અચરજ સંસારશ્રુતીસ્મૃયે ભાંખ્યે
જાણીબ્રહ્મંડળ કાયજગમાં અણજુતી. મા મોટે મહીમાય ઇંદ્ર કયે યુકતીમા.
મેહેરાગણ મથી મેર કીધોરવૈયોસ્થીરમા કાઢયાં રત્ન એકતેર વાસુકીનાં નેત્ર.
સુર સંકટ હરનાર શેવકને સનમુખમા અવગતી અગમ અપાર આનદીસુખ
સંનકાદીકમુની સાથ શેવેવિવિધવિધે, આરાધી નવ નાથ ચોરાશી સિદ્ધે મા.
આવી અયોધ્યાઇશ નામીશીશવળ્યામા દશમુસ્તક ભુજ વીશ છેદીશીતમળ્યા
નૃપ ભીમકની કુમાર તમપુજે પામીમા, રૂકમણી રમણ મુરાર મનગમતોસામી
રાખ્યા પાંડુ કુમાર છાના આીસંગે મા, સંવત્સર એક બાર વાસ્યા તમઅંગેમ,
બાંધ્યો તન મદુમન છુટે નહીકેથી મા, સમરી પુરીસંખન ગયો કારાગ્રહેથી મ!
વેદ પુરાણ પમાણ શાસ્ત્રશકળ સાખીમા શકિત શ્રેષ્ઠી બ્રહ્મંડળ સર્વ ધ્યાંરાખા મા.
જયાંજયાંજગ્રતી જોઇત્યાંત્યાં તું તેવી. સમવીત શ્રમવીત બોધ કહીનશકુંકેવી
ભુતભવીષ વર્તમાન ભમવતી તુભવની આદ્ય મધ્ય અવશાન આકાશેઅવની
તિમર હરણ શશી શુર તેતો તારોધોકો અમી અગ્ની ભરપુર થઇ પોખો શોખો.
ખટ રીતુ રસ ખટમાસ દ્વાદસ પ્રતીબંધે અંધકાર ઉજાસ અનુક્રમ અનુંસાંધે.
ધરતી તું ધન્ય ધન્ય ધ્યાન ધરે નાવો પાલણ પ્રજા પ્રજનઅશુચીતવાંઆવે
સકળ સમૃદ્ધિસુખદાઇ દધિ ઘૃતમાંહી સર્વે રસ સરસાઇ તુજવીણ નહીકાંઇ મા

સુખ દુખ બે સંસાર તારાં નિપાયાંમા, બુદ્ધિ બળને બળ આહારઘણુંડાહ્યાં મા,
ક્ષુધા તૃષા નિદ્રાય લઘુ જોબન વૃદ્ધ મા શાંતિ શુર સીમાય તું શશળે સિદ્ધામા.
કામક્રોધ મોહ લોભ મદ મત્સર મમતા તૃષ્ણાથી સ્થીર પોભ શરમ ધરૈ શમતા
અર્થ ધર્મને કામ મોક્ષતું મોહમાયામા, તન તનનો વીશ્રામ ઉર અંતરછાયામા
ઉદે ઉદારણ અસ્ત આદ અનાદેની મા ભાષા ભુર સમસ્ત વાક વીવાદેની મા.
દરખ હાસ્ય ઉપહાસ્ય કાવ્યકવીતતું ભાવભેદ નીજભાષ્ય ભકિતભલીચીતતુ
ગીત નરત વાજીત્ર તાળ તાનમાને મા, વાણી વીવધવીચીત્રસેણુઅગણીતગાયે
રતીરસવિલસવિલાસ આશસકળજગ્રો તન મન મધ્ય વાસમોહ માયા મગ્રીમા
જાણુ અજાણુ જગત બેબાંધાંજાણુમા જીવ સકળ આ શૃષ્ટ સૌ સરખાંમાણુમા
વીવીધ ભોગ મરજાદ જગદાખ્યુચાખ્યું ગરથ સુરત નિસ્વાદ પદ પોતેરાખ્યુમા
જળથળ સાખા પત્ર પુષ્પ ફળેફરતીમા પરણુ માત્ર એક અંત્ર રસ વીચરતીમા
નીપટ અટપટી વાત નામ કહુકેનુમા, સરજી સાતેધાત માત અધિકરોનું મા.
રત્ન મણિકમાણીક નંગમઢ્યાં મુકતા આભાઅળટ અધિક અન્યન સંજુકતા
નીલ પીત આરકત સ્યામસ્વેતસરખી, ઉભયવ્યકત અવ્યકતજગ જેવી નરખી
નાગજે અષ્ટકુળ આઠડીમાચળઆદે પવનગવન ઠઠી ઠાઠ હુજ રચીતાબાંધે.
વાપી કૂપતળાવ તું સરીતા સીંધુમા. જળ તારણ જેનાવ તું તારાગુ બંધુમા.
વૃક્ષવન ભાર અઢાર શુ ઉપર ઉ ામા, કૃત્ય કર્મ કરતાર કોશવીધી કુભા મા.
જડચેતન અભીધાનઅંશઅંશધારી માનવી મોટે માન એ કરણી તારી મા.
વરણ ચાર વીધી કર્મ ધર્મસહીતથાપી બેને બાર અધર્મ અનુચર વર આપીમા
વાડવ વન્હિ નીવાસ મુખ માતાપોતે, તૃપે આશા માત જગત જોતે મા.
લખ ચોરાશીજાત સૌ તારા કીધા મા, આણ્યોઅસુરનો અંત દંડભલાદીધામા
દુષ્ટ દમ્યાકંઈવાર દારૂણુ દુઃખદેતામા દૈત્ય કરયા સંહાર ભાગ જગનલેતામા.
શુદ્ધ કરણુ સંસાર કરત્રિશૂળલીધુમા, સુમીતણુ શીર ભાર હરવા મન કીધુમા.
બહુચર બુદ્ધિઉદાર ખળ ખોળી ખાવા સંતકરણુ ભવપાર સાદ કરે સાવા મા.
અધમ ઉધારણુહાર આસનથી ઉઠીમા રાખજગ વ્યવહાર બુદ્ધિ બાંધી મુઠીમા.
આંણી મન આનંદ મા માંડ્યાં પગલાં તેજ કીરણ રવી ચંદ્ર દેહનાનાં ડગલાં.
ભર્યાંકદમ બેચાર મદમાતી મદઝરમા, મનમાં કરી વીચાર તેડાવ્યો અનુચર મા.
કુર્કટ કરી આરોહ કરણા કર ચાલીમા નખ પંખો મેલ્યોહ પગપૃથ્વિ હાલીમા
ઉડીને આકાશ થઈઅદભુતઆવ્યોમા અધક્ષણમાંએક શ્વાસઅવનીતળલાવ્યો
પાપી કરણુ નીપાત પૃથ્વિ પડમાંહીમા ગેઠયુમન ગુજરાત ભીલાં ભડ માંહીમા
ભોળી ભવાની માય ભચે ભાળે મા, કીધી ઘણી કૃપાય સુવાળે આળે મા.

નવ ખંડ ન્યાળીનેટ નજર વજરપેઠી, ત્રણ ગાંમ તરજોટ દેઠહરીબેઠી મા.
શેવક શરણાં કાજ સનખપુર શોડેમા ઉઠયો એક અવાજ દેરાણા નેડે મા.
આવ્યા અસર્ણ શર્ણ અતીઆનદભર્યા ઉદીત રવી કર્ણ દસદીશજશ પસર્યામા.
સકળ સમ્ય જગમાતબેઠાંચિત્તથીરથૈ વસુધામાં વીખ્યાત વાત વાયુવીધીગઇ
જાણ્યુ જગપધજોર જગ જનનીજાપે, અધીક ઉડાડયો સોર વાસ કળીગો ખેમા.
ચાર ખુટયો ખાણ્ય ચાચરએ ચાલી મા, જનજનમતી મુખવાણ્યુ ચાચર ખરદાળી
ઉદ્દોઉદ્દો જયકાર કીધો નવખંડે મા, મંગળ વરત્યાં ચાર ચૌદ બ્રહ્માંડે મા.
ગાજયા સાગર સાત દુધે મેહવુઠયામા અધમધર ઉતપાત સૌ કીધા જુઠા મા.
હરખ્યાસુરનર નાગ મુખજોઇ માતાનુ, અવીલોકી અનુરાગ મન મુનીસરખાનુ.
નવગ્રહ નમવા કાજ પાગપળીઆવ્યાં ઉપર ઉતારવાજ મણીમુકતા લાવ્યાંમા.
દસ દીશના દીગપાળદેખીદુઃખવામ્યા જનમ માર્યું જંજાળ મટતાંસુખપામ્યાં
સુણ ગાંધર્વ જશગાન નૃતકરેરંભામા સુરસ્વરસુણતાં તાન ગતીવે ગૈસ્થંભા.
સુણનીધી ગરબોજેહચોચરમા ફેરોમા ધારે ધારી દેહ સફળફરે ફેરો મા.
પામે પદાર્થ પાંચ શ્રવણે સાંભળતાંમા નાવે ઉની આંચ દાવાનળ બળતાં મા.
શસ્ત્ર ન અડકે અંગ આદ્ય શકિતરાખે નીત્યનીત્ય નવતે રંગ ધર્મ કર્મ પાખે.
જળ જે અકળ અધાત ઉતારે બેડેમા ક્ષણ ક્ષણ નીરાહીન પ્રાત ભવસંકટફેડે
ભુત પ્રેતજાંખુક વ્યંતર ડાકીણી મા. નાવે આડી અચુક સમરે સાકીણીમા.
મરણ ભરણગતી ભંગ ખંગપખવાળે શુગ સુગ મુખઅંગ વ્યાધીબધીટાળેમા
શેણ ત્રિહીણા નેણ નેહે નેણાંઆપેમા પુત્ર વીહીણા કેણ કઇ મેણાં કાપેમા.
કળી કલ્પ તરૂ ઝાડ જે જાણે તેનેમા ભકત લડાવે લાડ પાડ વીના કેને મા.
પ્રગટ પુરૂષ પુરૂષાઇ તુઆપે પળમાં, ઠાલાં ઘેરઠકરાઇ દોહળ હુળભળમાં મા
નિરધનને ધન પાત્ર તું કરતાં શું છે મા, હયગજરથસુખપાલ આલવીનાઅજરે
ખરહે બોચરખાળ ન્યાલકરે નજરે મા, ધર્મ ધજા ધનધાન ન ટળે ધામથકીમા
મહિપતિ દેપ્યુમાન માતાનામ થકીમા નર નારી ધરી દેહ જે હેતે ગાશે મા.
કુમતી કર્મ કૃત એહ થઇ ઉડીજશેમા ભગવતી ગીત ચરીત્ર નીત્ય સુણશે કાને
થઇ કુળ સહીતપવીત્ર ચડશે વેમાને, તુથી નથીજે વસ્તુ તેથી તને તરપુમા.
પુરણપ્રગટ પ્રશસ્ત શીઉપમા અરપુ, વારંવાર પ્રણામ કર જોડી કીજે મા.
નિરમળ નિશ્ચય નામ જનનીનુલીજે, નમો નમો જગમાત નામસહસ્ત્રતારે.
માત તાતને ભ્રાત તું સર્વે મારે મા, સંવત શત દસસાત નેવુફાલ્ગુણશુધે.
તિથિ તૃતીયાવિખ્યાત શુભવારબુધે, રાજ નગર નીજધામ પૂરનવીનમધ્યેમા
આઇ આદ્ય વીશ્રામ જાણજગતબધે, કરજોડી વલ્લભ કહે ભટ મેવાડો મા.

## છંદ સનખલપુર સાચીરે માતું બોચરીનો.

સનખલપુર સાચીરે માતું બહુચરારે, આપે જોબનને ટાળે જરા;
માતે ખોટા પુરૂશને કીધા ખરા, સનખલપુરમાં સાચી૦ ૧
માજી નવ ખંડમાં છે તારૂ બર્દ, માનનીનાતે કીધા મર્દ;
દુઃખીયાનાં ટાળાં તે દર્દ. સનખલપુરમાં સાચી૦ ૨
એક અસુર આવીને ઉતર્યોરે, તે તો હતો કપટ ક્રોધે ભર્યોરે;
તેણે માજીનો કુકડો ભક્ષ કર્યો. સનખલપુરમાં સાચી૦ ૩
ત્યાંતો માજીનો પરતોછે દુઃખોરે, પરપંખીએ કીધો ટહુકલોરે;
પેટમાંથી બોલ્યોછે તે કુકડોરે. સનખલપુરમાં સાચી૦ ૪
તે તો મુવોરે મરઘ જીવતો થયોરે, તે તો બાહાર આવી ઉભોરહ્યોરે,
ત્યારે પાછો આવીને અસુર નમ્યોરે. સનખલપુરમાં સાચી૦ ૫
માજી ચાચર ચોક બીરાજેરે, શરણાઇને નોબત વાજેરે;
માતું માનસરોવર ગાજેછે. સનખલપુરમાં સાચી૦ ૬
ગુણ ગાતાં સંભાળ લીધીરે, અષ્ટ સીદ્ધિ નવનિદ્ધિ દીધીરે;
વલ્લભ ઉપર કૃપા તે કીધીરે સનખલપુરમાં સાચી માતું બહુચરારે. ૭

## છંદ રંગમાં આંખડી રાતીનો.

રંગમાં આંખડી રાતી આજ મારી રંગમાં આંખડી રાતી. ૧
સરસ્વતી માતા શાહ્યીયાં છો, ગણપતીના ગુણ ગાતી. આંખ૦ ૨
બહુચરનાં હું તો ચર્ચ શેવું છું, રદે કમળમાં રેતી આંખ૦ ૩
શોળ કળાયે માતું વદન શોભેછે, અંગે આભુક્ષણ ઓપી, આજ૦ ૪
શોળે શણગાર માને અંગે શુહાવે, કશબે ભરીછે બુટી. આજ૦ ૫
મારયો તે મહિષાસુર મતવાલી, ત્રિશુલે હાથે લેતી. આજ૦ ૬
સખરૂ મળી અંબાગરબે રમેછે, નીચીવળીને છંદ ગાતી. આજ૦ ૭
શિવ પારવતી જોવા આવ્યાંછે, શકલ બ્રંહ્માંડમાં રેતી. આજ૦ ૮
આંજીતે આંખડી રેખભરીને, દરપણ લઈ મુખ જોતી. આજ૦ ૯
બાહે બાજુબંધ બેરખા બીરાજે, નથડીમાં તીરમળ મોતી. આજ૦ ૧૦
નવ દાહાડા નવ રાત્રિ મળીને, અમૃત દ્રષ્ટીયે જોતી. આજ૦ ૧૧
દૈત્ય દુષ્ટોનો નાશ કરી ને, શેવકને શાહ્ય થાતી. આજ૦ ૧૨
કેશરી કુમકુમની કીધી, મંગળ રૂપે મદમાતી. આજ૦ ૧૩
ભાવે ભોજન મન ગમતાં કીધાં, પાનની બીડી ખાતી. આજ૦ ૧૪
રવીવારે માનો રાશગાશે છે, શીવગમને શાહ્ય થાતી. આજ૦ ૧૫

## છંદ રંગીલી બહુચર બાઇનો.

રંગીલી બહુચર બાઇરે, આજ મારી રંગીલી બહુચર બાઇ.
નવ રાત્રિ નવ દુરગા સંગે, નવતમ ખેલે આઇ. આજ૦
પિતાંબરાને કાળકા નવેળિ, અનપૂરણાને અજાઇ. આજ૦
હરસિંદ્ધ મંડિને ચામુંડા, આનંદી અંબા આઇરે. આજ૦
મા ચંદ્રભાગા આદ ઇશ્વરી દેવી, તુળજા કામદુરગાઇરે. આજ૦
ચાચર ચાલી કરે કર ઝાલી, ઉભાં તે કુંડે વાળી. આજ૦
ચાલ ઠમકે ને ઘુઘરા ઘમ કે, લચી લચી લંક વળાઇરે. આજ૦
પરવટ વાળીને લે કરતાળી, હાંતે તે ઘુઘટ સાઇરે. આજ૦
વદન સરદના ચંદ્રસમાણીરે કોકીલ કંઠ સોહાઇરે. આજ૦
તાલ મ્રદંગ ડાક ડમરૂ વાજે, ભેળ ભુગળ સરણાઇરે. આજ૦
બ્રહ્માદીક મન વેદ વીચારી, અકળ કળા ન કળાઇરે. આજ૦
નામ સમરતાં નરકનીવારણ, ભાવે ભજો તમે આઇરે. આજ૦
કહે ભટ વલ્લભ કુપતાં તારો બાંહાચલડી સાહીરે. આજ૦

## છંદ બેચરાજીનો.

હાંરે નવનોરતાંની રાતજ આવી, હાંરે માયે કનકનીરે. ૨ ગરબી ઘડાવી. બહુચર મા ગરબે રમો મતવાલી. હાંરે કાઢ્યાં ચીત્રને મોરલા શોભે; હાંરે મોટા મુનીવર રે, ૨ નાંમન. લોભે. બહુચરમા ગરબે રમો મતવાલી. હાંરે ઉજવળ પુષ્પના ટોડલ લેહે, હાંરે અગર ચંદનરે ૨ ધુપ બહુ બેહે. બહુચર મા ગરબે રમો મતવાલી, હાંરે હીરા રતન જડાવીને લીધા. હાંરે ફરતા હેમનારે ૨ ઝુમકાં કીધાં, બહુચર મા ગરબે રમો મતવાલી. હાંરે ગરબી ચોક મધ્યે જ્યારે આવી, હાંરે બાલી બહુચરારે ૨ ને મન ભાવી. બહુચર મા ગરબે રમો મતવાલી. હાંરે ઇશ આવ્યા ઉમીયાને તેડી સંગે, હાંરે કૃષ્ન વાંશલીરે ૨ વજાડે બહુરંગે બહુચર મા ગરબે રમો મતવાલી. હાંરે બ્રહ્મા આવ્યા સાવિત્રિ સુહાવે, હાંરે ત્યાં ઇંદ્રજરે ૨ આરતી ઉતારે. બહુચર મા ગરબે રમો મતવાલી. હાંરે રમે શરખા તે શરખી જોડી, હાંરે દેવ આવેરે ૨ છે તે તેત્રિશ ક્રોડી બહુચર મા ગરબે રમો મતવાલી. હાંરે રમે આનંદ અંગ ન માયે, હાંરે પગ પ્રહારે રે ૨ ધરણી ધ્રુજાવે. બહુચર મા ગરબે રમો મતવાલી. હાંરે પેરી કેશરમાં બોળી આંગી, હાંરે ઓઢી ચુદડીરે ૨ તે પંચરંગી. બહુચર મા ગરબે રમો મતવાલી.

હાંરે સંવત સતર એકતાલી ૨ હાંરે કાળી ચઉદશરે ૨ ને સોમવારો. બહુચર મા ગરબે રમો મતવાલી. હાંરે કૃપા કીધીછે આશુ માસે, હાંરે રાગ ગાયોરે ૨ છે શીવરામદાશે, બહુચર મા ગરબે રમો મતવાલી.

## છંદ બહુચરાજીનો.

માતાબેચરાનો દરબાર કલ્પ વૃક્ષ જેવોરે, સેજે આપે પદારથચાર સામેથી સેવોરે જેને સેવે સદા સુરીજનરે, હરીહર દાતારે; મહા તપે પરીવંનરેનીશદીનગાતારે વસ્યાં સનખલપુર સુવાળરે ગોખમાં ગાજેરે, નીજ ભક્ત તણાં પ્રતીપાળ, ભવદુખભાંગોરે. આપે અંબે ત્રીપુરાનામરે કામદુર્ગાયરે કીધાં દેવમુનીનાંકામરે, વેદની માયારે, વસ્યાં સનખલપુર સુવાળરે, ગોખમાં ગાજેરે, નીજ ભક્ત તણાં પ્રતીપાલ ભવદુખ ભાંગોરે, માનું શિખર શોહામણું ધામરે, દેવળ દીઠુરે, વાસો વાસ્યાં એઠામરે અમ્રતથી મીઠુરે, માજી ધરમ તણી ધજાયરે, સંઘ નીત્ય આવેરે, પાળે હોમહવન નીત્ય થાયરે, બ્રહ્મભોજ ભાવેરે. પીઠ અંતર પુજા કરી પ્રેમરે આંગીઓ ચડાવેરે. ખરચે ધન રૂડો દીન મહોટા જન તન મનથી લડાવેરે, ખેલે ચાચર માતના મરગરે ખહુરીયા બોલેરે. જુવો પાતાળ ભુલોકને સ્વર્ગરે, ન આવે કોઇ તોલેરે, પ્રજા માનસરોવર નાહેરે કુમકુમ રોળેરે, મોહડે છંદ માતાજીના ગાયરે, મુખતે બોલેરે. ગમે ગાનતાન રંગ રાગરે નિત નવા ખેલેરે, તારા ભક્ત જુઓ શક્ત રક્ત રંગની લેરેરે. જેવા દાસ વલ્લભને શીશરે જે મુની જેવારે, મારકુંડ તણા મહા ઇશરે દેવના જેવારે, બીજી સચરાચરની ચગાઇરે, માત વન્યાપોટીરે કરજોડી કહેછે વલ્લભરે, દાસનો દાસરે, ગાય ગરબો પુરે તેનાં કામ.

## છંદ દૈતુને રણમાં રોળ્યાનો.

દૈતુને રણમાં રોળ્યારે આજ માયે દૈતુને રણમાં રોળ્યા. ૧
માર્યો તે મૈષાસુર મતવલો, ચંડ મુંડ ચપટીમાં ચોળ્યારે. આજ૦ ૨
શુભ નીશુભ તણાં શિશજ છેદ્યાં; ધુમ્ર લોચન ધંધોરયા રે; આજ૦ ૩
ભોંયે પડયા પડયા કરે હોકારા ત્રિશુળ ઉપર તોળ્યા રે. આજ૦ ૪
નવ ખંડમાં માએ નજરજ કીધી ખપર લઇને ખોળ્યા રે. આજ૦ ૫
બ્રહ્માણી ઇંદ્રાણી માહેશ્વરી મળીને; મદના પ્યાલા ઘોળ્યા રે. આજ૦ ૬
આઠમે દીવશ માયે યજ્ઞજ કીધો; હવનમાં લઇને હોમ્યારે. આજ૦ ૭
કહે વલ્લભ તારો પાર ન જાણું; બોતેર કોટી દૈત્ય બોળ્યારે આજ૦ ૮

## છંદ બેચરાજીના ચાચરનો.

રંગમાં ૩ રે, બાળી બહુચરખેલેરંગમાં. અંબેતી બાળીને લીએ કર તાળી

થૈકાર ૨ છંદમાંરે. બા. અનેક અસુરને માયે સંહાર્યા, શોભા બનીમાનાસંગમાં
સોળ શૃંગાર માને અંગે સોહાવે, નથડીનું મોતી જડયું નંગમાંરે. બાલી.
ચાચર આગળ છંદજ બોલે, ગરબે રમે છે આનંદમાંરે. બાલી.
સુવાતી ચંદન કેસર કસ્તુરી, અબીલ ઉડે આનંદમાં રે. બાલી.
ચોસઠ જોગણી મા ચાચર ખેલે, ગરબો ગાયો આનંદમાં રે. બાલી.
વલ્લભ કહે માને ભાવે ભજોને, જઈ નાયા તે ગંગમાં રે. બાલી.

# છંદો આશાપુરાજી તથા શારદાજીના.

## છંદ આશાપુરાજીનો

સરસ્વતી વિનવુંરે, ગણપતિ લાગુ તમને પાય કે. ૧
કરૂણા કીજીયેરે, ધન નધ આશાપુરી માત કે. ૨
રૂપ સોહામણુંરે, જોતાં થાઉછું રળીયાત કે. ૩
સાયર જળ ઘણુંરે, માજી ગાગરમાં કેમ સમાય કે. ૪
કીડીમાં બળ નહીરે, માજી કુંઝર કેમ તાણાય કે. ૫
હું શું વરણુવુંરે, માજી તારૂં રૂપ કળ્યું નવ જાય કે. ૬
ઊંચું જોઈ રહ્યોરે, માજી આભે કેમ પોચાય કે. ૭
આશાપુરા માવડીરે, અંગે શોભે શોળ શણગાર કે. ૮
મુનીવર મોહી રહ્યારે, જોતાં કોઈ ન પામે પાર કે. ૯
ચરણા સુહડીરે, માજી કમખો લીલી ભાત કે. ૧૦
વસ્ત્ર શોહામણાં રે, જનુંની જોતાં થાઉં રળીયાત કે. ૧૧
ઠમકે નેકુરીરે, ધમકે ધુધરી કેરા નાદ કે. ૧૨
પાયે રૂડાં પાવલાંરે, ઝાંઝર ઝમકે ઝીણુ સાદ કે. ૧૩
ખળકે મેખલા રે, લટકે મુક્તા ફળનો હાર કે. ૧૪
ઉર શોપે ઉતરીરે, કુમકુમી માદળીયાં રસાળ કે. ૧૫
કંઠે કંઠેશરીરે, એકદાણીયુંને ઝરમર સાર કે. ૧૬
ઝળકે ઝુમણુંરે, લટકે મુકતા ફળનો હાર કે. ૧૭
ભુજા શોભતીરે, માજી કર ધર્યાં હથીયાર કે. ૧૮

તું સિંહવાહીનીરે, માજી રિદ્ધ સિદ્ધનાં દાતાર કે. ૧૯
ચુડી રૂડી ખલકતીરે, રણકે કંકણ કેરો નાદ કે. ૨૦
બાહે રૂડા બેરખારે, ઉર પર હુલરે લીધો વાદ કે. ૨૧
હાથે હાથ શાંકળાંરે, બાહે બાંજુબંધની જોડ કે. ૨૨
અંગોઠીને આરશીરે, માજી મુખ જોતાં પોચે કોડ કે. ૨૩
મુખ શોભે મલકતાંરે, આઇના દાડમ શરખા દંત કે. ૨૪
અધુર પરવાલડાંરે, જાણું મુખ ચાવ્યાં તંબોળ કે. ૨૫
નાક અણીયારડેરે, નિરમળ રૂડો મોતી મોર કે. ૨૬
નયન શોભાંમણુંરે, અંજન આંજ્યું ઝીણું રેખ કે. ૨૭
નલવટ ચાંડલોરે, કીધી કુંકમ કેશરી આડ કે. ૨૮
ટીલડી તપતપેરે, ઓખા અતી શોભે લલાડ કે. ૨૯
મસ્તક રાખડીરે, માજી શ્રવણ ઝબુકે ઝાલ કે, ૩૦
કાને શોભે પાંદડાંરે, માજી હીરલા ઝળકે ગાલ કે. ૩૧
તાંત શોભાંમણીરે, સિંદુર સેંથીમાં ભરપુર કે. ૩૧
લટકે ગોફણોરે, જોતાં વીઘન પળાયે દુર કે. ૩૨
વદન શોભામણુંરે, માજી કેમ કરૂં વખાણ કે. ૩૩
તખત થકી રમ્યારે, બ્રહ્મા સરખા મોટા દેવ કે. ૩૪
સૌરૂં સરવે મળીરે, માજી નિત નિત રમે સાથ કે, ૩૫
ભોજન ભાવતાંરે માજી મનગમતા મુખવાશ કે. ૩૬
કરજોડી વીનવુંરે, મા માધવજી તમારો દાસ કે. ૩૭
સરણે રાખજોરે, માજી પૂરો મનની આશ કે. ૩૮
સંવત સતર ત્રાસીયોરે, માજી રૂડો કારતીક માસ કે. ૩૯
તિથિ ત્રયોદશીરે, અંજવાળી ને છે ગુરૂવાર કે. ૪૦

## છંદ આશાપુજીરાનો.

આશા પુરીને આશાપુરારે દેવી, ચરણ કમળ શીશનામુ જોરે આઇ. ૧
કરૂણા તે દ્રષ્ટિ નિહાળતાંને દેવી, અભેપદ અપે જોરે આઇ. ૨
સંસાર સાગર અતી વશો રે દેવી, માયા તે કેરી ભમરી જોરે આઇ. ૩
જોબનીશું તો વહીગયું રે દેવી, જરા તે આવી જમરી જોરે આઇ. ૪
પરીપટ અંગ ધરડું થીયુંને દેવી, દેહડી થર થર ધ્રુજે જોરે આઇ. ૫
અજ્ઞાન ઘોર અંધારમાંને દેવી, તેમાં તેકાંઇ નવ સુજે જોરે આઇ. ૬

શરણે તમારી આવીયોને દેવી, છેડયે તમારે વળગ્યો જેરે આઈ. ૭
તમથી તે વાલુ કોય નથીરે દેવી, સ્વે માટે થાઉ અળગો જેરે આઈ. ૮
નેણ ભરી ભરી નિહાળતાંને દેવી, શુંદર શોભા દીશે જેરે આઈ. ૯
નિરગુણ શીબગુણ તમે થયાંરે દેવી ભકતવચ્છલ પ્રદધારી જેરે આઈ. ૧૦
પાંચપટ્રાનો ઘાઘરોને દેવી, ઓઢણ નવરંગ શાડી જેરે આઈ. ૧૧
શાવ સોનાની કાંચળી ને દેવી, જડી તે હું ભલ હારી જેરે આઈ. ૧૨
ચરણે તે નેકુર રણુઝણુંને દેવી, ઝાંઝરની ઝણુ વાજે જેરે આઈ. ૧૩
પાયે તે રૂડાં પાવલાં ને દેવી, અણુવટ આંગળાંયે વાજે જેરે આઈ ૧૪
કટી મેખલાને કંકણીને દેવી, હાથે સોનાની ચુડી જેરે આઈ. ૧૫
બહુ પુષ્પના હારછે ને દેવી, તેની શોભા અતી દીશે જેરે આઈ. ૧૬
કંટે શરીને ઝુમણું ને દેવી, માહળીયે રૂપ લીધું જેરે આઈ. ૧૭
નકવેશર નાકે પગ્રુને દેવી, માંહી મુક્તા ફળ દીશે જેરે આઈ. ૧૮
મુખ મરકલડે શોભતું ને દેવી, દાડમ ફુલસા દંત જેરે આઈ. ૧૯
દાંત બતરીસ દાડમ કળીને દેવી બહુરંગર રાતા ચોળ જેરે આઈ. ૨૦
શીરપર મુગટ શોહ્યાંમણોને દેવી, કાને તે કુંડલ ઝળકે જેરે આઈ. ૨૧
આયુધ કરમાં શોભતાંરે દેવી, વંદ તે નીરગે ઝળકે જેરે આઈ. ૨૨
સિંહે ચડીને શોભો ઘણું ને દેવી, મહિષા તે સુરને માર્યો જેરે આઈ. ૨૩
વેમાને ચડી જુવે દેવ તારે દેવી, સેન શહીત શંહાર્યો જેરે આઈ. ૨૪
પુષ્પે વધાવે દેવ મળીને દેવી, અસ્તુતી બહુપેર કીધી જેરે આઈ ૨૫
મનમાંતી આનંદ વાધીયોને દેવી, ગુણ ગાવે નર નારી જેરે આઈ. ૨૬
માધવજીને મયા કરોને દેવી, ચરણને શરણે રાખો જેરે આઈ. ૨૭
દીન જાણી દયા કરોને દેવી, ભક્તિ ભલ પર રાખો જેરે આઈ. ૨૮
સંવત સતર ચોરાણુવો ને દેવી, ભર અષાડો માસ જેરે આઈ. ૨૯
ત્રિજ અજવાળી શોભતીને દેવી, બ્રહ્મવાર તે શુભ કયે જેરે આઈ. ૩૦

## છંદ આશાપુરાજીનો

સરસ્વત સ્વામાન વિનવું જીરે, ગણપતબાપ્પા પાય માત આશાપુરાગમેરમોજીરે
દેવ દુંદાળાને વિનવું જીરે, જેને સોહ્યે મોદકનો આહાર માત આશા.
રિદ્ધ સિદ્ધ સોભા અતી ઘણી જીરે, માજી સુખડાં તણી દાતાર. માત આશા૦
શણગાર પેહેર્યા શોભતા જીરે, મુખે વરણુવ નવ થાય. માત આશા૦
શ્યામ મવેણી ચોટલી જીરે, સુંદર ગોફણી ઘાટ માત આશા૦

કાજળ શુ નેણુ સમારીયાં જીરે, માએ કાઢી કેશરની આડ. માત આશા૦
આડ મધ્યે ચોખા મોડીયા જીરે, જાણે ઇંદુ પ્રગટ્યો આકાશ માત આશા૦
માને બાંયે બાજુબંધ બેરખાજીરે માના સુરીનર સરવે દાસ. માત આશા૦
માને પાયે તે નેપુર વિંછીયા જીરે તેને ઝાંઝર લંઘર સાર માત આશા૦
ચોસઠ બેનું મળી સામટી જીરે, આવી ચાચર કેરે ચોક. માત આશા૦
કનક ગરબો માએ શીર ધર્યો જીરે માંડીલો નોતમ રાશ. માત આશા૦
માને જોવાને દેવમુની આવ્યાજીરે ધન્ય ધન્ય આશાપુરી માત આશા૦
ઇંદ્ર ઇંદ્રાણી જોવા આવ્યાં જીરે આવ્યાછે સ્વર્ગ થકીદેવતા. માત આશા૦
બ્રહ્માને વિષ્નું જોવા આવીયાજીરે આવ્યા કૈલાસ થકી માહાદેવ માત આશા૦
ત્યાં ગાંધર્વ ગાન કરે ઘણાં જીરે ત્યાં નારદ તુમર વાય. માત આશા૦
ત્યાં જય જય શબ્દ ઉચરે જીરે ત્યાં પુષ્પની વૃષ્ટી થાય. માત આશા૦
સંવત સતર એકાણુવો જીરે, ઉતમ આશુ માસ. માત આશા૦
તિથિ તેરશ શનીવાર છે જીરે, કાંઇ શીવરામ તમારો દાસ. માત આશા૦
ગાય શીખેને સાંભળે જીરે, તેનો કૈલાશ હોજો વાશ. માત આશા૦

## છંદ આશાપુરાજીનો.

આશાપુરોને અમારી આશાપુરા, વિનતિ કરૂં છઉં તમારી. આશાપુરા. ૧
કરૂણા કરીને જુવો સામું આશા૦ ભવનાં તે દુખડાં વામું આશા૦ ૨
શેવકનાં શંકષ્ટ ટાળો. આશા૦ મા પ્રાશ્ચિત તે પરજાળો આશા૦ ૩
કળીજુગ બંધન કાપો. આશા૦ મા સ્થીર કરીને સ્થાપો આશા૦ ૪
આશરો એક તમારો. આશા૦ ભવશાગરથી નિવારો આશા૦ ૫
કચ્છ દેશનાં છે રાયે. આશા૦ દેવ જગતની માય આંશા૦ ૬
મહીમા અતીછે ન્યારો. આશા૦ બ્રદ તમારૂં ઉગારો આશા૦ ૭
કહી પેરે વરણવ થાયે. આશા૦ રશનાયે ન કેવાયે. આશા૦ ૮
અખંડવિલાશ અતીન્યારો આશા૦ આ વેળા દાશને ઉગારો આશા૦ ૯
કળીજુગ બંધન કાપો. આશા૦ સ્થીર કરીને સ્થાપો૦ આશા૦ ૧૦
આશરો એક તમારો. આશા૦ અખંડ ભકિત આપો આશા૦ ૧૧
વેહેલાં વેહેલાં વારે આવો. આશા૦ તમે નવદુરગા દેવી. આશા૦ ૧૨
શિવ શનકાદીકે શેવી. આશા૦ ત્રિગુણ શગુણમાં રમો આશા૦ ૧૩
ભાવી જનને ઘણું ગમો. આશા૦ અનંતઅપાર તમોકહાવો આ૦ ૧૪
જાંણીને દાશ કરે દાવો આશા૦ દારૂણ રૂપે દયાળી આશા૦ ૧૫

તમે કરૂણાને તમે કાળી. આશા૦ તમે જગત જોગમાયા આશા૦ ૧૬
હરી હર અજને ઉપાયા. આશા૦ જયારે જેવાં શમા જોગ આશા૦ ૧૭
ત્યાંરે તાંરૂ તેવું રૂપ. આશા૦ આણે વેળા શાહ્ય થાજો આશા૦ ૧૮
અમીરસ દાસને પાજો. આશા૦ મંગળરૂપેછો મતવાલી આશા૦ ૧૯
રઢ લાગીછે રઢીયાળી. આશા૦ ઇષ્ટ મારે છો તમે એક આશા૦ ૨૦
ગ્રહી તારા નામની ટેક. આશા૦ અરી રોગ કષ્ટ ઘણું દમે આશા૦ ૨૧
શનમુખ થાઓતો સમે. આશા૦ તમારી ક્રીપાયે શુનથાયે આશા૦ ૨૨
ક્ષણુંમાં તે માહારોગ જાયે આશા૦ શરણે આવ્યોને ઉગારે આશા૦ ૨૩
હું દાસ તમારો કેહેવાયો.આશા૦ વિનતિ કરૂ તેમન ધારો આશા૦ ૨૪
ભગતને દુખ ઘણું દમે. આશા૦ હવે ચરણુ કમળવાશ માગુઆ૦ ૨૫
જુગો જુગ જશ ઘણુ માગુ આશા૦ શેવક દાશ માની લેજો આશા૦ ૨૬
દાશ જાણી દરશણ દેજો. આશા૦ અવીચળ વાણી દેજો આશા૦ ૨૭
શીવરામ ગુણ માયે કથી આશા૦ તમથી અધીક ઇષ્ઠ નથી આશા૦ ૨૮
સંવત અઢાર તેપન. આશા૦ આશુ શુદ નિજ ભોમે આશા૦ ૨૯
છંદ સમજીને જે ગાશે. આશા૦ તેને શહસ્ત્ર શુખ થાશે આશાપુરા ૩૦

## છંદ શારદા માતાનો

શારદા માતારે વિનવું લંબોવર લાગુ પાય;
વાણી આપોરે મયા કરી મા અક્ષર આપો શાર. ૧
શારદ ગણપતિરે શ્રવણુ કરે તેના ગુણુ ગાયા નવ જાય;
નેણે નિરખુંરે માતને ધન્ય ધન્ય આશાપુરી માય. ૨
શીશે શોહેરે રાખડીરે મા શ્રવણુ ઝબુકે ઝાલ;
ઓપે ઓપેરે અમરમાં જેની જોત પડેછે ગાલ. ૩
શ્યામ ત્રવેણીરે ચોટલો મા જડીત્ર ગોફણો સાર;
ગોફણે ફરતીરે ઘુઘરીરે મા તેનો શુંદર ઘાટ અપાર. ૪
લલવટ*શોયેરે ચાંડલો મા કુંકમ કેશરી આડ;
આડ અનેપમરે શોભતી મા વેણા ચોકડુ સાર. ૫
સેંથીયે સિંદુરરે સારીયાં મા જોતાં તે નાવે પાર;
નેણે કાંજલરે સારીયાં માને અણીયાળે નાકે મોર. ૬
ચોકી બાંધીરે ચુની જડીરે મા તાંણી બાંધી તાંત;
કુંકમ કાજળરે કસ્તુરી મા સુવાચંદન આનંદ. ૭

દાડમ કળીયોરે દંત શોહાવે મા મુખ ચાવ્યાં તંબોળ;
મુખથી બોલેરે મરકલડે મા નીત નીત કરેરે કલોલ. ૮
કંઠમાં શોભેરે કંઠેશરી મા પારો તે ચીડીયાં ત્રેણ;
વાડલો શોભેરે સોનાનો મા તનમનીયાં શોભે ત્રેણ. ૯
માળા સેકેરે મુક્તા ફલની મા માદળીયે ઉદ્યોત;
ઉરપર શોભેરે ઉતરી મા દુગદુગી ભાત રસાળ. ૧૦
નોતમ નામેરે કંઠમાં મા બહુ પુષ્પના હાર;
ચુડી રૂડી શોભેરે સોનાની મા કંકણ તેની સંગ. ૧૧
બાયેં બાજુબંધરે બેરખા મા આભુષણ ધરીયાં અંગ.
કટીયે ખલકેરે મેખલા મા ઘુઘરીયે અંબાળ્ય. ૧૨
વાજે વાજેરે ઝીણી ઝીણી તેનો જંત્ર તણો ઝણકાર;
વસ્ત્ર અનોપમરે પેરીયાં તેની સહસ્ત્ર જુજવી ભાત. ૧૩
ચરણા ચોળીરે ચુંદડી મા કમખો લીલી ભાત;
વેઢ વિંટીરે આંગળીયે મા નહી તે તેમાં વાંણ. ૧૪
અંગ નીહારણ આપશું મા દરપણ લઇ મુખ જોય;
પગમાં પેર્યાંરે કાંબી કડલાં ઝાંઝર નેપુર સાર. ૧૫
ધમ ધમ વાજેરે ઘુઘરા મા ડમરૂ વાજે પાય;
અણવટ ઠણકે રે આંગળીયે મા વીંછીયાનો અવાજ. ૧૬
રમઝમ વાજેરે નેપુરી મા શુંદર ઝીણું સાદ;
શણગાર સજ્યારે સોળ શોભના તેનાં કેમ કરૂ વખાણ. ૧૭
તળીયાં રાતાંરે પગતણાં મા ઉગો અમર ભાંણ;
પાર ન આવેરે તમતણો મા શ્રુચીનીગમ ગુણ ગાય. ૧૮
શેશે ગાયોરે શેશ મુખે વીધાતા તમને ધાય;
શુરીનર મુનીવરરે મોહી રીયા મા જોતાં તમારૂ રૂપ. ૧૯
મોહ્યા મોહ્યારે દેવતા મા મોહ્યા મોટા ભુપ;
ચોસઠ બેનુરે આવીશું મા માંડીસો નવતમ રાસ. ૨૦
રમજો રમજોરે માવડીશું મા જોતાં તે પોંચે આશ;
હમચી ખુંદેરે હરખ ભરી મા તાળી ટાયક વાય. ૨૧
ફરતી ફરતીરે કુદડી મા છંદે ગરબો ગાય;
ગરબે ફરતીરે જાળીયું મા તેની દીપક જોત અપાર. ૨૨
કમળ દીપકનાંરે કોડીયાં મા તેની જોત કરે ઝળ કાર;

પાયે ચાલેરે પગ ભરે મા ધરતી ધ્રમ ધ્રમ થાય. ૨૩
રમતાં માચીરે અતી ઘણીરે મા જોવા આવ્યા ઇશ;
આવ્યા આવ્યારે આકાશથી ઇંદ્રાદીક દેવ તેત્રીશ. ૨૪
બ્રંહ્મા આવ્યારે હંશ ચડી મા વ્રશભ ચડી મહાદેવ;
વિષ્નું આવ્યારે ગરૂડે ચડીરે મા જેની દેવ કરેછે શેવ. ૨૫
નાચે નાચેરે ઉરવશીરે મા કરે અપ્સરા ગ્યાન;
ગુણ ગંધ્રાદીકરે નૃત્ય કરે નાટારંભ થઇ થઇ કાર. ૨૬
જે જે વાણીરે સહુ વદે મા પુષ્પ વ્રશી બહુ થાય;
અષ્ટગંધ ધારરે ધૂપ થાયેરે મા નારદ તુમર વાય. ૨૭
હશી રમીનેરે રાશ રમ્યાંરે આ સ્થાનક બેઠાં માય;
ભોજન કીધાંરે ભાવતાંરે મા પકવાન ખાંર કંસાર. ૨૮
ભરી ગંગાજલરે પાંન કર્યાંરે મા મન ગમતાં મુખવાશ;
કર જોડીનેરે વીનવે મા માધવજી તમારો દાસ. ૩૦
જે નર આવ્યારે શરણ તમારી તે પામ્યા ભવ પાર;
બરદ તમારૂં ઇશ્વરી તમે મોટાં છો નીરા ધાર. ૩૧

## છંદ શારદાજી માતાનો.

પ્રથમ સમરૂ તે શારદાજી માતનેરે લોલ મા કીપા કરો તે સર્વ સાથનેરે લો.
તારી કીપાયેથી ઇંદ્ર થીયા શુરપતીરે લો. દેવ તેત્રીશે કોડ માતાનામતાપથીરે.
ભક્તિ ભાવે ભજોતો માતાજી મળેરે લો. એવાં ત્રનભુવન શારદા વડેરે લો
કીધી કીપાતે મુની આધીનછે રે લોલ. તારી કીપાયેથી નારદજી આર્વાયા રે
વાલમીક ઉપર કીપા કરીરે લોલ. તણે શતકોટી રામાયણ કરીરે લો.
કીધી કીપા તે કાળીદાસને રે લોલ. તેથી અઢારેરાં તુઠાંછે વ્યાસનેરે લો.
પ્રથમ કીપા તે કષ્ણને આજીયે કરીરે લો. પ્રલાદની તે સાર શાખળી કરીરે લો.
પ્રથમ કીપા તે શારદાજી માતનીરે લોલ. ત્યાર પછે કહુ તે વૈકુંઠનીરે લો.
માનાં શુદર લોચન શોહામણાંરે લોલ. માને પુજીયેને નીત લીજેભાંમણાંરે.
સેવા કરશે તેને માત થાયછે રે લોલ. તેના એકોતેરપરીયા ઓધારશે રેલો
મયા વશેછે સરવે સર્વ સાથમાંરે લો. જન્મ મરણછે માતાનાહાથમાંરે લો.
ચારવેદ તે શારદાનું રૂપછેરે લોલ, મયા આપે તે શારદાનું રૂપછેરે લો.
શારદાજી તે બ્રહ્મલોકથી ધશીરે લોલ. જેનો ભાવ દેખીને ઘટમાં વશીરેલો.
માયે ઘટમાં વશીને દુખ ટાળીયાંરેલો. એવાં કોટીકજન્મનાં કર્મ બાળીયાંરે.

કામ ક્રોધ ગીયાંછે મનથી બળીરે લોલ. જેને શાસ્ત્રે દલેથી શારદા મળીરે લો.
હંશવાહને તે મયા બીરાજતીરે લોલ. ચીર ઉપરેતી ચુદડી શોભાવતીરે લો.
લીલા લાલનો કંચવો મા પેરતીરે લોલ. હારે હીરા જડયા તે બહુ શોભતીરેલો.
દંત રેખ તે હેમની મા ઝળકતીરે લો. ચુડી ઉપરે કંકણી મા ખલકતીરે લો.
નાકે નકવેશર મોર બહુ લેંકતારે લોલ. એવા અગર ચંદન ધુપ બેકતારેલો.
ચુવા ચંદન ચરચ્યાં તે માયે અંગમાંરે. શ્યાં વખાણુકરૂં તેમાના રંગનાંરેલો
કાબી કડલાંતે પાયે બીરાજતારે લોલ. પેરયા વીંછીયાને નેપુરવાજતારે લો.
રૂડી કપોળે તે ટીલડી બીરાજતીરે લોલ. ફરે કુદડીને ઘુઘરી બહુગાજતીરેલો.
મયા રમેછે તે પ્રેમ મગનમાંરે લોલ. વાંજાં વાજેછે તેઘોર ગગનમાંરે લો.
શીશ ઉપર તે રાખડી બીરાજતારે લોલ. કાંને ઝાલ ઝબુકે જાંણુ વીજળીરેલો
નિત નવી નવરાત્રિકેરી સત્તરારે લોલ. માનેગરબે રમવાને ઘણી ખાંતછેરેલો
ગરબે રમવાનો આરંભ માંડીયોરે લો. રમતાં દેખીને ઇંદ્ર આવ્યાશચીરેલો.
દેવ તેત્રીશે પુજે એક ભાવથીરે લો. ઇંદ્ર ઉતારેછે પ્રેમથી આરતીરે લોલ.
જે કોઇ શાસ્ત્રે દલે ગરબો શાંભળેરેલો. તેને આવા ગમન ફેરો ટળેરે લોલ.
માની બ્રાહ્મણ ઉપર ઘણી મેરછેરે લો. તારી કીપાયે કરીને લીલા લેરછેરેલો.
કરે વિનતિ તે પુત્ર પુજા તણીરે લોલ. દાશ રણછોડને સરણે રાખોધણીરેલો.

### છંદ સારદાજી માતાનો.

સરસ્વત સ્વાંમીને અતી સારદા, ગૌરીતે ગાય છે આઇ કનક નંદા;
ટાળો મારા મનડા તણી દેવી આપદા. ૧
(ઢાળ) ટાળો મનની આપદા ને સેવકની લ્યો સાર મા;
બેડા મોડા રાયજાત્રાની ભવ દુઃખ ભંજન હાર મા. ૨
(ચાલ) ભવ દુઃખ ભંજે છે માહાકાળી મા,
દારીદ્ર કાપેછે દયાળી મા, હમચી તે ખુંદે છે વળી વળી મા. ૩
(ઢાળ) દારીદ્ર કાપે દયા કરીને જેના કુળમાં વાશ મા;
એક ચીતે કરી આરાધે તેની બહુચર પુરે આશ મા. ૪
(ચાલ) આશા તે પૂરણ છો માહાકાળી મા.
રંગભર રમેછે રઢીયાળી મા, કંઠડેતી એકાવળો આઇને હાર મા. ૫
(ઢાળ) હમચી ખુંદે વળી વળીને માહા મઇયા માતંગી મા;
તાળીના તો ટચકા વાગે દેવા સઘળી રંગી મા. ૬
(ચાલ) રંગભર કીધલડો શણગાર મા;

પાવલે તે નેપુરનો ઠમકાર મા, કંઠડે શોયે એકાવળનો હાર મા. ૭
(ઢાળ) કંઠે હાર અનોપમ રૂડો સોભા કહી નવ જાયે મા;
કંકણ ચુડી હેમનીને બાજુબંધને આલ્પ મા. ૮
(ચાલ) ગાયે તે મન ગમતા આઈના છંદ મા;
અંગે પેર્યા છે અમુખ ચીર મા, મુખડે તે કોટ રવીને શશી ચંદ્ર મા ૯
(ઢાળ) દાડમ ફુલરા દંત શોહાવે સુરીનર ન લીયે પાર મા.
બાજુબંધને આલ ઝુમણું કાને કુડલ સાર મા. ૧૦
(ચાલ) સારી તે મસ્ત કે રાખડીજ લેકે મા;
અંગે તે ચુવા ચંદન બેકે મા ઉજ્વળ પુષ્પના ટોડળ લેકે મા. ૧૧
(ઢાળ) લેકે ટોદલ પુષ્પતણાને વિધ વિધના બહુ રંગ મા;
ચરણા ચોળીને પીતાંબર શોયે માતા અંગ મા. ૧૨
(ચાલ) અંગે તે ઉલટ ન માએ મા,
ભાવતાં ભોજન આઈને થાય મા શનમુખ બેઠાંછે ગઢની રાય મા ૧૩
(ઢળ) સનમુખ બેઠાં શામનીને શાક પાક પકવાન મા;
આદર ભાવે આઇ આરોગ્યાં, આપ્યાં ફોફળ પાન મા. ૧૪
(ચાલ) પાવન માતાજી તમારૂ નામ મા;
કરે સહી કલ્યાણીને કરે કામ પુરો મારા હઇડાની આઇ હામ મા, ૧૫
(ઢાળ) હામ પુરો હઇડાતણી કનકાઇ કાને ધરજો મા;
સિંહવાહની સ્વારી કરીને વેલાં વારે ચડજો મા. ૧૬
(ચાલ) ચડજો તે ચીતડામાં દયા આણી મા;
તારી તેજ બોલાવી અંબા વાણી મા સમરથ સઘળેતું સફરાણી મા, ૧૭
(ઢાળ) સમરથ સઘળે તું સફરાણી જે તારા ગુણ ગાયે મા;
ગાય શીખેને સાંભળે તેનાં ભવનાં પાતીક જાય. મા ૧૮
(ચાલ) આસુ સુદ બીજને ગુરૂવાર મા ગાયોતે રાશ રશીક અતી સાર
કહે એમ વલ્લભદાસ તમારો મા, ચરણે રાખીને પાર ઉતારો મા. ૧૯

## છંદ આદસુંદરીનો

આદશુંદરીને નિત નવાં નોરતાંરે લોલ. તેતો આદને અનાદઆવે મોરથાંરેલો.
જેથી જાહેરૂં થયું છે બીજા જગતનુંરે. વિસ્તારી રીયું છે વગત ધાતનુરે લો.
જેથી ઇંદ્રને અસુર સુર ઉપન્યારે લો. બ્રહ્મા વિષ્ણું મહેશ્વર ઉપન્યારે લો.
માના રૂપમાં સ્વરૂપ રંગો રંગનાંરે. આપે વસ્ત્રઘરેણાં અંગો અંગનાંરે.

અર્દ આદલી કોરંભની શીરે ધર્યોરે. જરદ જાંણીયે ચરેયની રૂપેભરીરે.
આછી ઊઢોણી શોયે નાગ શેશનીરે. ફણી ફુમકી બની ઘણી વરોકનીરે.
લોધો ગરબડો ટકોળ ચોળ ઘોળનોરે. રંગ રાતડો દીરો છે બહુ મોડનોરે.
કીધુ કોડીયું પૃથ્વિ પંચાશ કોડનુંરે. સાત સાહેરનુ નીર ઘૃત ઘાલીયું રે.
બની અષ્ટકુળ પરવતની વાટડીરે. મધ્યે ઝાકડો ઝકોળ મેરૂ તુલ્યનોરે.
થીયો ઝાતકાર ઝગમગાટ શુરનોરે. જાગે જોત તે ઉદોત દન રાતડીરેસો.
શું વખાણીયે કહી ન જાય વાતડીરે. દૈત રૂપીયા પતંગીયા બળી મુવારે.
રમે શોળ ચોક જોગણીના જુથમાંરે. રમે રમક ઝમક ઠમક ઠુથઠુથમાંરેસો
ગાયે જ્ઞાન માંન ધ્યાંન ચાર વેદમાંરે. ભરે કર્મ ધર્મ ઘર્મ સાત ભેદમાંરેસો.
સર્વ શોભતી ખરાખરી તે બાલીયોરે. પાડે તડોવડ દડોવડ તાળીયોરે સો.
દેવ દુંદભીનો દડવડાટ છંદમાં રે. મેઘ મોતીડે મંડાયોછે આનંદમાંરે.
જે કીરતાર ચંત ચાતુરી ક્રીડા કરીરે. જે કીરતારનીધાર ભગવતીમાંભરીરે.
હરી ભગતીનો કેરાબ એક ટંકમાં રે. કુબે મીઠોદાસ ટેકથી વિવેકમાંરે સો.

## ૭૬ જગદીશ્વરીનો.

જય શકિત જગદાધાર જયજગદંબેરે, ભવતારક તું ભરતાર શ્રી જગ૦
ચરાચર શ્રીમાંય, સત્ય સ્વરૂપેરે, પર્માનંદ ભુત શકિત ચદાયવીશ્વરૂપેરે
જગવ્યાપક શ્રી જગદંબ શ્રીજગત્રાતારે, કૃણાકરમકરવીલંબ વિશ્વવીધાતારે
બ્રહ્માંડ ભવ્યસ્વરૂપ ભાવથી ભાળોરે, માહેશ્વરી મંગળ રૂપપ્રેમથી વાલોરે.
કલ્યાંણી કરોને કલ્યાણ પાપ પરજાળોરે, પરમેશ્વરી રક્ષણ માંણુહાલ ઉગારોરે
બ્રહ્માણી ભવજલ તાર દેવી દયાળીરે, ક્નકાઇ કષ્ટ નિવાર નિત્ય નીહાળીરે.
ગિરજા ગુણ રૂપ અથાગ જ્ઞાનવધારીરે, કાંઠ બરાછે શાક્ષાત આશ્રય તારોરે.
મહાકાળી ધરી કપાલ વિપત વીદારોરે, મહાલક્ષ્મી દઇવરદાન દાસઉગારોરે
મહાસરસ્વતી સુખદાતાર બુદ્ધિશુધારોરે, જગતારણીને જામાત વિવેકવધારોરે
આશાપુરી આશાપુર આશ અમારીરે, ચંડિ તું ચીંતા ચુર શાંતી વધારીરે.
ભયટાળી અભયપદ આપ માતભવાનીરે, ગુણજા હર ત્રય તાપ દાસપ્રમાણીરે
ધર્મેશ્વરી ધર્મ ધરાવ દ્રઢ સુખકારીરે, હરસિદ્ધિ સંકટ ટાળ હરખવધારીરે
ભુવનેશ્વરી ભ્રાંતનિવાર ભરમ નશાડીરે, વિશ્વેશ્વરી પ્રેમવીદાર મોહ અસાડીરે.
નારાયણી નિતિ હમેશ બેશ ધરાવોરે, કાત્યાયની હરતા કલેશ કીરતીફ્લાવોરે
સરવેશ્વરી સદા શ્રીમંત શોધ રખાવોરે, ચૈત્રભ્રમા બહુબળવંત બોધબતાવોરે
પરમેશ્વરી શ્રી નવરાત નૌતમ વેશોરે, ધરીવચ્છુણપણુ ભાળી માતવિમળવિશેષોરે

જે ઇચ્છાશકિત અનુંપ રૂપ ધરીનેરે, વિશ્વંભરી વિવિધ સ્વરૂપ માત વિચારીરે
ધરી અંગઉમંગ અભંગ આપ બીરાજોરે, મળી સૌ સાહેલીસંગ સુણગાજોરે
ધરી ચંદન પુષ્પ પવીત્ર સર્વ સુગંધીરે, મયા કરી મહા ચરીત્ર રાશ રમંતીરે.
શુરનાયે જ્યાં થઇકાર મસ્તક નામેરે, સ્તુતિ કરતા અપરમપાર પારનપામેરે
વાજે શુભ તાલ મૃદંગ બેરી શંખેરે, જોતાં બહુ જન્મો રંગ અધીક ઉમંગેરે.
વરણુવ ત્યાં જોને શેષ પાર નપામેરે, વિનવે શુભસ્થ શુરેશ વાણી વિસ્મેરે.
તો અલ્પ મતી અજ્ઞાન ભાવવીનાનોરે, કરીકેમ શકુ સુણ જ્ઞાનએકજ આનોરે
તદપી જગદંબ અપાર કરૂણાકારીરે, શાંણીદાસની અરજ લગારશેવાસ્વિકારીરે
એમ બોલી બોલ અશુદ્ધ માતપિતાનેરે, સુણવે પણ સમજે શુદ્ધ માતપિતાતેરે
તેમબાળ કોજે તતકાળ કાજ હણીનેરે, જગ પાવક પાળક કપાળપાલગણીનેરે
મુજ દોશ કરી સૌ માફ સાફ દીલેથીરે, મા માનું એ ઇનસાફ સુખ વિશેષીરે
વારાહી વિશ્વધાર શરણ ગણીનેરે, દો ભક્તિ ભવસુખકાર ભક્ત ગણીનેરે.
વાઘેશ્વરી શ્રી વિખ્યાત મુક્તિ દીજેરે, શિવરૂપ શિવા સાક્ષાત સુણ ગ્રહીનેરે
શત ઓગણીસે તેત્રીશ આશ્વીન માસેરે, શદશ્રવી શની મન હોંશ માનીદાસેરે
સ્તુતિ કાપી ટળવા પાપ લેચીત ધરજોરે, જગદંબા પરમ પ્રતાપ પાવન કરજોરે

---

## છંદો માહાકાલી તથા ભવાનીના.

---

### છંદ માહાકાળીનો.

---

જુગ દેવી જગમાજ તું માહાકાળીરે, જુગ્ગહાથે વસજો માત માવાવાળીરે.
હું શેવક તારો જાણું જે માહા. શીર ઉપર ધરજો હાથ પાવા.
હાંસ હૃદયમાં થાય છે. માહા. સુણ ગાવાનું છે મન પાવા.
જો દયા કરો તમે દાસ ને માહા. ઉપજે બુદ્ધિ પાવન .. પાવા.
સુણ ગંભીર છે વાહય માહા. મા કહેતાં નાવે પાર પાવા.
બાળક બુદ્ધિ શું કરે માહા.. જો પ્રેમ તારો અપાર પાવા.
નવતેરી નગરી વસે માહા. ચંપાવતી મધુરસુજાણ પાવા.
પતઇના સરખાછે પરમ માહા. માતાનો ઉપર હાથ પાવા,
પતાઇ રાવળ રાજીઓ માહા. ત્યાં વસે આહારે વર્ણ પાવા.

ત્યાં ચતુર નારીઓ અતીઘણી માહા. નિરમળ છે તારૂ મન પાવા.
ત્યાં ગરબો બેઠો ચોકમાં માહા. નવરાત્રિ કેરા દીન પાવા.
શણગાર સરવે શોભતા માહા. નારીઓને પેરણ ચીર પાવા.
ત્યાં ગુણવંતી ગરબે રમે માહા. સખીને મનશું ધીર પાવા.
ત્યાં તાળીઓની ઝડીઓ પડે માહા. ત્યાં શોભા નવતમ થાય પાવા.
મા કોકીલ શબ્દ શોહામણા માહા. નવરંગી નારીઓ ગાય પાવા.
તે મધ્યે માતા આવીયાં માહા. વિજળીના સરખું રૂપ પાવા.
સૂરજના સરખાં શોભતાં માહા. માંયે રૂપ ધર્યું અદભુત પાવા.
ત્યાં રાણીઓ સર્વે ઝાંખી પડી માહા. મા તેજ તણો અંબાડ પાવા.
રાણીઓ મનમાં એમ ભણે માહા. બાઇ આ કોણ નવલી નાર પાવા.
એ રૂપ સ્વરૂપે આગળી માહા. એની સોના સરખી કાય પાવા.
મધરાત્રે રાણીઓ પરવરી માહા. જઇ વિનવીઓ રાએ પાવા.
રાણીઓ રાય આગળ કહે માહા. સાંભળજો મુજ ભરથાર પાવા.
રમતાં માતા આવીઆં માહા. જોબનીઆં કેરૂ જોર પાવા.
માતા રૂપ સ્વરૂપે આગળાં માહા. મા પદ્મનીનો અવતાર પાવા.
તેના તેજે ત્રિભોવન મોહીરહ્યા માહા. તે આગળ કોઇ નહી નાર પાવા.
તે રજની રાએ નીર ગમી માહા. વળી સૂરજ થયો પ્રકાશ પાવા.
તે દીવસ ગયો અતી હોંસે માહા. મનડામાં મોટી હાંમ પાવા.
રાત પડીને રવી આથમ્યો માહા. ચોઘડીઆં ટમકે બાહાર પાવા.
ઘેર ઘેરથી સરવે નીસરી માહા. ગરબો ગાવા સૌ નાર પાવા.
રંગ મચ્યો સાહેલડી માહા. એવામાં આવ્યાં માત પાવા.
રાણીઓએ દાસી મોકલી માહા. એને જઇ સંભળાવી વાત પાવા.
પતાઇ રાવળ હઠીઓ માહા. જોવાને નવલી નાર પાવા.
આવી નરખ્યાં નયણે ભરી માહા. તેને નેહ વાધ્યો અપાર પાવા.
રૂપ દેખી રાજા મોહી રહ્યો માહા. મુરખાએ હડીઓ હેઠ પાવા.
રંગે રાજા મોહીરહ્યો માહા. નારી શું લાગો નેહ પાવા.
રમતાં રજની વહીગઇ માહા. સહુ ગયું પોતાને ઘેર પાવા.
હવે માતા ચાલ્યાં એકલાં માહા. પનઇએ જાણી પેર પાવા.
પાપી પુઠે પરવર્યો માહા. માતાનો ઝાલ્યો હાથ પાવા.
માગ માગ મુખથી કહ્યું માહા. એવું મુખથી બોલ્યાં વાણું પાવા.

તારૂં રાજ રંગેજામો ઘણું માહા. મુજ સાથે જોડી પ્રીત પાવા.
પ્યાલો પીઓ ખુબીઓ કરો માહા. ત્યારે મુખથી બોલ્યોરાએ પાવા.
તારૂં રૂપ વસે હઇઆ વિષે માહા. હું રાખીશ મારે ઘેર પાવા.
મોહોલ કરાવું માણેકના માહા. તેની કોઇ ન જાણે પેર પાવા.
મારે મોટી રાણીઓ અતીઘણી માહા. તેમાં પટરાણી આપ પાવા.
ત્યારે કોપ કરીને બોલીયાં માહા. તારૂં મટશું રાજ પ્રાપ પાવા.
તારૂં રાજ ગયું જડમુળથી માહા. તારાં પ્રેમે પ્રગટ્યાં પાપ પાવા.
હવે ચેત ચેત અભાગીયા માહા. એવું કહીને સધાવ્યાં માત પાવા.
દક્ષિણથી દળ આવ્યું માહા. ત્યાં રોપ્યોછે રણસ્થંભ પાવા.
પીઠ ચલાવી પાધરી માહા. ખુડીએ દરવાજે જાય પાવા.
સુરદાસે રહીને પુછીયું માહા. શું ભરીયો માલ રસાળ પાવા.
ત્યાં ખુડી મારી ખળ કરી માહા. નીસરયા મુગલા કહીત પાવા.
ત્યાં જુદ્ધ માંડયું છે એક ત્યાં માહા. ત્યાં તો વરત્યોછે ઉતપાત પાવા.
આવી આવો સત્ય મુકી માહા. જઇ કહી પુછી વાત પાવા.
હું એ તમારો જાણજો માહા. હવે કરજો મારી વાર પાવા.
લઇ લશકર આગળ થયો માહા. બોળવીયો ભરથાર પાવા.
ત્યાં રાયનું દળ સઘળું હણ્યું માહા. ત્યાં જુદ્ધચાલ્યુંભણ્યા બાર પ્રાવા.
ત્યાં રૂધિરતણી નદીઓ વહી માહા. ઝમર કીધો અધીકાર પાવા.
પતરાઇનું પત ગયું માહા. તે જાણી જગતમાં વાત પાવા.
જોગે જોગ પુરા થયા માહા. ત્યારે ખપર ભરીયું શીશ પાવા.
ત્યારે પતાઇ રાણો સમજીઓ માહા. મુજ ઉપર કોપ્યાં માત પાવા.
કરગરતો રાયે શરણે ગયો માહા. બેઉ સરપત જોડી હાથ પાવા.
હું અજ્ઞાનીએ નવ ઓળખ્યાં માહા. તારોમાહામોટો મહીમાય પાવા.
મુજ ઉપર દયા કરો માહા. દળ સઘળું પાછું જાય પાવા.
ત્યારે માહાકાળીએ દયા કરી માહા. બહુ આપ્યું સુખનું સુખ પાવા.
તું અનામી રાજીઓ માહા. પતાઇનું ટાળ્યું દુઃખ પાવા.
જે ગાય શીખેને સાંભળે માહા. તેના મનની પોંચે આશ પાવા.
તું જસવંતી છું કાળીકા માહા. ગુણ ગાએ વલ્લભ દાસ પાવા.

**છંદ પાવાવાળીનો.**

આ આવેતી ગઢથી ઉતરયાં માહાકાળીરે. આ ખરચ્યાંપાં ગુજરાત પાવા.

શોળ કરયા શૃંગાર શું  માહા.  માની ઓઢણી અકઝમાળ પાવા.
માને કાંબીને કડલાં સોભતાં  માહા.  માને ઝાંઝરનો ઝમકાર પાવા.
માને બાંહે બાંજુબંધ બેરખા  માહા.  માને દશે આંગળીએ વેઢ પાવા.
માને કાનને ઝુમણું શોભતું  માહા.  માને કંઠે એકાવળ હાર પાવા.
માને નાકે નકવેસર શોભતું  માહા.  માને ટીલડી તપે લલાડ પાવા.
માને સેંથે ભર્યો સિંદોર શું  માહા.  મા ચોટલો વરીયલ નાગ પાવા.
મા ચોસઠ બેનું તેડાવ શું  માહા.  મા સાથે કોયલો વીર પાવા.
મા કુળના દડા હાથમાં  માહા.  મા પરવરીયાં ગુજરાત પાવા.
મા પાટણવાડુ તારૂં પરગણું  માહા.  મા ગુજર ખંડમાં ગામ પાવા.
મા સનખલપુર શોહામણું  માહા.  માજી ત્યાં કરયો છે વાસ પાવા.
મા સર્વે મળીને કરી સ્થાપના  માહા.  માજી માનસરોવર માંય પાવા.
મા કુકડીયાં તે સજ કરી  માહા.  મા થયાં તે ચડી અસ્વાર પાવા.
મા કેસરી વાઘા પેહેરીયાં  માહા.  મા લીધુ ભમર ભાલુ હાથ પાવા
મા રમતા રમતાં નિસરયાં  માહા.  આવ્યાં માનસરોવર પાસ પાવા.
મા સૂરજ તપે ધરણી ધખે  માહા.  ત્યાં લાગી કુવરીને તરસ પાવા.
મા સાથે શિકારી ચાર કુતરી  માહા.  આવ્યાં માનસરોવર માંય પાવા.
માનસરોવર તળાવડી  માહા.  તેમાં ભરીયાં નીરમળનીર પાવા.
મા ઊતરીને લીધાં પોતીઆં  માહા.  મા નાહીને પીધાં નીર પાવા.
મા ઘોડીમાંથી ઘોડો થયો  માહા.  થીયો અસ્ત્રીમાંથી પુરૂષ પાવા.
મા પ્રગટ પરતો ત્યાંથી થયો  માહા.  માને લળી લળી લાગુ પાય પાવા
મા હિંદુ કેરાં દેવતા  માહા.  બળદાળી બહુચર માત પાવા.
મા લીલા તે નેજા ફરફરે  માહા.  આવી મુગલા કેરી ફોજ પાવા.
મા પાટણ વાડે ફોજ પરહરી  માહા.  કરયું દેહાણું મેલાણ પાવા.
એક ભુત આગળ પેદા કર્યું  માહા.  આવી મુગલા કેરી ફોજ પાવા
મા બેચરમા એમ બોલીયાં  માહા.  અલ્યા મ લઇશ મારૂં નામ પાવા.
મા મુગલે વારયું નવ કરયું  માહા.  ભડી મુગલા કેરી ફોજ પાવા.
મા બહુચર માનાં મરઘલા  માહા.  લઇ તળીયા તવામાંય પાવા.
મા કુકડીયાં ભોજન કીધાં  માહા.  પછે ચડીછે માને રીશ પાવા.
મા મુવા તે મગ બોલાવીયા  માહા.  તે અસુર તણાં ઘટમાંય પાવા.
મા બહુચરમા પછે કોપયાં  માહા.  પછે આઇ થીઆં અસ્વાર પાવા.
માયે ત્રિશુળ લીધું હાથમાં  માહા.  પછે કરયો અસુરનો ઘાણ પાવા.

મા કુંતી ઘોડો મારીયો માહા. પછે હાથી પાડયો એક પાવા.
મા ખોડી મુગલ એક મારીયો માહા. બીજા મુગતણો નહી પાર પાવા.
મા મોટે મુગલ એક મારીયો માહા. મારયો પાદસાનો ભાણેજ પાવા.
મા હુરમુ પઈ સરવ એકઠી માહા. આવી કમલી મુગલની પાસ પાવા.
તેં માનું વારયું નવ કરયું માહા. તે હાથે વસાવ્યું વેર પાવા.
ત્યા હાથ બાંધીને આવીયાં માહા. માને લળી લળી લાગુ પાય પાવા.
મા સોનાના ઘડાવું તારાગ્રધલાં માહા. મેલાવું મંડપમાંય પાવા.
તારૂં દેવળ ઊંચું ચણાવ શું માહા. મા ઉપર ધોળી ધજાય પાવા.
તારે આચરે હવન કરાવ શું માહા. માહી શ્રીફળ સુદડી હોમાય પાવ
મા ભર્યો ભંડારો કરાવ શું માહા. મા તારા બ્રાહ્મણ ભણશે વેદ પાવા.
મા મુગલ નમાવ્યો તે ઘડી માહા. પછે છોડાવી ગુજરાત પાવા.
મા વલ્લભ ધોળા ભાઈછે માહા. તેં નિશ્ચલ રાખ્યું નામ પાવા.
ગાય શીખેને સાંભળે માહા. તેની બહુચર પુરે આશ પાવા.

## છંદ પતાઈ રાવળનો.

પુજુ ગણપતીના પાય પુજું અંબીકાની પાવડી રે. ૧
સેવું સનખલપુર રાય મેયા કરજો મુજ માવડી રે. ૨
ચતુર દેશ ચપાનેર વરી કરૂણા નીધ કાળીકા રે. ૩
કીધો તરૂણાનો મેર બહુ ગુણ નીધ બાળકા રે. ૪
સરોવર બાંધી શ્રેષ્ટ પવન પાંણી પેદા કરયાં રે. ૫
કીધી તૃષ્ણાને વ્રષ્ટ ધન ધાન્ય ધરણે ધરી રે. ૬
નદી પરવતને પાણ મહી માંડલને માનવી રે. ૭
જોવા જોશી તે જાણ દેવ ઋષિ ને દાનવી રે. ૮
પાવાગઢનો પ્રતાપ વિશ્વા જાંણી વાસો વસ્યાં રે ૯
આદ્ય શકિત તે આપ ધર્મ લોક થકી ધરયાં રે. ૧૦
પતાઈ રાવળ પ્રચંડ ધરમ રાજ કરે ધણી રે. ૧૧
જેના દેશમાં નહી દંડ કીધા કાળીકાની છે ધણી રે. ૧૨
નવરાત્રિ કેરી રાત રમે ચોસઠ જોગણી રે. ૧૩
મન વીચારયું ત્યાંય માત ભાવ જોવા ભોગણી રે. ૧૪
માનવી મંગળ માય ગરબે રમે સહુ સુંદરી રે. ૧૫
ઝણકાર ધધકાર નિત્ય નારાયણી નામના રે. ૧૬

સજ્યા સોળે શૃંગાર અસ્ત્રા ઓઢીને ચુંદડી રે. ૧૭
કંઠે મુક્તા ફુલના હાર ફેર ફરેછે કુકડી રે. ૧૮
તેમાં કાળકાજી માત ગરબે રમવાને આવીઆં રે. ૧૯
વાંણી વેદમાં વિખ્યાત રૂપ લક્ષ લીધ લાવીઆં રે. ૨૦
થીયું પતાઇને જાણુ રૂપ જોવાને કારણુ રે. ૨૧
લાગ્યું મોહનું બાણુ પીછાંન નવ રહ્યું ધારણું રે. ૨૨
આવ્યાં ઉમીયાને ઇશ કાળી જોવાને કારણુ રે. ૨૩
જુક્ત અંબા જગદીશ વિષ્ણું જાય માને વારણું રે ૨૪
માજી પુજ્યાં મન રાત મંદર આવ્યાં સહુ માનની રે. ૨૫
તેમાં કાળકાજી માત સ્વર્ગ લોકકેરી શ્યામતા રે. ૨૬
પતાઇ રાવળનું પાપ કરમાં લીધોછે છેડલો રે. ૨૭
અંબા એકલાંછે આપ ઝાલ્યો છળ કરીને છેડલો રે. ૨૮
માત થીયાં પ્રસંન માગ માગ મુખથી કયું રે ૨૯
દેવીયે દીધું દરશન લક્ષણ હીણું ત્યાં નવ રીયું રે. ૩૦
પતાઇ બોલ્યો તેણી વાર જુઠું બોલીને જયાહરે રે. ૩૧
શ્યાંમા આવો મુજ સાથ મંદીર રાખું હું માહરે રે. ૩૨
સતિયે દીદે શ્રાપ મુર્ખ મેલ છેડો માહરો રે. ૩૩
પંચે મળ્યાં તારાં પાપ જાશે પ્રાણ પાવો તાહેરો રે. ૩૪
કીધો કાળકાયે કોપ વૈભોગ સરવે એનો ગયો રે. ૩૫
આપ થીયાં અલોપ જખમારી રાજા રીયો રે. ૩૭
સુબો શોળે હજાર ચાર લક્ષ ઘોડે ચડ્યો રે. ૩૮
ઉતારવાં મહિપતીનાં માંન પાવે ગઢ આવી પડ્યો રે ૩૯
અટક દીધીછે આણ સુલતાન શેર સાંધીયું રે. ૪૦
પૂરાં વરષ થયાં પાંચ વઢતાં વેરી તે વશ થયો રે. ૪૧
ખુટયાં નવાણુંનાં નિર અંન થીયાં અલોપમાં રે. ૪૨
ધારણુ નવ રીયું પીર માતા કાળીકાના કોપથી રે. ૪૩
નજર કીધી ભ્રષ્ટ બુદ્ધિયે થીયો બેહદો રે. ૪૪
સોમીયે કીધીછે ભલ લંચકર લાવ્યો છે લોડીયો રે. ૪૫
પછે પતાઇ તેણીવાર કોપ કાળીકાનો જાણીયો રે ૪૬
વેરી આવ્યોછે ઘેર પરવશ પડ્યો માંગીઓ રે. ૪૭

રહે રાખીછે રૂપ, કહ્યો કાળીકાના, ક્રોપમાં રે. ૪૮
મોતી માણું કશ વીશ, ઝુડે ભારડાવી, વાખીયાં રે. ૪૯
નવશે નવાણું નાર; રૂડી રતનાગાર, રાણીશું રે. ૫૦
મારીનાખી દરબાર બોમનમંતી નવ જાણીઆં રે. ૫૧
પુત્ર પટાધર પાંચ રાજવીર શુર શોભીયા રે. ૫૨
અટક દીધીછે આંચ આંસ ડવટ કરાને ભોળીયા રે. ૫૩
દોવટ લીધીછે દરબાર હસ્તી ઘોડાને પાલખી રે. ૫૪
ભાગ્યા ભુપના ભંડાર ખજીના સરવે લુટીયા રે. ૫૫
ગાયો શકિતને સરણ પાવાગઢ કેરો રાજીયો રે. ૫૬
કઠણ શંભળાગ્યાં કરણ મુરખ મનમાં ન લાજીયો રે ૫૭
મતી થઈછે મારી મુઢ નવ ઓળખ્યાં મે માતને રે. ૫૮
માકમ મારાંછે મુંઢ પુરો મનકેરી કામના રે. ૫૯
માયેં આપ્યું વરદાન અનમે કરીને સ્થાપીયો રે. ૬૦
હશે વૈકુંઠનો વાસ સુખ સઘળાંનું આપીયું રે. ૬૧
થીયો સુખો સરદાર નરપતિને મળ્યો રે. ૬૨
સંવત શોળે હજાર પ્રથિવ પાડા પોતે પડ્યો રે. ૬૩
શુભદ્ર શોળે હજાર મુંઢે મારીનાખ્યા માનવી રે. ૬૪
એવી અપરમ પાર કીધી ડમર તરાવડી રે. ૬૫
ઉતપત્ય કાળીકાની ગાય શીખેને શાંભળે રે. ૬૬
કરે નારાયણીશું નેહ સુખ સાગર શફળે ફરે રે. ૬૭
ઘણી લક્ષમી ઘર સુત્ર કરે કોટ શુભ કામના રે. ૬૮
વાંઝીયાં પામેછે પુત્ર પ્રીત બાંધેછે પારણાં રે. ૬૯
રોગ રોગી કેરા જાય સુખ સાગર શફળે ફરે રે. ૭૦
પામે ભગવતીને ભોગ કીપા કરે માતા કાળીકા રે. ૭૧
શામળ ભટ શ્રીગોડ પીતા પરસોતમજીતણા રે. ૭૨
ગરબો ગાય કરજોડ જય મહીમા વાધે ઘણો રે. ૭૩
છંદ ગાય નરનાર કીપા કરે માતા કાળીકા રે. ૭૪
શામળ કેહેછે વારમ વાર જે જે બોલો ત્રિપુરાતણી રે. ૭૫

છંદ માહા કાળીનો.

માજી તું પાવાની પટરાણી કે, કાળીકળકા રે ટોલ. ૧

જીમા તારો કુંચરડે છે વાસ કે, ચડવું દોહલું રે લોલ. ૨
મા તારા મંડપની શોભાય કે, મુખેથી શી કહુરે. લોલ. ૩
મા ત્યાં તપ કરંતા દિઠા કે, વિશ્વામીત્ર રૂષિ રે લોલ. ૪
મા તારા ડાબા જમણા કુંડ કે, ગંગા જમનાં સરસ્વતીરે લો. ૫
મા તારાં કુકડીઆ દશ વીશ કે, જઇ સભામાં ચડે રે લોલ. ૬
કોઇ મુગલે મારીનાખ્યાં કે, બોલાવ્યાં પેટમાં રે લોલ. ૭
કે પ્રભાતે પંખીડાં બોલ્યાં કે, કીધા ટહુકલો રે લોલ. ૮
લીધાં ખડગ ને ત્રિશૂળ કે, અસુરને મારીઓ રે લોલ. ૯
ફાડી ઉદર નીકળ્યાં બાહાર કે, અસુરને હાથે હણ્યો રે લોલ. ૧૦
આવી આવી નોરતાંની નવ રાત કે, મા ગરબે રમે રે લોલ. ૧૧
માએ છુટા મેલ્યા કેશ કે, કુકડી પાછુ ફરે રે લોલ. ૧૨
રાજાની ચતુરાં ચંપલ નાર કે, કાલકાને બેનપણાં રે લોલ. ૧૩
બેની મારી ગરબે રમવા આવો કે, ભવાની મા કાલકારે લોલ. ૧૩
માજી શીઓ સજુ શણગાર કે, રમું રંગમાં રે લોલ. ૧૪
ઓઢયાં અમર કેરી જોડ કે, ચરણાં ચુંદડી રે લોલ. ૧૫
માએ કરી કેશરની આડ કે, વચમાં ટીલડી રે લોલ. ૧૬
સેંથે ભરયો છે સેંદુર કે, વેણા કાળી નાગણી રે લોલ. ૧૭
માજી દાંતે સોનાની રેખ કે, ટીલીની સોભા ઘણી રે લોલ. ૧૯
પાયે ઝાંઝરનો ઝમકાર કે, વાગે ઘુઘરા રે લોલ. ૨૦
ચોસઠ બેની મળીછે ત્યાંય કે, શણગારની શોભાઘણીરે લોલ. ૨૧
આવું રૂડું ચવદું ચાંપાનેર કે, વચમાં ચોકછે રે લોલ. ૨૨
રાજાની ચતુરાં ચંપલ નાર કે, કાળીકાને બેનપણા રે લોલ. ૨૩
બેની મારી ગરબે રમવા આવો કે, ભવાનીમા કાળકારે લોલ. ૨૪
ભલે મંડપની માંય કે ફેર ફરે કુકડી રે લોલ. ૨૫
જોવા મળીઆ તેંત્રીસક્રોડ દેવ કે, ફુલડાં વેરીઆંરે લોલ ૨૬
રાજાએ અંધારપછેડો ઓઢયો કે, મા તારે દેરડે રે લોલ. ૨૭
રાજાએ છળ કરી ઝાલ્યો કે, માંજીનો છેડલો રે લોલ. ૨૮
માગ માગ પાવાના રાજન કે, તુષ્ટમાન થઇ રે લોલ: ૨૯
માગ માગ પુત્ર કેરી જોડ કે, અંબાનું પારણું રે લોલ. ૩૦
માગ માગ ઘોડાની ઘોડાસાળ કે, હસ્તી માગ ઝુલતારે લોલ. ૩૧

માગ માગ તોપુને તોપખાન કે, જંજાલુ આતી ઘણીરે લોલ. ૩૩
માગ માગ ગુજરાત સરખો દેશ કે, ભદ્ર બેસણાં રે લોલ. ૩૪
માગ માગ સુરત સરખું શેહેર કે, બંદર આવી ઘણાં રે લોલ. ૩૫
માગ માગ ઉત્તર કેરો ખંડ કે નવ કોટી મારવો રે લોલ. ૩૬
માગ માગ પશ્ચિમ સરખો દેશ કે, રણછોડ રાજ કરે રે લોલ. ૩૭
માગ માગ નવ ખંડનું રાજ કે, ચાંદો સૂરજ તપે રે લોલ. ૩૮
કે માગુ એકલડું વરદાન કે, મોહોલે પધારજો રે લોલ. ૩૯
ફટ ફટ પાવાના રાજન કે, એ શું માગીયું રે લોલ. ૪૦
આજથી છઠેને છ માસ કે, મુળ તારૂં ગયું રે લોલ. ૪૧
કાળકા સડવડ માહમાં જાય કે, અજારે નીસરવાં રે લોલ. ૪૨
કે ખુઠીઓ દર દરવાજે દીવાન કે, જઇને પુછીયું રે લોલ. ૪૩
કેની કોર પધાના દરબાર કે, કેણી કોર રાવજખાં રે લોલ. ૪૪
માતા ઉગમણા દરબાર કે, આથમણા રાજવળાં રે લોલ. ૪૫
કયાંથી નગીખી આવી પોઠ કે, જોઇ પુછીયું રે લોલ. ૪૬
પોઠમાં સીસી વસ્તુ હોય કે, પોઠમાં શું ભર્યું રે લોલ. ૪૭
પોઠમાં લવીંગ સોપારી એલચીય કે, માથરી ઘણી રે લોલ. ૪૮
ખુઠીએ ખુડી નાખી એક કે, લોહીની ધારા ચાલી રે લોલ. ૪૯
માંહીથી નીકળ્યા મુગલ દૈત કે, ડેરા રોપીયા રે લોલ. ૫૦
બાંધ્યાં તરવારે તોરણુ કે, કાળીકા કોપીયાં રે લોલ. ૫૧
ભાગ ભાગ પાવાના રાજન કે પાવો તારો ઘેરીઓ રે લોલ. ૫૨
લીલુડે ઘોડે માંડયાં પલાણ કે, પેગાઇ ભાગીયો રે લોલ. ૫૩
રાજા તારી રાણી કાઢે બાહાર કે કાંકરીયા પાગ ભરે રે લોલ. ૫૪
ફરતી ફરે મારીની ફોજ કે, પાવો ઘેરીયો રે લોલ. ૫૫
લીધું લીધું ચોકું ચાંપાનેર કે, રાજા ગઢ રોળીયો રે લોલ. ૫૬
રોળ્યા સુબાને સરદાર કે, પ્રુત પાટવી રે લોલ. ૫૭
જોબનવંતી નારીયું અનેક કે, મુગલા વળગ્યા ઘણારે લોલ. ૫૮
પાટવી પુત્રની નાર કે, તેને છે દુઃખ ઘણાં રે લોલ. ૫૯
માતાને કીધલજો ચકચુર કે, પાવો ઘેરીયો રે લોલ. ૬૦
સુલતાન શાહએ સંધે છડીદાર કે, પાવે જઇ મલ્યો રે લોલ. ૬૧
તેને મળ્યું આપે વરદાન કે, નીર ઝરવાં નેત્રમાં રે લોલ. ૬૨

માજી હું છોરે તમારો દાસ કે, આપો મને આજ્ઞા રે   લોલ. ૬૩
માનાં લોચન દીઠાં વીકરાળ કે, થતી આંખડી રે   લોલ. ૬૪
સુલતાન નમ્યો માનેશીશ કે, પાયે પડી પ્રીતસુ રે   લોલ. ૬૫
માજી વાત વીસારો મન કે, અલ્પ મતીછે થોડી રે   લોલ. ૬૬
માજી થયાં તેને પરસંન કે, માગ સુખમાન થઈ રે   લોલ. ૬૭
આપુંરે તુંને વરદાન કે, પાવાગઢ બેસણું રે   લોલ. ૬૮
માજી થાજો મને પ્રસંન કે, નથી જોતાં રાજ હવે રે લોલ. ૬૯
માગુ ભક્તિ પદારથ વેરાગ કે, શીવું માના ચરણુને રે લોલ. ૭૧
માજીએ મુસ્તક મેલ્યો હાથ કે, નીરભે કરી સ્થાપીયોરે લોલ. ૭૨
સાતમી પેઢીએ આપીશ રાજ કે, પાવાગઢ આપીએ રે લોલ. ૭૩
માનો થાજે તું શેવક કે, નીરભે સ્થાપીયો રે   લોલ. ૭૪
ઉપજ્યા કાળકાની કોઈ ગાય કે, શીખે સાંભળે રે   લોલ. ૭૫
ગરબો ગાયેછે ત્રણભ કે, શેવક માનો સહી રે   લોલ. ૭૬
માજી આપ જો અશીરવાદ વાણુ કે, બુદ્ધિ છે થોડીરે   લોલ. ૭૭

## છંદ કાળીકાનો.

દેવી ગરબે રમેછે માત કાળીકા રે, કરે શેવક તણી પ્રતીપાલકા રે. દેવી૦
માનો તીરથ તીરે વાસછે રે,   માનો ચૌદ ભુવનમાં પ્રકાશછે રે. દે૦
અંબા અવની ઉપર તમે આવીયાં રે, ચાલી દેતુને આવ્યાં સંઘારવા રે. દે૦
માયે પ્રથમ મધુકેભ મારીયા રે, કે માયે શુંભ નિશુંભ સંઘારીયારે. દે૦
માયે મહિખાસુર જેવાને મારીયા રે. માયે રક્તબિજ શરખાને રોળીયારે. દે૦
માયે ધુમ્રલોચન ધંધોળીયા રે,   માયે ચંડમુંડ સરખાને ચોળીયારે. દે૦
તેવ તેવડી મળીછે સરવ બાળીયું રે, કે ગરબો રમે ને પાડે તાળીયું રે. દે૦
માજી ફરે કુદડીને ગાયે છંદમાં રે,   પડછંદા પડેછે પાતાળમાં રે.   દે૦
મતવાલી ફરેછે મધુ પાનમાં રે,   શિવ વિષ્ણું આવ્યા માની સેવમાંરે દે૦
માનો બ્રહ્મા ન જાણે ભેદને રે,   કે દાસ સનમુખ રહેછે વિધનો રે દે૦

## ગરબા છંદ માહા કાળીનો.

સરસ્વતિ ગુણપતીરે પાયે લાગુ છું,   કર જોડીને કાળીરે વિદ્યા માગું છું
આવ્યાં નવે તે નોરતાં રે રાત્રિ રમવાને, સજ્યા સોળે શૃંગારરે ચોસઠ મેલીને.
માથુ ગુથે તે માજીરે અંબાઅલબેલી, વાંસે લંબક વેણીરે ગોફણો ગોળીને.
બાંધ્યાં તાવીને બોરડીરે હીરની દોરીયે, સેંદુર ભર્યાલે નહી આને નીરખી રીયે.

સેંથે પૂર્યો સિંદુર રે સાથ અંબુરો, જાણે સુગમ કેસી રે ચાંડલો છે સુરો.
કાને ઝલ લોલખીયાં રે પંકડામે વેણુ, આંજી આખ આણીયાળી રે ચોડી ટીલડી
નેણ બાંણુ ચડાવી રે ઓપે અલબેલી, રૂપ મોસહ બેની રે થઇ છે ઘેલી.
નાકે નથ જડાઉ રે મોરસો ઓપે છે, ગોરા ગાલ તે ઉપર રે મોજનું ત્રોફલછે.
દંત હેમ જડાઉ રે દાડમની કળીયું, હસતાં જ્યોત જણાવે રે રંગની રેલડીયુ.
કંઠે સોહે કંટેસરી રે વાડલો વેલડીયું; હાર લેકે હઈયામાં રે ખલકે હુલરાયું.
પેરયો કમખો કશુંબલ રે આતે સુંદકીયુ, મેણુ ગોળ દીસતું રે સાવજને મળીયું.
બાંયે બાંધ્યાં બાજુબંધ રે લટકે સેર ખડી, હાથે સુરીસ હેમની રે વિંટીયો હીરે જડી
પેર્યાં ચીર અનોપમ રે ઓઢણી આંકવળ્યો ઘાઘરાના ઘુઘરા રે આડો હાળ હળ્યો.
ઝાંઝર સંગરની રે ઘુઘરી ઘમકે છે, પેર્યાં અણુવટ વીછવા રે પાંઉમાં ઠમછે
ટોળાં તેવ તેવડીનાં રે શોભે છે સારાં, વાગે મુંગળ પખાજ રે કાંશીયાર સારાં
જટાધારી જુગતથી રે જોવાને આવ્યા, સંગ સોહાગણ રે ઉમીયાજી લાવ્યા.
આવ્યા કાળો કાનુડો રે મોરલીનું વાળો, સાથે લક્ષ્મી નાનકડાં રે મંગળશોભે ફુડો
ચંડિકાને ચામુંડા રે ચિત્રોડ ચાચરમાં, ભવાનીને બાડીયા રે અંબિકા આબુમાં
આવ્યાં બાળી બેચરા રે કુકડે અસ્વારી, કેડે બાંધી કટારી રે હાથમાંહે ઝારી.
રમે જમીને દેવીયું રે દરબારે ચાલી, માના હાથમાં શોભે રે ચાચરની થાળી.
સીધો ગીરનાર તેમાં દેવળ દાતારનું, એક મુઠી બ્રહ્માંડ રે જુઓ રૂપ માતાનુ
હાથ પોંચામાં હેઠે પૃથ્વિ રે હળકેથી હાલે સાત સાયર મુખમાં રે જાણે ચાચર ચાલે
મા ગરબામાં મુક્યો મેરૂ રે અવરણ કહીએ, કવિ પંડિત લીધા સાથે રે મંડપમાંમાંહે
લીધું ખગોળ ભુગોળ રે ચપટીમાં પોતે, અરજી કરી ત્યાં કે રે તારાની જોતે.
બાંધી ત્રિશુળે ત્રણ લોક રે કુંડી તે ફરતી કરે હાક બકોર રે નિસીચરને ચરતી.
આવ્યા દેવતા સર્વે રે નોરતાંને દાહાડે, ગરબો ગાયો કાળીનો રે વલ્લભ મેવાડે.

## છંદ ભવાની માનો.

ગાઉ છું તે ગુણપતિ રાએ ભવાની મા. સારદાજી થાજો સાએ ભવાની મા.
ગુણ તમારા ગાઉં ભવા૦ નીર્ખિ પાવન થાઉં. ભવા૦
ચર્ણ કમળ શીશ નાઉં. ભવા૦ સનમુખ જો જો સામું. ભવા૦
રૂદીયા કમળમાં રહેજો. ભવા૦ દાડી તે દરશન દેજો. ભવા૦
વેદ વેદાંતે વખાણી. ભવા૦ તમે બ્રહ્માણી તમે વાણી. ભવા૦
ઘટ ઘટ રમતાં દેવું. ભવા૦ સત્ય સ્વરૂપ કરી લેવું. ભવા૦
અખંડ રૂપ અવીનાશી. ભવા૦ તમે ગંગાને તમે કાશી. ભવા૦

આદ્ય અનાદ તમે એક. ભવા૦ રૂપ તમારાં અનેક. ભવા૦
કેમ કરી વરણુવ થાએ. ભવા૦ શેષનાગે ન ગવાએ. ભવા૦
વિલાસ કરોછો રંગે. ભવા૦ ચોસઠ જોગણીને સંગે. ભવા૦
તેવતેવડી મદમાતી. ભવા૦ છંદે તે ગરબો ગાતી. ભવા૦
ઝાંઝર ઝાલર વાગે. ભવા૦ તાલ મૃદંગ રંગ ભેરી. ભવા૦
ઘુંઘટ રંગમાં ઘેરી. ભવા૦ ચોદસે શબ્દના બોલ. ભવા૦
ગાજીયો છે બ્રહ્માંડ. ભવા૦ ફરતી તે કુદડી ફરે. ભવા૦
હાથ પર કીજે મેર. ભવા૦ ઇશ્વરી થીયાંછે મતવાલી. ભવા૦
રંગમાં રંમેછે માહાકાળી ભવા૦ ચરણા ચોળીને હાર લેકે. ભવા૦
અષ્ટગંધ ચંદન બેકે. ભવા૦ કનક ગરબે જાળી. ભવા૦
વિષ્નું રીયાછે વખાણી ભવા૦ શિવ પારવતી જુવે નરખી ભવા૦
શકલ બ્રંમ્હાડમાં સરખી. ભવા૦ દેવ વેમાંને ચડી નરખે. ભવા૦
જીવતર સફળ કરી લેખે. ભવા૦ નવદીન ગાયે નવ જોગી ભવા૦
ભાવે ભજે બ્રહ્મા ભોગી ભવા૦ દશમે તે જે જેકાર. ભવા૦
નરખીને પ્રાશ્ચિત જાય. ભવા૦ કુશમે ભરીને વેણુવાલી. ભવા૦
છેલ રમો છો છોગાળી. ભવા૦ લટકે મહિખાસુર માર્યો. ભવા૦
સેન્ય સહીત સંઘાર્યો. ભવા૦ ધુંમ્રલોચન ધંધોળ્યો. ભવા૦
ચંડમુંડ રણમાં રોળ્યો. ભવા૦ ચોરાસી સિદ્ધને ઉગાર્યા. ભવા૦
રક્તબીજમારી રક્ત પીધું ભવા૦ દેવતાનું કારજ સીધ્યું. ભવા૦
શુંભ નિશુંભ કીધા નાશ. ભવા૦ ત્રૈલોકનો ટળ્યો ત્રાશ. ભવા૦
શેવકને રેજો સાથ. ભવા૦ મુજપર કરજો મેર. ભવા૦
નિત નિત દરશન થાયે. ભવા૦ સનખલપુરમાં વાસ. ભવા૦
શીવરામ તમારો દાસ. ભવા૦ રાખોને ચરણ નિવાશ. ભવા૦

## છંદ ભવાની માનો.

નમુ આરાસુરની રાણી માત ભવાનીરે, આ અરજ કરૂ મન આણી માત ભ૦
તમે આણુ દે મેર આવો માત ભ૦ તમે શેવકને મન ભાવો. માત ભ૦
તારો શેવક થાયછે દુખિયો માત ભ૦ તમે આવીને કરજો સુખિયો માત ભ૦
તનેનહી વહાલા નહિ વેરી માત ભ૦ તુંને દેવતા પૂજે ખોળી માત ભ૦
હુંતો આવીને ચરણે લાગુ માત ભ૦ તારો દાસ થઇને માગું માત ભ૦
દાસ જાણીને દરશન દેજો માત ભ૦ શેવકની ખબર લેજો. માત ભ૦

દીન જોઇને દાસ તમારો, માત ભ૦ આશરો છે અંબે તારો માત ભ૦
તારે હાથે ચુડલા ખળકે, માત ભ૦ તારે કાંને કળા કુલ ઝળકે માત ભ૦
માણેકના મુગટ ઝળકે, માત ભ૦ વચ્ચે પાનું લીલું ચળકે માત ભ૦
મોતીની પેહેર્યા વાળી, માત ભ૦ શેવક સૌને ત્યો પાળી, માત ભ૦
તારે દ્વારે ના મળે તાળું, માત ભ૦ તે પેહેર્યાં કસબી સાળું, માત ભ૦
તારો આરાસુરમાં વાસ, માત ભ૦ કહે વલ્લભ પીળો દાસ, માત ભ૦
આ વલ્લભ કેરી વાણી, માત ભ૦ સાંભળો આરાસુર રાણી માત ભવાની



## છંદો ચોસઠ જોગણીઓના.



### છંદ ચોસઠ જોગણીનો.

---

નવનોરતાંની રાત રળીયામણીરે લોલ જુવો રમવાનુસ્થાનક સોહામણુંરે લો.
જોગમાયા મળીને ગરબે રમેરે લો. તેનાં નામ કહુ તે સહુને ગમેરે લો.
ગિરીનારીઆવી ધ્રાળધ્રને આગણેરે લો. કાંનમાંહી જડાવ્યાં જાતો જાતનાંરે.
રચી માંડવી માંણુકની મોતીઘણાંરે લો. હીરા મણીને રત્ન ભાતો ભાતનારે લો.
કાનમાંહી જડાવ્યાં જાતો જાતનાંરે લો. તે પર હીરા રતનસુ જડાવીયારે લો.
મીનાકારી કામ ગરબીમાં કીધલુરે લો. ચોક આગણું સોનેજડાવીલીધલુંરેલો.
માંહે કસ્તુરી કપુરને અંતર ઘણાંરેલો. ધુપબેકુ્યાં ઘણા ભાતો ભાતનારે લો.
કાળીકાળકાને બાળાબેચરા રમેરે લો. સામાં સરસ્વતીભવાની અંબાનેગમેરે
ત્રિપુરાસુદરી ભવાની ભુવનેસ્વરીરે લો. રાજીશુંદરી શકત શીતળા રમેરે લો.
આશાપૂરા હરસત હિંગલા રમેરે લો. રમે ખંભાત વાંકોલને વાઘેશ્વરીરેલો.
કાંમઘેનડી વાજલને રવેચડીરે લો. ઉમૈયા મોહમાયાને ખોડીયારછુટછેલો.
કનકાઇને રન્નાની ઘણી છુટછે રે લો. વજ્રધારણીને ચંડિકા સુરેશ્વરીરે લો.
સોકનાશની જડીને માયા મળીરે લો. મેઘવાહિની રૂદ્રેશ્વરી જ્વાળામુખીરે.
મેઘ મર્દની ભગતને કરે સુખીરે લો. બીજી માલીકાપીઠોને કાલંબરીરે લો.
અબધુતણી પીશાચને વેરાવળીરે લો. રમે સીંધવી રૂહાપુરીને બેડાવળીરેલો.
રમે શંકરી ટબકાંવ્ય શાજકારણીરેલો. હંશ હંશલીને વંશ વંશણીરમેરેલો.
મુકતેશ્વરીને તોતલા ભુજને ઝમેરે લો. બાદર દેવકી વૈષ્નવી વિઘ્ન હરે લો.

આવ્યા ગઢથીધોડેચડી પિતાંબરારેલો. માતા સોનલ કરેછે સઉની શારભરારે.
આક મોકળોને મધ્ય ગરબીભરારે લો. કીધાં કોડીયાં દીપક ભરી ધ્રતનાંરેલો.
થીયો ઝાતકાર ઝગમગાટ જાજવોરેલો. આજ દેવી રમેછે ગામો ગામનીરેલો.
જુવો રમત રમેછે હવે કેવીયું રે લો. કાંબીકડલાંનો ઠણુણાટ થૈરીયોરે લો.
ચોંછીયાનો અવાજ સ્વરગે ગયોરે લો. કરે ભર્યા પ્યાલા મધુપાંનનારે લો.
સ્વાસ લીયેને રમેછે ઘણુ ગરબડેરેલો. સુદ્ધ ગઇ તે દેહની તે તેહનીરે લો.
કાળીકાળકા જાણેછેગતી તેહનીરેલો. માતા કાળકાયે રમાડી ખમાડીયાંરે લો.
કરી પેરામણી ભોજન જમાડીયાંરેલો. દેશ દેશમાં માડીમાછે અતીઘણુંરેલો.
બેણું નેવાંતે મેમા જાણેમાતનોરેલો. પૂર્ણ કીધાંછે કામ શીખમાગીનેરે લો.
માત કાળીને મોતીડે વધાવીયાંરે લો. માત કાળીનોનિવાસ ગિરીનારછેરેલો.

## છંદ ચોસઠ જોગણીનો.

ગરબે રમેછે તુળજા તુંકાઇરે, સંગે શોભા બની તે સિંધવાઇ રે. ૧
વજ્ર જોગણી તે વસે કુકણ દેશરે, બાળી બહુચરા બીરાજે બાળેશરે. ૨
સોમ્રંગે વસેછે ચંડિકાઇરે, આશાપૂરે આરાસુરી આઇ રે. ૩
ચાંપાનેરે વસેછે આઇ કાળીરે, માને પહેરણુ નવરંગી સાડી રે. ૪
સોજીત્રે વસેછે ખોળાઇરે, આબે મોઢેરે વસેછે અલુણાઇ રે. ૫
ઘડ ઘડનાળે વસેછે આઇ ઘેલીરે, સરસ્વતી તે વિદ્યા આપે પહેલી રે. ૬
વરદાઇ તે વરદાન આપેરે. પિતાંબરી પોતાનો કરી સ્થાપે રે. ૭
માતર વસેછે અસારવાની વાવેરે, કાકરેશ્વરી કૃપા કરે ભાવે રે. ૮
ગામેશ્વરી તણા તે ગુણ ગાજેરે. અંન્નપૂરણાનો પાલવ સાજે રે. ૯
મારવાડ વસેછે ચામુંડારે, માને ખડગ ખપર હાથ ડંડારે. ૧૦
હિંગળાજ પ્રસિદ્ધ નવ ખંડેરે, માયે અમર કીધા તે માર્કંડ રે. ૧૧
દેવી તોતળાને હાથછે ત્રિશૂળરે, માયે છેદ્યાંછે દૈતોના મૂળ રે. ૧૨
કચ્છ મધ્યે આસાપુરી સાચીરે, માને સુરીનર મુનીવરે જાચી રે. ૧૩
ખાન દેશે વસે તરૂણાઇ મુખારે, કનકાઇ તે કામ કરે સુખાં રે. ૧૪
જવાળામુખી સદા રાખે સુખીરે, દુર્ગાદેવીથી કોઇ ન થાય દુખી રે. ૧૫
ત્રિભોવનમાં ત્રિપુરા તારેરે, માતા આવતા તે વિઘન નીવારે રે. ૧૬
ખોડિયાળને હાથે ખળકે સુંડારે, મહાલક્ષ્મી તે વર આપે રૂડો રે. ૧૭
મહાલક્ષ્મીનું નામછે પ્રસિદ્ધરે, હરી દ્વારે ઉભા સિદ્ધ રે. ૧૮
બાળા સુંદરી સદા મતવાલી રે, માતા હસી હસી સંછે તાળી રે. ૧૯
કામરૂ દેશે વસેછે કનકાઇ રે, માનશરોવરે વસે અજાઇ રે. ૨૦

અડસઠ જોગણી અયોધ્યા વાસીરે, ઉમિયા જઇ વસ્યાંછે કાશિ રે. ૨૧
પ્રાગ મધ્યે મહાદેવ દેવીરે, જુગત અંબાને માહાદેવે શેવી રે. ૨૨
કુંતાદેવી અંનપૂરણા કાશીરે, વાઘવાહની સાજે મુજ પાડે રે. ૨૩
રેવા મધ્યે વસેછે બે બેનોરે, પહેલાં નંદા આનંદાને શેવો રે. ૨૪
ભરૂચ કોટમાં વસેછે સિંધવાઇરે, નગર ઠઠે તે કાળકા ગવાઇ રે. ૨૫
વસેછે ઘોઘે ઊંટવાળી માતારે, જેની નવખંડમાં વિખ્યાતા રે. ૨૬
મુગલીપુર મા વસેછે રાણી રૂડીરે, તેને હાથે સોનાની ચુડી રે. ૨૭
આબુઘડમાં અરબદા જાણોરે, બગલા મુખી રૂદે વાત આણો રે. ૨૮
મંગળ કાળિ તે છેવીકરાળી રે, મુગી પાટણે વસેછે ભદ્રકાળી રે. ૨૯
ત્યાતો સકળ જોગણી મળી આવીરે, માત ભૈરવીતણે મન ભાવી રે ૩૦
ડુંગર માહે તે ઘટા વાજેરે, સિંહાસન પર બેઠી ગાજે રે. ૩૧
આરાસુરીમાં તે રમત રમાયેરે, ફેર ફુદડી ફરેને ગરબા ગાયે રે. ૩૨
તાંતો થનાક થૈ થૈ પાયે રે, વાંજે રમઝમ નેપૂર પાયે રે. ૩૩
તાંતો ઢોલ દળ માં વાજે રે, અંબા પ્રાગરાજને શીર છાજે રે. ૩૪

## છંદ ચોસઠ જોગણીનો.

ગરબે રમેછે ઝુળઝા બાઇજો કે, શોયે શોભા ઘણીછે સિંધવાઇ જો કે.
વજ જોગણી વસેછે કુકણ દેશ જો. માતા બહુચરા બીરાજે બાળે વેશ જો.
આણુરાઠ જોગણી અયોધ્યામાં કેયેજો. માતા પુજી શેવાનાં ફળ લઇયે જો.
બાળા શુંદરી સદાય મતવાલી જો. આઇ હરશેને હાથ લીયે તાળીરે જો.
ભુવનેશ્વરી તે ભવદુખ ભાજે જો, માતા અંબિકાને તે કોણ ગંજે જો.
દેવી તોતલાને હાથે ત્રિશુળ જો. છેદી કાઢતાં તે દૈત્યોનાં મુળ જો.
મોજ પઠાંણે વસેછે ભદ્રકાળી જો. દેવી દીશતી તે માહા મતવાલી જો.
કામરૂ દેશ વશેછે કમર છાઇ જો. આશાપુરે આરાસુરની રાયે જો.
કચ્છ મધ્યે આશાપુરા માયે જો. આઇને સુરીનરે મુનીવરે જાચી જો.
મારવાડે વશેછે ચામુંડા જો. આઇને ખડગ ખપર હાથ ડંડા જો.
ભવનેશ્વરી તણા તે ગુણ ગાજો જો. અંનપુરણાનો પાલવ શાજો જો.
કાશિ દેશ વશેછે કુંતા દેવી જો. જગત અંબાને શંકરે શેવી જો.
રેવા તટે વશેછે માહાનંદા જો. તીતો શેવા કરે છે આનંદા જો.
મુગલીપુરે વશેછે રાણી રૂડી જો. આઇને હાથે સોનાની ચુડી જો-
પીળકે વસેછે માત ફરવાળી જો. તેને નાકે સોનાની વાળી જો.

દેશાઈ પાહાડે ચડીને માચી જો. તીતો સઘળા શ્રીમાળીયે જાચી જો.
મોઢેરે વશેછે સુગાઇ જો. અશમાંન વશેછે શ્રદ્ધીબાઇ જો.
માતા બહુચર આરાસુરમાં કાવે જો. ત્યાં તો દેવીતી સરવે આવે જો.
ગઢ ગરનાર વશેછે સાણી ઘેલી જો. માતા સરસ્વતી વિદ્યા આપો વેલીજો.
હિંગળાજ વશે સીંધ છેડે જો. આઇ અમર કીધો મારકુંડ જો.
માને ગોખે ઘડીયાલાં વાજે જો. માને નવરંગ નોબત છાજે જો.
માતા અંબા આવીને ઘણું ગાજે જો. ફરે કુકડાને ગરબી ગાયે જો.
આય શીખે તેનાં પ્રાશ્ચિત જાયે જો. ગીરધર દાસને મન ભાવે જો.

## છંદ વાઘેશ્વરીનો.

સમરૂં સારદાજી માત વાણી આપો વાઘેશ્વરી રે કે ૧
પુજું ગણપતીના પાય, ગરબો ગાએ ભાવે કરી રે કે. ૨
એક મોર્દલીછે ગામ, મહિષાસુર મોટો રાજીઓ રે કે. ૩
તેના મનમાં ઘણી હામ, તપ કરવા ગંગા ગીયો રે કે. ૪
ધરૂં બ્રહ્માજીનું ધ્યાન, બેઠો આશનવાળી કરી રે કે. ૫
રૂંધ્યાં એકાદશ દ્વાર, અંન પાણીને પરહરયો રે કે. ૬
વાયુ ઉષ્ણતા ને શીત, વરખા વાયુ વેઠે ઘણી રે કે. ૭
કાયા પામેછે કષ્ટ, દુસ્ટી દેહને દમે ઘણું રે કે. ૮
બ્રહ્મા જાણી રહ્યા વાત, વન આવ્યા વેગે કરી રે કે. ૯
મુસ્તક મેલ્યોછે હાથ, માગ માગ વાણી ઓચરે રે કે, ૧૦
દૈત્ય બોલ્યો છે એમ, વાણી બ્રહ્માજીની સાંભળી રે કે. ૧૧
રકત્તબિજ મારૂં નામ, સ્વામી આપો કૃપા કરી રે કે. ૧૨
સુર અસુર ને દેવ, નવ નાગને માનવી રે કે. ૧૩
એવું આપો વરદાન, કોઇ જુધે જીતે નહી રે કે. ૧૪
બ્રહ્માએ આપ્યાં વરદાન, પછે પોતાને ધામે ગીયો રે કે. ૧૫
હતા દેવતાનાં ધામ, એવું દેખી વીશમે થયો રે કે. ૧૬
દૈત્ય અભ્યોછે ઘેર, આવી બેઠોછે અશાને રે કે. ૧૭
મળી અસુરની નાર, મોતી વેરયાં સિંહાસને રે કે. ૧૮
મળી કરયું પરીયાંણું, જુદ્ધ કરવાને ચાલ્યો વળી રે કે. ૧૯
ધરી મહિષાસુરનું રૂપ, પછે માયા બીજી કરી રે કે. ૨૦
જીત્યો દશે દીગપાલ, મોટા ભુપ સાથે જઇ અડયો રે કે. ૨૧

સ્વર્ગ મૃત્યુ ને પાતાળ, પછે ઇંદ્ર સાથે જઇ લડયો રે કે. ૨૨
ત્યાંથી નાઠા સરવે દેવ ખાર સાગરમાં જઇ રહ્યા રે કે. ૨૩
બ્રહ્મા વિષ્ણું ને માહેશ એવું દેખી વિશમે થયા રે કે. ૨૪
મળી કરીયું પરીયાંણુ, હવે અંબાને આરાધિયે રે કે. ૨૫
ધરીયે કાળકાનું ધ્યાન, પછે શક્તિને સાધીએ રે કે. ૨૬
વાણી થઇછે આકાશ, વિષ્ણુંએ તીઆં સાંભળી રે કે. ૨૭
મન રાખો વિસ્વાસ, તેને મારૂં નિચે કરી રે કે. ૨૮
દેવ આવ્યાછે ધામ સ્વર ભવાનીના સાંભળી રે કે. ૨૯
દેશ દેશના તે ભુપ, તે તો હાહાકાર બોલીઆ રે કે. ૩૦
એક શુંદરી સ્વરૂપ, જોવા જાયે હેમાચળે રે કે. ૩૧
અંબા આવ્યાં એને દેશ, આવી બેઠાં હેમાચળે રે કે. ૩૨
દેવ આવ્યાં માની પાસ, કરજોડીને ઉભા રયા રે કે. ૩૩
તેણે કરવા માંડયું પાપ, ધરમ ધરતીમાંથી ગયું રે કે. ૩૪
દીએ સાધુને સંતાપ, દુષ્ટીને નોહોયે દયા રે કે. ૩૫
દીએ દેવતાને દુઃખ, પીડા પામેછે મેદની રે કે. ૩૬
અસુરે મડયાં ઉતપાત, ધજા ભાંગેછે બ્રંહ્મની રે કે. ૩૭
માનવ ચાલે ન જોર, ત્યાં નારદે આવી કહ્યું રે કે. ૩૮
સતીયે સજયા શૃગાર, અંગ અંગપેં શોભતા રે કે. ૩૯
પેરયાં પીતાંબર સાર, ઉપર ઓઢીછે સુંદડી રે કે, ૪૦
કંઠ લેંકેછે હાર, આડ કેશરતણી કરી રે કે. ૪૧
નાકે મોતીડાની હાર, કુંડલ પેરયાંછે કાનમાં રે કે. ૪૨
અંબા સજી શણુગાર, સરવે મોહીછે મેદનીરે કે. ૪૩
સેંથે ભરીયો સિંદુર, વેણુ ગુથી કાળી નાગણી રે કે. ૪૪
ચાલે ઠમકતી ચાલ, પાયે વાગેછે ઘુઘરી રે કે. ૪૫
માનો ગોરોછે વાન, વરષ સોળ તણી શુંદરી રે કે. ૪૬
દૈત્ય આવ્યોછે ત્યાંય, આવી પાસે ઉભો રયો રે કે. ૪૭
જોઇ કાળીકાનું રૂપ, મુંઢ દેખીને મોહ પામીઓ રે કે. ૪૮
ક્યાં તમારોછે વાસ, તમે ક્યાંથી આવ્યાં માંનવી રે કે. ૪૯
નેત્ર કરીને કટાક્ષ, હશી બોલ્યાંછે ભામની રે કે. ૫૦
સ્વર્ગ મૃત્યુને પાતાળ, ત્રણ લોકમાં લીલા કરૂં રે કે. ૫૧
જો કોઇ આવે મારી પાસ, જુધે જીતે તેને વરૂં રે કે. ૫૨

જાગ્યું આવ્યોછે લાગ, માજી દીઠાંછે એકલાં રે કે. ૫૩
કરયા સિંધુના રાગ, સેન આવ્યાં ટોળે મળી રે કે. ૫૪
દૈત્ય મેલેછે બાણુ, અંબા ઝીલેછે આવતાં રે કે. ૫૫
દૈત્ય કરેછે દાંત, બળ કાંઇ નથી ફાવતું રે કે. ૫૬
કરયા શંખનાતી નાદ, મળી ચોસઠ જોગણી રે કે. ૫૭
ઉભા બ્રહ્માણીને આય, એક એકપે શોભા ઘણી રે કે. ૫૮
વાગે નાંબાળુંને તાલ, ધુન ચાલી આકાસમા રે કે, ૫૯
દેવ બેશીને વેનામ, બ્રહ્મા વિશ્નુ જોવા મળ્યા રે કે, ૬૦
પારવતીને ઇશ, શિવ કંપ્યા કૈલાશમાં રે કે. ૬૧
ડોલ્યા દશે દીગપાલ, સાત સાગર તે ખળભરયા રે કે. ૬૨
ભાર ઝાલીઓ છે સેસ, ધરતી ધ્રુજે છે ભાર રે કે. ૬૩
ભુત પ્રેતને પીસાચ્ય, સેના મળી સામ સામી રે કે ૬૪
કરી મારૂના રાગ, મંગળ ગાયે સર્વે માનુંની રે કે. ૬૫
નારદ વગાડે વેણુ, દેવ વગાડે દુદંભી રે કે. ૬૬
લીધાં ખડગને ત્રિશુળ, વાઘે બેઠાં વાઘેશ્વરી રે કે. ૬૭
આડા પાડીને અસુર, રકત્ત પીધાં માયે રીશમાં રે કે. ૬૮
કરયો કાળીકાએ કોપ, પછે ભડયો ભુજા રીશમાં રે કે. ૬૯
થાય છંદના રાગ, ધુન ચાલી આકાશમાં રે કે. ૭૦
ત્યાં થયો જે જે કાર, દેવનાં દુઃખ નિવૃત થયાં રે કે. ૭૧
વધાવ્યા મોતી ભરી થાળ, સજીને આવી કાળીકા રે કે. ૭૨
માનો એવો પ્રતાપ, સઉ સેવો વાઘેશ્વરી રે કે. ૭૩
વાંઝીઆને આપે પુત્ર, પ્રીતે બંધાવે પારણું રે કે. ૭૪.
રોગીયાના રોગ જાય, કીપા કરે વાઘેશ્વરી રે કે. ૭૫
ગરબો શીવરામ ગાય, માજી આશા પુરો મોરી રે કે. ૭૬

## છંદ બાલા ત્રીપુરાદીનો.

પ્રથમ ગુણપતીને લાગુ પાયરે, બાળા ત્રિપુરારી.
તમે શકલ બ્રહ્માડની આદરે બા. તમે દેવ શકલની ઇશરે બા૦
તમ વિન્યા બીજું નિવાહ રે બા. વાણી વિષ્નુંએ વખાણીરે બા૦
બ્રહ્મા વેદ રીયા વિચારીરે બા. તારાં રૂપતણો નહી પારરે. બા૦
નિત્ય નવા કરો વિહાર રે બા. મમથ લીધુ પારવતીનું રૂપરે. બા૦

તમને સેવે સુરાસુર ભુપ રે બા. શિવ શંકરને નચાવ્યા રે બા०
બ્રહ્મા રાશ જોવાને આવ્યા રે બા. કમળા કેશવની છો આદ્ય રે બા०
તમે બહુવીધ કેરાં નાદ રે બા. રાધા રૂપે તે કૃષ્ણ નચાવ્યા રે. બા०
રૂદે રાખીને મોહ પમાડયા રે બા. બ્રહ્મા પાસે બ્રહ્માણી રે. બા०
સુક સનકાદીકની વાણી રે બા. ઇંદ્ર પાસે થીયાં ઇંદ્રાણી રે. બા०
સેસનાગે ન જાયે વખાણી રે બા. પશીઋષિની થીઆં પટરાણી રે. બા०
તું તો માત વિધાતા જાણી રે બા. સુરીજનનાં કીધાં કાજ રે. બા०
શેવકની રાખી લાજ રે બા. મુજ સામું જોવાને આજ રે બા०
મધુકૈટભ મરડી ને મારયો રે બા. બીજા દઇત અનેક સંધારયા રે બા०
માજી ક્રોધે કરી માહાકાળી રે બા. તમે લડકે મહિષાસુર મારયો રે બા०
પૃથ્વીનો તે ભાર ઉતારયો રે બા. ધુમ્ર દઇત્ય નાખ્યો ધપોળી રે બા०
ચંડમુંડને નાખ્યો ચોળી રે બા. રકતબિજને મારી રકત પીધું રે બા०
શેવકનાં કારજ કીધાં રે બા. તમે રૂપ ચામુંડાનું લીધું રે બા०
બીજા દઇંત મારયા અનેક રે બા. તમે જોને જોને તે માનું રૂપ રે બા०
કહી પેરે કરૂં વિવેક રે બા. દેવ વેમાને આવ્યા આસ રે બા०
પુષ્પ વર્ષી થાય ઉલાસ રે બા. શેવક સ્તુતી કરે કરજોડી રે બા०
સદા શેવકને રેજો સાહે રે બા. કીધો ચઉલોકમાં જે જે કાર રે બા०
જોતાં સફળ થયો અવતાર રે બા. માનું રૂપ અનુંપમ દીસે રે બા०
જોતા નર નારીનું મન હીસે રે બા. રાતું અરૂણ સરખું અંગ રે. બા०
કરી કુંકમ કેશરી આડ રે બા. પેરી ઘાઘરી તે ઘુઘરીયાળી રે. બા०
જાણ્યું ચંપક લોચન ઓપે રે બા. પેરયાં અમુલખ આભ્રણ અંગેરે. બા०
મુને આપોને અવીચળ વાણીરે બા. હાથે આયુધ મુખે મધુપાન રે. બા०
સશી સૂર્ય અગ્ની ત્રિનેત્ર રે બા. મીઠાં બોલોછો મુખ થકી વેણુરે બા०
જોતાં શેવક પામે સુખ રે બા. કર જોડીને શીવરામ ગાય રે બા०

## છંદ દુરગાદેવીનો.

દુરગા દેવીને કરૂં પરણામ જો કે. માજી પુરો હયાની મોટી હામ જો કે.
માજી પરતો તે પુરણ કયે જો કે. ચરણ ચેતવીને સરણું રયે જો કે.
છોગાળીના છેલમાં રમો જો કે. જોતાં દાસના મનમાં ગમો જો કે.
નારી નરગુણ વરથી આધી જોકે. તેને જાણેછે શેવક શુહાગી જો કે.
નારી રૂપ ધરીને નર નીપાવ્યાજો કે. મોટા દેવ મુનીને ઉપાવ્યા જો કે.

મચ્છા રૂપ ધરી વેદ વાળ્યાજો કે. જેને જાણેછે શકળ વીધાતા જો કે.
વરાહ રૂપે તે પૃથિવ સ્થાપી જો કે. દેવ દાનવને નવ નીધ આપી જો કે.
નૃસિંહ રૂપે પ્રેલાદને ઉગારચોજોકે પાપી હરણા કષ્યપને મારચો જો કે.
ફરસરામે તે રથી હાથ લીધી જો કે કાપ્યા દુષ્ટ નક્ષત્રી કીધી જો કે.
રઘુકુળે રામાઅવતાર લીધો જો કે. મારચો રાવણને પાણીની ઘોડ પીધોજોકે
એવાં કેટલાંક રૂપ કહુ તારાં જો કે દેવી શંકષ્ટ હરજો અમારાં જો કે
દાસ શીવરામને નીજપદ દેજોજોકે રાત દીવશ વાલાં રેજો કે.

## છંદ નવદુર્ગા રમેછે નવરંગમાંનો.

નવ દુરગા રમેછે નવરંમાંરે, બ્રહ્મા વિષ્નું સાવંત્રિના સંગમાં રે. નવ૦
ત્યા નારદ તુમર વાયછે રે, વેદ ચાર મળીને ગુણ ગાય છે રે. નવ૦
બ્રહ્મા ભાવ કરેછે ભાતોભાતનારે, લટકા કરે સાવંત્રિના સાથમાં રે. નવ૦
ભાવે વિષ્નું વજાડે વાંશળી રે, ઇંદ્ર આવી મૃદંગ કરે ત્યાં શહી રે. નવ૦
શિવ ડમરૂ વગાડેને ગાયછે રે, ત્યાંકને નવલા નાટારંભ થાયછે રે. નવ૦
શંદલ રેઝી આવ્યાં કમળાવતીરે લલીતા સહીત સઘળી મળી રે. નવ૦
રમેઉર્વશીને અંબિકા પીતાંબરારે ઘમકે ઘુઘરીને ઠમકે નેપુરી રે. નવ૦
ત્યાંકને ચોસઠ જોગણી આવીયુરે નવદુરગાને મન ઘણું ભાવીયું રે. નવ૦
દેવ તેત્રીશ ક્રોડ આનંદમાં રે, નાચે ખુંદેછે તાળીના છંદમાં રે. નવ૦
રૂષિ સિદ્ધ સાદ્ધક મુની મળ્યારે, લીળા જોઇ જોઇને આનંદ થયા રે. નવ૦
શશી સૂર્યનું તેજ જળહલે રે, માનો મહિમા તે કોઇ નવલહે રે. નવ૦
નવદહાડા નવા રંગ થાય છે રે, દાસ શીવરામ કરણીકા ગાય છે રે. નવ૦

## છંદ અંન્નપુરણાનો.

આઇ અન્નપૂરોને અન્ન પૂરણારે, કરો શેવક ઉપર કૃણા,
અન્ન પૂરણા કાશિપૂરીમાં બીરાજો રે,
તારે ચરણ કમળ શીશ નામુ રે, માજી કૃપાકરી ને જુવો સામું અંન૦
મા હું માગું તમારી ભક્તિ રે, મુને શહાય આપોને શક્તિ રે, અંન૦
બીજું અવર કાંઇ નવ માગુ રે, કરજોડીને પાયે હું લાગુ. અંન૦
ભુવન કૈલાશપૂરીનાં તમે વાશી રે, જેનું નામ ધરાવ્યું કાશિ. અંન૦
મધ્યમાંયે બીરાજે જોગમાયા રે, ત્યાં બેઠાછે વિશ્વરાયે. અંન૦
તમારો શેવક કયાં જઇ જાસું રે, અંબા માની દીજો સાસું. અંન૦
જેની જટામાં જાન્હવી બીરાજે રે. જોતાં ક્ષુધાને ત્રસા ભાંજે. અંન૦

મધ્યા મણિકરણિકાનો ભાગ્ય રે, જ્યાં નાહેછે નરને નારી. અં૦
દુંઢાળા તે છપન દેવા રે, જેને જોયે મોદકના મેવા. અં૦
પ્રાશ્ચિત કોટી જન્મનાં જાયે રે, જે કોઇ વરોછે કાશિમાંયે. અં૦
ફરતી અષ્ટભૈરવની ચોકી રે, તેની શોભા બની અવાલોકી. અં૦
માના મહીમાનો પાર ન જાણું રે, ઠામો ઠામ તે જોવા ટેકાણું. અં૦
ઉભા હાક મારે હનુમાન રે, જેનું રામ શીતાપર ધ્યાન અં૦
સુધાં ગંગા માતા ગંભીર રે, જેનાં અમ્રત સરખાં નીર અં૦
પાપ કોટી જન્મનાજાય રે જે કોઇ નાહે છે ગંગા તીર અં૦
એવી જોવાની બની છે જુકતી રે. સહુ જન પામેછે મુક્તિ. અં૦
લીલા ગાઉ તમારા નામની રે, મુજ સામુ જુઓ તમે શ્યામની. અં૦
કાલો ઘેલો હું કાંએ નવ જાણું રે, દાસ કલ્યાણ શું વખાણું. અં૦

## છંદ કાંકરેજી માતાનો.

પ્રથમ ગણુપતી લાગુ પાય કે, ગરબો આદરયોરે સોલ.
કાકરેશ્વરી તણો મહિમાય કે, સહુ ચીતે ધરોરે લોલ. ૧
વાણી આપો સારદ માય કે, મુખથી ઓચરૂ રે લોલ.
સઉકો ભાવ ધરીને ગાય કે, તેવો ગરબો કરૂં રે લોલ. ૨
કાકરીયા સરવર શોભાય કે, શ્રવણે સાંભળો રે લોલ.
મેલાં હોય તે ઉજવળ થાય કે, જાએ આંબળે રે સોલ. ૩
ચારે પાસે સઘો સંઘ કે, સુંદર ઘાટ છે રે લોલ.
બંગલા બેઠક પથ્થર બંધ કે, વચમાં વાટછે રે સોલ. ૪
વેહેળો ખારીનો જો માય કે, આવે છે સહી રે સોલ.
નાહયે કાયા નીરમળ થાય કે, તે નિરખ્યો તહી રે લોલ. ૫
કાકરેજી મા વસીયાં વાસ કે, ગરનાળા વિષે રે લોલ.
પ્રત્યક્ષ પુરણ જોત પ્રકાશ કે, પુસ્તકમાં દીશે રે લોલ. ૬
સરોવર સમુદ્ર સરખુ દીસે કે, ચરણોદક ભરયું રે લોલ.
કવિતા કહે મન મારૂં હીસે કે, જઇ તેમાં તરૂ રે લોલ. ૭
તેમાં નવતમ નગીના બાગ કે, શોભા તે તણી રે લોલ.
ગુણીજન ગાએ ત્યાં બહુ રાગ કે, રૂડી રચના ઘણી રે લોલ. ૮
દક્ષિણ દીશથી બાંધી પુલ કે, તેમાં થઇને ગયાં રે લોલ.
તેમાં ઝાંડ ઘણાં ફળ ફુલ કે, નવ પલ્લવ થયાં રે લોલ. ૯

માત ઝરૂખે બેશી જુવે કે, દ્રષ્ટી અમી ભરી રે  લોલ.
સંકટ સહુ શેવકના ખુએ કે, બહુ પ્રેમે કરી રે  લોલ. ૧૦
ચારે સ્થંભે તોરણ લળ કે, નાળીએર ચડે રે  લોલ.
દીપક જોતાં જળહળ ઝળ કે, મુજ મન ત્યાં અડે રે  લાલ. ૧૧
કુમ કુમ ચરચીત ચંદન સ્થંભા આઈના અવાસમાંરે  લોલ.
ચોસઠ બેનો આવી રંભા કે, હાસ વિલાસમાં રે  લોલ. ૧૨
દેવી સોળ ધરી શણગાર કે, ગરબો ગાયછે રે  લોલ.
રૂમઝુમ ઝાંઝરનો ઝમકાર કે, થેઈ થેઈ થાય છે રે  લોલ. ૧૩
ઓપે આભ્રણ નવરંગ સાર કે, કસબી કોરનાં રે  લોલ.
ચરણા ચોળી ચળકે અપાર કે, રેશમ દોરના રે  લોલ. ૧૪
વાજાં વાજે સોંડશ વીશ કે, ધુન ગગને ગઈ રે  લોલ.
મોહ્યા હરી બ્રહ્માને ઈશ કે, તે આવ્યા વહી રે  લોલ. ૧૫
દેવનો અધિપતિ ઈંદ્ર કે, આવ્યો તે ઘડી રે  લોલ.
એરાવત જે હસ્તિ ગજેંદ્ર કે, તે ઉપર ચડી રે  લોલ. ૧૬
મુનીવર જપ તપ મુકી તેહ કે, આવ્યા પાંસરા રે  લોલ.
દેશ પતિ પણ ધારી સ્નેહ કે, ત્યાંથી પરવરયાં રે  લોલ. ૧૭
કાકરેજી દે આદરમાંન કે, ભગ્રે સહુ આવીયાં રે  લોલ.
આપ્યાં બવીંગ સોપારી પાન કે પુષ્પે વધાવીયાં રે  લોલ. ૧૮
એના સ્થાનકની રચનાય કે, મનમાં પેખાએ રે  લોલ.
ચક્ષુ દેવતણાં જો થાય કે, પ્રત્યક્ષ દેખાએ રે  લોલ. ૧૯
કહીયે દેવ તેત્રીશ કોડ કે, ત્યાં આવી વળી રે  લોલ.
કાકરેજી મસ્તક મોડ કે, મેળો સહુ મળી રે  લોલ. ૨૦
શિવજી વેચે છે પ્રસાદ કે, જે કૈલાસપતી રે  લોલ.
બ્રહ્મા દેછે આશિરવાદ કે, મુનીવર મહામતી રે  લોલ. ૨૧
શ્રીફળ આપ્યાં વઈકુંઠ નાથ કે, મહીમા વધારીયાં રે  લોલ.
હરખ્યા સુરનર મુનીવર સાથ કે, સ્થાનક સધાવીયાં રે  લોલ. ૨૨
રંગ ભેર રાસ રમ્યાં નવરાત કે, ગરબા ગાઈ ઘણા રે  લોલ.
કીધા ભોગ નાના વીધ ભાત કે, તેમાં નહીં મણા રે  લોલ. ૨૩
અરસ પરસ થયા વિદાય કે, આનંદ ઘણો કરી રે  લોલ.
શ્રીફળ વસ્ત્ર સહુને અપાય કે, કહે કાકરેશ્વરી રે  લોલ. ૨૪

અમે આજ થયાંપ્રસન કે, એવું ઓચરયાં રે લોલ.
ચઇતર ચતુર દશીને દન કે. દેઉછું નોતરા રે લોલ. ૨૫
ત્યારે દેવ સઉકો સાથ કે, રળીઆત થયાં રે લોલ.
વચન દેઇને જમણો હાથ કે, સઉ ત્યાં થકી ગયા રે લોલ. ૨૬
ભાદરવા સુદીને વિજ્યા કે, ચઇતર ચતુરદશી રે લોલ.
તે ત્રણ તિથી વસી કવિતાય કે, જે મનમાં વશી રે લોલ. ૨૭
તે ત્રણ તિથિ દિવશે બહુ મહિમાય કે, દરશન કરે સહુ રે લોલ.
મનના મનોરથ પુરણ થાય કે, પામે સુખ બહુ રે લોલ. ૨૮
આઠમ ચઉદશને રવિવાર કે, પુજા કીજીએ રે લોલ.
દોલત ખરચી દેવી દરબાર કે, રિદ્ધ સિદ્ધ લીજીએ રે લોલ. ૨૯
એવું જાણી વરણ અઢાર કે, સહુ સેવા કરો રે લોલ.
કવિ જન કેહે છે વારંમવાર કે, ભવસાગર તરો રે લોલ ૩૦
નાગર દલપતની છોહાય કે, આઇ વાસો વસ્યાં રે લોલ.

## છંદ વક્રાંગીની (ચોપાઇ.) નો.

ગુણપતી લાગુ તમને પાય, વાણી દીયો શારદા માય,
કરજોડી અક્ષરનો ઉપાય, વીરાણું વશીયાં છો સિંહવાહની રે.
તારી શોભા કહું કરજોડ, માજી પૂરો મનના કોડ, મારા મનતણોઝકોળ વી.
તારી શોભાનો નહી પાર, તેના વર્ણન કેઇપેરે થાય, માતું મોટીછો જગમાં વી.
માહા પરવત મોટી કૈયે, તેમાં કેમ કરીને રહીયે, કરજો વીઘ્ન મા દુર વી.
પેરયાં પીતાંબરને પટકુળ, ચરણામોળીછે રંગચોળ, માથે મુગટ મણીમોર વી.
કાને કુંડલનો ઝળકાર, કંઠે મુગતા ફળનો હાર, તેમાં એકદાણીયાનીહારવી.
તુળશી ઝરમરનીછે જોડ, અલકુમણુને નાકેમોર, માને ટીલડીતપેં કપોળ વી.
બાંયાબાજુબધ બેરખાય માસુખજોતાં મનહરખાય મા રમેછે સહુ શરખાં વી.
કકણ ચુડી પેરી સાર, તેમાં હીરાજડયા અપાર, પેરી અંગોઠી અમુલ્ય વી.
કાંબીકડલાંનો ઠણુણાટ, તેમાં ઘુઘરાકરેછે નાદ, પેરયાં લંઘર તે અપાર વી.
વિંછીયાંવાજેછે અપાર, તેના નાદતણોનહી પાર, તેનો વર્ણવકેમજથાયવી.
તેતો મોટાં કીધાં કાજ, લીધો અમર ભાલો હાથ, માર્યા દૈત્ય નલાગીવાર વી.
માર્યોછે મહિષાસુર ભારી, હાથે લીધીછે કંટારી, માર્યો રકતબીજમાપાપીવી.
માતેં કોપ મનમાં ધારી, ચંડમુડનામ્યાછેતમારી, કીધી વાઘપર તેસ્વારી વી.
શર્યાં દેવદાનવનાં કાજ, રાખીભક્ત તણીતે લાજ, અમરઆવ્યાછે અપારવી.

બ્રહ્મા જોડી ઉભા હાથ, આવ્યાવિષ્નુગરૂડનેસાથ શિવઆવ્યાછેનીરાધારવી.
ત્યાં પુષ્પની વૃષ્ટી થાય, જોતાં જેજેકાર વરતાય, આવી ચોસઠ બેનુસંઘ વી.
અંબા આવ્યાંતેણીવાર, કાળી કરવાને ઉપકાર, માતુભાવતણો ભંડાર વી.
રોગ્રી શંદલ તેડીઆવ્યા, રોહણીચંદ્રસાથેઆવ્યાં આવ્યાં બોચરલાગીવાર વી.
લીધા મુકતાફળના થાળ, તે શોભાનો નાવે પાર, માંડયાંપાકસાસ્ત્રનાંકામવી.
તેનાં સુંરે કરૂ વખાણ, ભોજન ભાવધરીનેકીધાં ત્યાં જેજેશબ્દબોલાય વી.
દેવતા સર્વે તે ઘેરજાય, ગરૂડે ચડી પધારે રાએ, માજી ઉતારો ભવપાર વી.

## છંદ ભદ્રકાળીનો. (ચોપાઇ)

અખંડ વીલાસ ભદ્રકાળી તણોરે, ગાવા ઘણો આનંદ,
સરસ્વતીમા કીપા કરોરે, લંબોવર થાજો પ્રસંન, ભદ્રકાળીને ભાવેભજોરે
નવ દીન નવી લીલા માતની રે, એક મુખે તે કહીનવ જાય,
જેને અનુભવ છે એહનો રે, તે રસ કરણીકા કોય ગાય, ભ૦
બ્રહ્મા ભેદ નીરવાણમાં રે, તોયે ન પામે તે પાર,
મુઢ મતી હું શું વરણવું રે, કોણ મારો અધીકાર. ભ૦
કીપા કીપાળી કીજીયે રે, દીજે દરશન અંબે માત,
રૂડું આનંદ કં. પામતાં રે, હઇયે હરખ નવ માય. ભ૦
તાંનમાંહે નાચે તારૂણી રે, છંદમાહે તે માહા રસ ગાય,
આંખડલી પ્રત્ર લોચની રે, અમ્રત દ્રષ્ટીયે તે જોય. ભ૦
અટકારીછે તારી આંખડી રે, શુંદર મુખ જોતાં કમળ,
લટકે મોતી તે નાકનું રે, અધરોષ્ઠ ભરયા છે તંબોળ. ભ૦
હરખડીયેં હીરાજડયા રે, કરણે ઝાલ કરે ઝકોલ,
અંગો અંગે આભુક્ષણ ધરયાં રે, વસ્ત્ર પેર્યાં વિવિધ રંગ. ભ૦
કંચોકી કશણી કશી રે, વેણીછે તે નાગ વાશંગ,
ચુડો કનકનો કમકમે રે, તેમાં પોંચી કેરો અંખ. ભ૦
વીટીયે નંગ જડાવીયાં રે, તે તો અમ્રત દ્રષ્ટી નીહાળતાં રે,
વૈકુંઠનાથ વસ કીધલા રે, શંકર કરે તારી શેવ. ભ૦
દેવ બ્રહ્માદીક નાચતા રે, નારદ વાયે તુમર તાન,
ખગોળ ભુગોળ ગાજીયું રે, શશી સૂરજની તે જંન. ભ૦
તારા મંડલ ટપકી રહ્યાં રે, જોતાં સુખની ઉપજે રેલ,
રંગ ચંગે ડમરૂં ડમડમે રે, ધ્રીમ ધ્રીમ વાજે છે મ્રદંગ. ભ૦

ઝણ ગાજે ઝાંઝર નાદમાં રે, પ્રુંગ પુંગ વાજે છે મૃદંગ,
અખંડ ધામ લીલા રચી રે, તેમાં વળીછે રસની રેલ. ભ૦
ધરાણુણુ ધરતી ગાજતી રે, ધનનન ગાજે છે તે ઘોર,
રવી સ્થંભ થઇ રહ્યા રે, વીજળી કરેછે જમકાર. ભ૦
દશો દશે પડછંદા પડે રે, મુખે ભરચાં તંબોળ,
મછરાળી મદમાં ભરી રે, મતવાલી મુખથી ગાય. ભ૦
અટકારી તારી છે આંખડી રે, તારૂં રૂપ કોણે ન કળાય.
સિંહે ચડયાં તે શોભે ઘણું રે, ખડગ ખેટક ને ત્રિસૂલ. ભ૦
ખાંણુછે ઘંટાવર ધુરી રે, કરમાં ચંપક કેરાં ફુલ,
આરશી તો આંગળીયે બની રે, દરપણ લઇને તે મુખ જોય. ભ૦
બ્રહ્મા મોયા તે બ્રંહ્માડલગી રે, શશીયર ભુલ્યા છે તે શાંન,
અખંડ વીલાશ અંબાતણા રે, ગાવા તેણે કીધું મન ભ૦
દેવલોક તજીને દેવતા રે, આવ્યા ભદ્રકાળીને તે પાસ,
સરવે લીલા જોઇ કરી રે, મુનીવર ઘણું ચુકયાંછે ધ્યાન. ભ૦
એવી લીલાછે અંબાજીતણી રે, ત્યાંથી છે વલી નિરગુણ રૂપ,
અનુંભવમાં તે આવે નહી. રે, જેવું બ્રહ્મરૂપ દીશે સ્વરૂપ. ભ૦
તેની કણીકા તે કેમ લહુ રે, એનો વરણવ કોણીપર થાય,
શીવરામ દાસ ચરણ શેવતા રે, માજી મયા કરો નવરાત. ભદ્રકાળીને૦

## છંદ ઓખાનો (ચોપાઇ.)

ગુણપત લાગુ તમને પાય, વાણી દો શારદા માય,
ગુણ ગાવાની ઇછાથાય, ઓખા એકલડી રંગમોલમાં રે.
ઉજ્યાં ઉમીયાજીને અંગ, ઓખા રૂપાળાં બહુરંગ, બેઠાં પારવતીને સંગ એ.
શિવજી તપ કરે અપાર, નારદ આવ્યા તેની પાસ, ઉમીયાજી નથી કેલાશએ.
શિવજી આવ્યાછેકેલાશ, દ્વારે બેઠાંછે નાનાં બાળ, તેતો જુધકરે અપાર એ.
ત્યારે મનમાંકોપ્યાઇશ, છેદ્યુ બાળક કેરૂં શીશ, મંદીરમાં પધાર્યા ઇશ એ.
ઉમીયાજીને ચડ્યાછે રીશ, લાવો બાળક કેરૂ શીશ ત્યારેઅનુચર મેલ્યાઇશએ
અનુચરલેને આવ્યોશિશ તારે રીઝ મનમાં ઇશ, શિવે જોયુ મોટુશિશએ.
ગુણપતી ઉઠીનમાવેશિશ એને ઉમીયા દેઆશીશ, તમારા પુજાકરે જગદીશ
દૈત તપમાંડયું અપાર, તેને તુઠયાદીના નાથ, એને આપ્યુ ચકવે રાજ
બાણાશુર પુછે વારમ વારમ, સ્વામી આપોનેબાળ શિવે પુત્રિ આપીશાર એ.
પુત્રિ દીધેઅક્રેમળ સાર, દૈતનો ઉતારશેઇ ભાર, ત્યાંશિવબોલ્યા સાર એ.

તેનું ઓખા ધર્યું નામ, એને રેવાઆપ્યુધામ તેના ચરીત્ર લીખુનામ એ.
વિધાતા રહી ઓખાની પાસ, બે બેનુ રહી સંઘાત, વળતી ઓખા બોલી વાત
સ્વપનામાં દીઠોછે નાથ, જાણુ ઝાલીપરણ્યાહાથ રસીયો રંગીલો મારોનાથ
વિધાતા કેછે વારમ વાર, તુંને લખા દેખાડુશાર ગોતીલે તારોભરથાર એ.
ઓખા કેછે વિધાતાને વાત, આમાં નથીમારોનાથ, સ્વપનેકીધીમુનેવાત એ.
લખ્યાં જાદવ કુળનાં નામ, ઓખાકેઆમુજભરથાર આણી આપો મુને સાર.
ઓખા કે વિધાત્રીને વાત. આણી આપો મરોનાથ, તતક્ષણ શોપોમુજનેહાથ
પછી થઇ ઉડી આકાશ, એવી અનીરૂધકેરે વાશ હીંડોળોલેવાનીછે આશ.
અનીરૂધ કીધો પોતે હાથ, મેલ્યો ગોમતીજીનોઘાટ ઘેર ઓખાજુવેછે વાટ.
ઘેર પધાર્યા ક્રષ્ણના તન, ઓખાપામી મનઆનંદ ધનઆજનો ઉગ્યોદીન..
ભલે પધાર્યા મારે ઘેર, કુરબળઉરપ કીધી મેર, કરશું દૈતની સાથે વેર.
ત્રિધાત્રા કેછે વારમ વાર, મુજજાવાદીયો નીરધાર, શુખ ભોગવો નરનેનાર
બારીયે બેઠાં ચતુરશુજાણ, તેથીથયુછેખાણુનેજાણ તેણે મોકલ્યોપ્રધાન એ
કોભાંડ કેછે વારમ વાર, કયાંથીઆવ્યોનાનોબાળ અનીરૂધે ભોગળ લીધી.
કંથને હાથે ઝાલે નાર, સ્વામીતમેમજાશો બાર એછે દૈતણા હોકાર એ.
દૈત અતીશેં કોપ્યા મન, આવ્યોજાદવો નોતન, મોલે ઓખાકરે રૂદન.
નારદ દ્વારામતીયે જાય, જાદવકુળ નબળું થાય, તેણે બાંધ્યોતમારોબાળ.
ક્રષ્ણને આવતાં નલાગીવાર જુદ્ધ કરેછેઅપરમપાર, શિવજી પોઠીડે અસ્વાર.
હરી હર કોપ્યા તેણીવાર, પ્રથિવ ધ્રુજે હાહાકાર, બ્રહ્મા આવ્યા તેની પાસ.
બ્રહ્મા જોડી ઉભા હાથ, વિનતીસાંભળોદીનાનાથ પુત્રિ પુત્ર પરણાવો સાર.
હરીહર શમઝાતેણીવાર. પ્રીતપરણાવ્યાંબેબાળ, દેવગયા પોતાનેદ્વાર એ.
જુગમાં વરત્યો જે જેકાર, આનંદપામ્યાં નરનેનાર કરશન કેછે વારમ વાર.

### છંદ ગોરમાનો.

ગોરમા ગુણપતી લાગુ પાય કે, વિધાતાને વિનવું રે લોલ. ૧
ગો. વાણીનાં દાતાર કે, શરણ તમારે છઉ રે. લોલ. ૨
ગો. વરડો સ્યો ભરથાર કે, આપ્યો મુજને રે. લોલ. ૩
ગો. ધિક કીધો અવતાર કે, શું કહું તુજને રે. લોલ. ૪
ગો. બાપે જોયું દ્રવ્ય કે, માયે ઘરેણું જોયું રે. લોલ. ૫
ગો. માનો સરીયો અર્થ કે, મારૂં સરવે ખોયું રે. લોલ. ૬
ગો. દ્રવ્યમાં મેલું આગ કે, ઘરેણું ખોળ્યું કરૂં રે. લોલ. ૭
ગો. કાઇ નવ સરીયો અર્થ કે, તેને હું શું કરૂં રે. લોલ. ૮

ગો. મુને વરષ થયાં સોળ કે, પિયુને એંસી થયાં રે. લોલ. ૯
ગો. મારા કાળા કેશ કે, પિયુના ધોળા થયા રે. લોલ. ૧૦
ગો. હું થઇ ચડ તે વેશ કે, પિયુનો કામ ટળ્યો રે. લોલ. ૧૧
ગો. હું છઉં નાની બાળ કે, પિયુ ઘરડો થયો રે. લોલ. ૧૨
ગો. ડીઠે પડે છે ફાળ કે, મુરખ મુંડીયો રે. લોલ. ૧૩
ગો. અણુસજું એનો બાપ કે, મા એની પાપણી રે. લોલ. ૧૪
ગો. સંસાર કીધો શાપ કે, સેજ કીધી શાપણી રે. લોલ. ૧૫
ગો. રજની રમવા આવું કે, આંજી આંખડી રે. લોલ. ૧૬
ગો. મેર કીધી માહારાજ કે, કર ગ્રહી લાકડી રે. લોલ. ૧૭
ગો. નવરાત્રિના દિન કે, ઘણું શોભામણા રે. લોલ. ૧૮
ગો. દુરબળ જેનો કંથ કે, તેને સ્યા કામનો રે. લોલ. ૧૯
ગો. શિયાળાની રાત કે, શરદ શોભામણી રે. લોલ. ૨૦
ગો. વૃદ્ધ પિયુની જાત કે, દીસે બીહામણી રે. લોલ. ૨૧
ગો. શરદ પુનમની રાત કે, શરદ શોભામણા રે. લોલ. ૨૨
ગો. શરખે શરખી જોડ કે, રમે તેવ તેવતેવડી રે. લોલ. ૨૩
ગો. સહુને મન હુલાસ કે, મારે મન ચિંત્યા ઘણીરે. લોલ. ૨૪
ગો. મદમાતા નર દેખું કે, ત્યાં મારૂં મન ડગે રે. લોલ. ૨૫
ગો. જન્મતાં નદીધીફાંશી કે, વિખ દઇ નમારતીરે. લોલ. ૨૬
ગો. કોક સાથે કરૂં વાત કે, માએની મારતી રે. લોલ. ૨૭
ગો. પિયુજી આવે ઘેર કે, હું ભમતી ફરૂં રે. લોલ. ૨૮
ગો. લાવે કાંઇ કાંઇ વસ્તુ કે, તેને હું શું કરૂં રે. લોલ. ૨૯
ગો. મોઢે પડેછે લાળ કે, આંખે પાણી ઝરે રે. લોલ. ૩૦
ગો. ડીઠે પડેછે ફાળ કે, તન મારૂં બળે રે. લોલ. ૩૧
ગો. સ્વાશ ઉધરસને પીડ કે, પિયુ ઊંધો સુવે રે. લોલ. ૩૨
ગો. કીટ પતંગનો ભડકો કે, તે તો કેમ સમે રે. લોલ. ૩૩
ગો. પિયુ બોલે જેમ તેમ કે, તે તો મને નવગમે રે. લોલ. ૩૪
ગો. મારૂં થયું જોબન કે, પિયુનું કામ ટળ્યું રે. લોલ. ૩૫
ગો. જેનો જોબન કંથ કે, પુન્ય કીધાં ઘણાં રે. લોલ. ૩૬
ગો. શિવપુજ્યા જેણે સત્ય કે, પાંમી જોબન ધણીરે. લોલ. ૩૭
ગો. કીધું પુરણ પાપ કે, વૃધ પિયુ મળ્યો રે. લોલ. ૩૮
ગો. મનમાં મોટી હામ કે, હાલરડાની હોંશ ઘણીરે. લોલ. ૩૯

ગો. એક નચડીયો માશ કે, અધરણીની આખડીરે. લોલ. ૪૦
ગો. જેનાં મોટાં ભાગ્ય કે, પુત્ર રમે પારણે રે. લોલ. ૪૧
ગો. જેનાં મોટાં અભાગ્ય કે, પુત્ર નહી બારણે રે. લોલ. ૪૨
ગો. દેજો કામી કંથ કે, શિવ ત્રિપુરા ધણી રે, લોલ. ૪૩
ગો. દુઃખનાં ઉગાં ઝાડ કે, સુખ નવ પાલવે રે, લોલ. ૪૪
ગો. સુઃખ નવ પામી એક કે, દુઃખ બહુભાતનાં રે. લોલ. ૪૫
ગો. હામન પોહોતી એક કે, સ્ત્રીની જાતની રે. લોલ. ૪૬
ગો. વિનતિ કરૂં છું એક કે, માજી સાંભળો રે. લોલ. ૪૭
ગો. સહુને દેજો જોડ કે, માત કરૂંણા કરી રે. લોલ. ૪૮
ગો. સહુને મન દિવાળી કે, મારે મન હુતાશની રે. લોલ. ૪૯
ગો. વિનતિ કરૂં છું એક કે, માજી શાંભળો રે. લોલ. ૫૦
ગો. કાંમી દેજો કંથ કે, તે ભર પાલવે રે. લોલ. ૫૧
ગો. હવે તો મરવું સત્ય કે, જીવીને હું શું કરૂં રે લોલ. ૫૨
ગો. કરજોડી લાગુ પાર કે, શિવ ભવ તારજો રે. લોલ. ૫૩
ગો. મારા સરખા જોડ કે, કેને નવ આપજો રે. લોલ. ૫૪
ગો. લખ્યા વિધાતા લેખ કે, શું કહુ તુજને રે. લોલ. ૫૫
ગો. તમને લાગે પાય કે, દુઃખ તેનાં બળે રે. લોલ. ૫૬
ગો. કહેછે વલ્લભદાસ કે, ચરણે રાખજો રે. લોલ. ૫૭

## છંદ મુંબાદેવી તથા મુંબઇની પંચતિરથીનો.

સુરૂ ગુણપતીને નિત્ય પાય લાગીયેરે લો. સુદ્ધબુદ્ધવાણી તુજપાસે માગીયેરેલો.
આઉ મુંબાના ગુણતે પ્રીતે કરા રે લો. માજી આગળશોભેછે સર્વે દેવતારેલો.
દેશાદેશના આવીને માને શેવતારે લો. ગુણપતી હનુમાન શિવ પાસછેરે લો.
ત્યાં ઇંદ્રાણી દેવીનો વાશછે રે લો. સામા મોરલીમનોહર બીરાજતારેલો.
જગનનાથજીતે ત્યાંય બીરાજતા રે લો. બાહારકોટ કોટનાંતે માનવીનમેરેલો.
ભુલેશ્વરની શોભા તે સહુને ગમે રે લો. શ્રાવણમાસની પૂજાજોઇ મનહીસેરે
શહેરી આવી સર્વે તે જોવા મળી રે લો. તેની આશાપૂરે ત્રિપુરા ધણી રે લો.
વલ્લભ વંસનાં સ્વરૂપ ત્યાં શોભતારે. બાળકૃષ્ણજીને બહુ વિધશેવતારે લો.
મદનમોહનની શેવા ઘણીખનીરે લો. તેનાં દરશન આવેછે સરવેમાનવીરેલો.
રામચંદ્રજી બિરાજે મોટા ચોકમાંરે લો. બ્રહ્મા શાવંત્રિ આવીબેઠાં ગોખમાંરે.
પંચમુખો હનુમાન તીયાંગાજતારે લો. શામા શનીશ્ચરદેવતા બીરાજતારેલો.

બાબુલનાથ ટેકરી ઉપર શોભતારે લો. તીયાં બ્રહ્મણો બહુવીધ સેવતારે લો.
સામા રત્નાગર સાગર ગાજતારે લો. ત્યાં લેહેરના રંગ માંહીલાગતારે લો.
વાલકેશ્વરમાં ગંગાજી સ્નાન કરીરે લો. જનમો જન્મનાં પ્રાશ્ચિત જાયબળીરે.
મહાલક્ષ્મીજીને કરૂ છું એકવિનતિરેલો. મારી આશાપુરીને અંબાજી સતીરે.
માનકેશ્વર મહાદેવની મેરછે ઘણીરે લો. ત્યાં હીંગળાજ માતાનું સ્થાનછેરે.
વાઘેશ્વરી દેવીને પુજીએ નમીરે લો. મારી આશાપુરીને કાળકાસતીરે લો.
સર્વ દેવના સ્વરૂપને પુજા કરીરે લો. વિઠલવાડી મધ્યે દ્વારકાંનાથજીરે લો.
ત્યાં ગુનપતી હનુમાન શિવગાજતારેલો. વિઠુબાનાં દરશન થાય ભાવતાંરે.
એક મોકળીને મધ્ય ગરબી ધરીરે લો. કીધા ધ્રતનાં દિપક કોડીયાં ભરીરે.
ગુમળી બ્રાહ્મણો ઉપર કૃપા કરીરે લો. માના ગુણ ગાયેછે વળીવળીરે લો.
તાળી પાડેને અંગમરડે ઘણુંરે લો. શોભે આગણું અતીશે માજીતણુ રે.
ઠમકે વાજેછે ઘુઘરા પાયનારેલો. છંદ ગાયછે છત્રીશ રાગનારે લો.
વિપ્ર વાલજી વાણી કહે ચરણે નમીરેલો. માજી સેવકને રાખે સદા સુખીરેલો.
જે કોઇ શીખે સુણેને ગાયછેરે લો. તેનાં પ્રાશ્ચિત પરલે થાયછેરે લોલ.

## છંદો ચંડિપાઠ રહષ્ય શિખેના.

### છંદ બ્રહ્મકવચનો.

નમું નમું હું અંબે આજ, નવદુરગા ચંડિ;
મારા સરસે હાનીશ કાજ, દુઃખ નાખો ખંડી. ટેક.
(ધ્યાન) ચરણ કમળનું ધ્યાન ધરેછે, હરી હરને બ્રહ્માય રે;
માર્ગ ગ્રહે જળ અગ્ની શત્રુથી, રક્ષા કરે મહંમાય ન૦ ૧
(કવચ) એક સમે બ્રહ્માજી પ્રત્યે, પ્રશ્ન કરયું માર્કંડેય રે;
ગુહ્યમાં ગુહ્ય પિતાજી કહીએ, રક્ષણ આલોક સહુ થાય. ન૦ ૨
ત્યારે બ્રહ્માજી માર્કંડ પ્રત્યે, બોલ્યા અમ્રત વચન રે;
પ્રાણી માત્રને દેવી ચરીત્ર આ, પવીત્ર થાયે પ્રસંન. ન૦ ૩
ગુહ્ય કવચ આ સાંભળો, મુની ધરી એક ચિત ધ્યાન રે;
દેવીયોનાં નામજ કહુછું, સાંભળે થાય સનમાન. ન૦ ૪

પ્રથમ પહેલી શૈલ પુત્રિને, નમન કરૂં આવાર રે;
બીજી બ્રહ્મચારણી કહીએ, ચંદ્રઘંટા ત્રિજી સાર. ન૦ ૫
ચોથી છે કુષ્માંડા દેવી, પાંચમી સ્કંદ માતા રે;
છઠ્ઠી કાત્યાયની ખરીછે, કાળરાત્રી સપ્તમી ગાતા. ન૦ ૬
આઠમી મહાગૌરી સોહીએ, નવમી સિદ્ધિ કહેતા રે;
નવદુર્ગાને નમન કરીએ, બ્રહ્મા મુનીને કહેતા. ન૦ ૭
અગ્નીમાં બળતા ઉગારે, શત્રુઓને બહુ ઘેરે રે;
વિષદુર્ગા સ્થાનકને ઘેરે એવો જીવ જાય દેવી ડેરે. ન૦ ૮
રણ સંકટ કાંઇએ નવ આવે, નાશ અશુભ સઊ જાય રે;
આપત્તિ શોક દુઃખ ભય કાપે, માજી સ્મરણથી સિદ્ધ થાયરે ન૦ ૯
ચામુંડા પ્રેત ઉપર બેઠાં, મહિષ ઉપર વારાહી રે;
ઇંદ્રાણી હસ્તી ઉપર બેઠાં, વૈષ્નવી ગરૂડ સાહી. ન૦ ૧૦
માહેશ્વરી વૃષભ ઉપર, મોર ઉપર છે કૌમારી રે;
આભુક્ષણ સોભાય માન એવી, બ્રંહ્મ હંશ ઊપર સારી. ન૦ ૧૧
લક્ષમીજી પદ્મનુ આસન, પદ્મ હસ્ત મા ગ્રહ્યું છે રે;
દેવી જે લક્ષમી વિષ્નુને મન, પ્રિયથી મન હસ્યું છે. ન૦ ૧૨
શ્વેત રૂપ ધરીને ઇશ્વરી, વૃષભ ઉપર બેઠાં રે;
એ માતાઓ સર્વે યોગે કરી, એકઠાં થઈ બેઠાં. ન૦ ૧૩
નાના પ્રકારે આભુષણ સહુને, રત્ન વડે શોભીતા રે;
અષ્ટ મોતીના દીવ્ય હારોએ, અતીછે ઓપીતા. ન૦ ૧૪
ઇંદ્ર નિલમણી માહાનીલ મણી, પદ્મરાગ મણી શોભે રે;
દેવી ક્રોધ યુકત રથમાં બેસી, દેવીઓમાંથી મન લોભે. ન૦ ૧૫
અજીતા રક્ષા વામ પાસે, દક્ષણ પાસે અપરાજીતા રે;
શીખા વિશે ઉદ્યોતિની રક્ષા, ઉમા દેવી મસ્તકે બિરાજે. ન૦ ૧૬
માલા ધરી લલાટે છાજે, ભ્રગુટીએ યશસ્વીની રે,
ભ્રગુટી મધ્યે ત્રિનેત્રા છો, યમઘંટા નાશીકાની. ન૦ ૧૭
ચક્ષુ મધ્યે રક્ષા કરોછો, શંખીની દેવી આજે રે;
દ્વારવાસીની શ્રોતજ મધ્યે, કપોળે કાલીકા છાજે. ન૦ ૧૮
કર્ણ મુખે શંકરી બેઠાં, સુગંધ નાસિકાયે રે;
ઊર્ધ્વરોષ્ટ એ ચરચિકા દેવી, અમ્રત કળા અર્ધઓષ્ટે. ન૦ ૧૯
સંરસ્વતી જીહવાએ વસીએ, દાંત વિશે કૌમારી રે;

ચંડિકા બેઠાછે કંઠે, ઘાંટીએ ચિત્ર ઘંટા સારી. નં ૨૦
તાલુકે મહામાયા બિરાજે, ચિબુકે કામાક્ષા દેવી રે;
સરવ મંગળા વાંણીએ બોલે, હુવી વાંણી લેવી. નં ૨૧
ધનુર્ધરી પૃષ્ટ વંશે બેઠી, નીલગ્રીવા વાંસે દીસે રે;
કંઠની નલીકાનુ રક્ષણ, નલકુબરી ત્યાં હીસે. નં ૨૨
બે સ્કંધનું રક્ષણ કરજો, ખડગધારાણી માતા રે;
વજ્રધારણી બાહુ મધ્યે, રહી કરે સુખ શાતા. નં ૨૩
હસ્ત વિશે દંડીની મહ્યા, આંગળીઓએ અંબિકા રે;
સુલેશ્વરી નખોએ બેઠાં, નલેશ્વરી બે કુખે. નં ૨૪
કરનારી ક્ષય મનના શોકને, માહાદેવી સ્તન વિશે રે;
રૃદયે લલીતા દેવી છે, શુલધારણી છે ઉદરે. નં ૨૫
યોગિની નાભીએ વશિયાં, ગુહ્યેશ્વરી ગુહ્યસ્થાને;
ભુવના ને મેઢ્રને વિશે, ગુદય મહિષ વાહીની નં ૨૬
કટી મધ્યે ભગવતી બિરાજે, વિંધ્યવાસીની ઞાનુએ રે;
મહાબલા ઝંઘાએ દીસો, વિનાયકી જાનું મધ્યે. નં ૨૭
નારસિંહી ગુલ્ફએ બેસો, અજીતો પાદ પૃષ્ટે રે;
પાદુકાની આંગલી બેઠી, શ્રીધરી છે દ્રસ્ટે. નં ૨૮
સ્થલવાશીની પગની તળીએ, કાશળીની ડંડ વિશે રે;
ઉર્ધ્વકેશીની કેસે છાજે, કૌબેરી રોમ વિશે. નં ૨૯
ત્વચાએ વાઘેશ્વરી દીસે, રકત રૃધીર મજ્જાએ રે;
અંતર ત્વચા વસ્યાં જીણી નસો મા, માંસ અસ્તી મધ્યે. નં ૩૦
અંતરાંતર સર્વ ત્વચાએ, સર્વે પારવતી દેવી રે;
આંતરડાં માં કાલરાત્રી છે, પિતે મુકુટેશ્વરી દેવી. નં ૩૧
પદ્માવતી પદ્મકોસે બેઠી, ચુડામણી કફ વિશે રે;
જ્વાળામુખી નસો જાળમાં, રક્ષણ કરતા હિસે. નં ૩૨
સર્વ સુંધિને અભેદ્યા દેવી, શુક્રને બ્રહ્માણિ છાજે રે;
છાયા કરેછે છત્રેશ્વરી મા, દુનીયામાં સર્વે ગાજે. નં ૩૩
અહંકાર મન બુદ્ધિએ મા, ધર્મધારિણી સાચી રે;
પ્રાંણ, પાંન, વ્યાન, ઉદાંન, સમાનમાં, વજ્રહસ્તા ત્યાં રાચી. નં ૩૪
રસ, રૃપ, ગંધ, શબ્દ, સ્પર્સ મા, યોગની રક્ષા કરજો રે;
સત્વ, રજ, તમ, નિરંતરથી, નારાયણી મન ધરજો. નં ૩૫

રક્ષણુ કરજો આયુંષને મા, વારાહી વર દઇને રે;
મારા ધર્મને રક્ષણુ કરજો, વૈષ્નવી આવી રહિને. નં૦ ૩૬
યસ, કિરત્તિ, લક્ષ્મી નીરંતર, આપો આજે હમને રે;
સરવે માત્રિકા રક્ષણુ કરજો, પાએ નમીએ તમને. નં૦ ૩૭
મારા ગોત્રને ઇંદ્રાણી મા, રક્ષણુ કરજો અપાર રે;
માહા પસુને ચંડિકા દેવી, અંબિકા કરજો સાર. નં૦ ૩૮
મારા પુત્રને મહાલક્ષ્મીજી, આવી રક્ષા કરજો રે;
મારી સ્ત્રીને ભૈરવી રક્ષક, દેહના દુખડાં હરજો. નં૦ ૩૯
ધનેશ્વરી મારા ધન વિશે, રક્ષા કરજો તમે આવી રે;
કૌમારી કન્યાને રક્ષા કરજો, ઉમંગ લાવી. નં૦ ૪૦
સુપથા દેવી પંથને વિશે, સહાય કરો હમારી રે;
ક્ષેમંકરી માર્ગ મધ્યે, રક્ષા કરોને સારી. નં૦ ૪૧
રાજદ્વારે મહાલક્ષ્મી મા, રક્ષા કરોને આજે રે;
સરવે ઠેકાણુ મહેર કરજો, વિજીયા દેવી ગાજે. નં૦ ૪૨
સરવે દેવીયો મળીને આજે, હમેશ રક્ષણુ કરજો રે;
કવચ હું આ પવીત્ર દીસે, કરેલું પાપજ હરજો. નં૦ ૪૩
હરનીશ જે મન જપે પ્રાણી, મનવાંછીત ફળ દેછે રે;
બ્રહ્માજી માર્કંડ મુનીને, આ રહસ્ય ગુહ્ય કહે છે. નં૦ ૪૪
માર્કંડ મુની તારી શકતીથી, આ ચરીત્ર હું કહુછું રે,
માતાજીની રક્ષા અતિછે, એ સ્થાનક મન લહુછું નં૦ ૪૫

## છંદ ચંડિપાઠ કવચ પેહેલાંનો.

સુરથ નામેતી એક મહિપાલરે, અંબિકા આનંદી.
મહિ શુંદરીને કંઠ મણી માળરે અં. યવનભુપે તે આવી લીધુરાજરે અં.
મંત્રિ જહાં મલ્યો તે લોભકાજરે અં. ભાગો ઘોડેચડી ભુપાલરે. અં.
વંન વિકટકને માહા વિકાળરે. અં. મુની મેધાને આશ્રમે આવ્યારે અં.
ભાવ દેખીને સહુને ભાવેરે. અં. મૃગ સંગેતી કેસરી રમેરે. અં.
મોર ભુજંગની સાથે ભમેરે. અં. રાજચિંતા કરે તે મનમાંહેરે. અં.
દેશ ખોયોને થયો ઉદાશરે. અં. ધન માહારૂંને શત્રુ ભોગવે રે. અં.
કીડી સંચરે ને તેતર ભોગવેરે. અં. ધન મારૂંને ધણી કોકથાયરે. અં.
વૃક્ષ વાવ્યુંને ફળ કોક ખાયરે. અં. તે સમે જાણીને વિશ્રામ રે. અં.

વૈષ્ય આવ્યો સમાધીને નામેરે. અં. પુછું ભુપે આવ્યાછો કોણકામરેઅં.
કોણછો નામેને કોણછો ઠામેરે. અં. ચિતમાં ચિતા તમારે દારોરે. અં.
દુખા લાગો છો મનની રીશરે. અં. પછી વૈશ કહે શાંભળોની રાજરેઅં.
નારી સંતાને કહાડી મુકયોરે. અં. દુખે દુખ્યોને કમાઈ ચુકોરે અં.
મધ માંખી ધસે જેમ હાથ રે. અં. વૈશ ભુપ ગયો મુની પાસરે. અં.
હાથ જોડીને અરજ કરે દાસરે. અં. મંત્રિ ખુટીને લુટી લીધોરે. અં.
લાજ વાણીાને રાજવોણો કીધોરે. અં. તોએ મંમતા નથાએ ગળગીરે અં.
પુત્ર મીત્રમાં માયા વળગીરે. અં. તેનું કારણ કોહોને મુની રાયેરે અં.
મોહ મનનો સમુરોજાઅરે. અં. મુની વંદે માઆ બળવાનરે. અં.
જેને વંદે સદા ગીરવાણરે. અં. પંડિત કોયન પામે એનો કેડોરેઅં.
માએ નાખ્યો અંધાર પછેડોરે. અં. માયા ફંદેપડ્યાં જગ લોકરે. અં.
તેણે છુટે નહીં ચિત્તનો શોકરે અં. થયા મધુકેટભ બે ભાયું રે. અં.
કરવા વિષ્ણુ સાથે લડાઈરે અં. નિદ્રારૂપે નારાયણ મોહોયારે. અં.
પરવશ ફસાંણા મુંકુંદરે. અં. થયું પંકજ નારાયણ નામરે. અં.
તેમાં પ્રગટ્યા બ્રહ્મા અરૂણનામરે અં. બ્રહ્મા માયાને ચરણે લાગીરે. અં.
સ્તુસ્તી કરવા લાગા અનુરાગીરે. અં. જુગદંબાતી જનારજન હારીરે અં.
ત્રિપૂરાશુંદરીને ત્રૈલોક વિહારીરે. અં. દુઃખભંજનીને દારીદ્ર ગંજનીરેઅં.
શિવ રંજનીને માત નીરંજનારે. અં. સિંહવાહનીને દાંનવદાહનીરે. અં..
પ્રબલવાહનીને પુરાંણ અવધારણીરેઅં. નિદ્રા રૂપે નારાયણ મોહયારે. અં.
શેસ પરજંગ ઉપર શોયારે અં. સ્તુસ્તી સાંભળીને તુષ્ટથયા મનરેઅં.
વિશ્નુ નેત્રમુકાં તે સાક્ષાતરે. અં. જાગ્યા વિષ્નુ થયા સાવધાનરે અં.
જુદ્ધ કરવા માંડયું બળવાનરે. અં. ગોઠણ ગદદાને મુઠીયું મારે રે અં.
કોઈ નવ જીતેને કોઈ નવ હારેરે. અં. સિથલ વિષ્નુ થયા સંગ્રામરે. અં.
દેવી પ્રગટ્યાં તે દેવને કાજરે. અં. મધુકૈટભને મોહન લાગ્યુંરે. અં.
મૃત્યુ વિષ્નુને હાથે માગ્યુંરે. અ શકિત આવી બેઠી ભુજા ડંડેરે. અં.
અસુર માર્યા ઘણા પડછંદેરે. અં. દીધું દરશંન આદભવાનીરે. અં.
બ્રહ્મા માયાને ચરણે લાગીરે. અં, દેવ કારજ ધર્યો અવતારરે. અં.
આદ શકિત તે જકત આધારરે. અં. દાસ બાંતે ને રણછોડરાયરે. અ.
માતા અંબિકાજી થાજો સાહેરે, અંબિકા આનંદી.



## છંદ ચંડિપાઠ કવચ બીજાનો.

મહિષાસુર દાનવપતી સુરમાંનવ દુખદાય
માહા પ્રબળ દળ આવીયો ઇંદ્રરાય ઇચ્છાય.

છંદ.

મહિષ નામે અસુરનો ભુપતીરે, ઇંદ્ર પદવી લેવાને ચલાવીમતી રે.
દેવ ભાગી બ્રહ્માની પાસે ગયારે, રાજ કાજ ગયું લાજહીણા થયા રે.
દેવ મંડળી મહેશ પાસે મળીરે, ક્રોધ કીધો વિશેષ વાત સાંભળીરે.
કોપ આટોપથી અંબિકાજી બાનારે, વિઘન સરવ શકલ દેવનાં હરવાં રે.
મુખ પંચ મુખથી કેશવ કાળયારે, કડી મધ્ય વાયુ શેજ અશુમાલથીરે.
ભુજા દંડ જુગલ ચત્રભુજ નિપાવ્યાંરે આવી ચરણ કમળ ભુરથી રવીઆમણાંરે
લેધા અતલશનો સુંદડી જરકશીરે, કમખો પેરી મોતીની અંખા કશકશીરે.
આછાં આભુક્ષણ રત્ન જડાવનારે, હીરા માણુકને હેમ ઘડાવનાં રે.
બાજુબંધ શોયે તે મોતી બોરડેરે, ગળે હાર બાંધ્યા મણી હેમદોરડે રે.
આપ્યા શસ્ત્ર અસ્ત્ર દેવ મોહપામીયારે સિંહ હીમગીરી આપીને દુઃખ વામીયાંરે
દેવીને દેખીને દેવ હોકારીયા રે, દુત દાનવનાં જોઇને પોકારીયા રે.
મહિષસાંભળીને આંગળી દાંતેડશીરે અજા કોણ ગત વાઘને સામી ધરી રે.
ચંડિ કોણછે બચારી બાપડી રે, સાંમી મંડ નડી તે ઘડી આપડી રે.
કડક ઝટક માહાદેવી શાંમજુંધશું રે, શેશ સરસરોને કમઠ પીઠ ધસમશ્ર રે.
વિર બંકા અટંકા ડાંખરા રે, વાજીતાને સાજીતા પાખરા રે.
ગજ અંગજની ઘંટ ઘણા ઘણેરે, રથ ચક્ર થકી શક ખુરી ઘણુઘણે રે.
આવો બાશકલ લોમ પગે હલહલીરે દેવ શંન્યા નિરખીને સહુ બલભરી રે
આવ્યો શીઘ્રઉદે ઉગ્ર વ્યગ્ર બોલતોરે અશી લોમ રોમ રોમ વ્યોમ લેખતો રે.
આવ્યો બિડાલતે કુંડાલ ફુલાલતોરે દૈત માહા હનુબાણુ ધનુષ ટોળતો રે.
કડાકુડ કદચટ કપંને આકલારે, ખટા સુટ હડાહુડ સુરા સુર ભલા રે.
દેવને રોકી રાકીને કર્યા વેગળારે માતા શનમુખ ધાયા તે જુદ્ધ આગળારે.
બાણુ વરસે તે જેમ મેઘની ઝડીરે ખાંડા જલહલે તિ જાણુ વિજળી પડીરે
ચક્ર ચલવેને ચોટ કરે ચોપથીરે. કડાં કડકડે કંટાર હણે કોપથી રે.
ચંડિ ઉપરે ભુશંડી નાખતારે, કાતીમારી છાતીથી લોહી ચાખતા રે.
ગદા તોમર ત્રિશૂળ પટા ફેરવે રે, મુઠી ઉઠી મારેને પવાડા કરે રે.
ચક્ર ચાલે ગતી વક્રઅણુ વકનુ રે તક શરખુ થઇ જાય શકવકનું રે.
વાઘને કુદડી ફેરાવે અસી પુછડીરે, બબા કોકેને તારદીએ મુછને રે.

માત ક્રોપીયાંને લોપીયાં ઉમંથીરે, જંગી ઝળકી રહ્યું અંગોઅંગથી રે.
સિંહ નખે ઝરડેને કરડે હાડકાંરે, પગે ઢરડે ઉતરડે શિશ ફાડકાં રે.
એક કોટચંડીગોટ અસુર ગંજીયારે હેઠો પટકી પટકીને કર્યા કટકા રે.
કરી કટકા કટકાને ભરે બટકાંરે, નરડી મરડી કરે શિશ આરજો રે.
પેટ ઉતરડી ઉતડી ખાય કાળજાંરે અલે દુષ્ટને મંઝાર જેમ કુકડા રે.
વિશવિઘ્ના ભરેછે માતા બુકડાંરે રથ વાજી હાથીને મુખ ઘાલીયા રે.
જેમ ફાકડા ભરેછે ધાણી દાળીયારે સૈન્ય મારૂં હુતાસ જથા ઘાસને રે.
કોક ભાગો ત્રિરસ્રાંત લઇ શાસનેરે સંન્યા થઇ ગઇ સોથાણ જુધ ભંગમાંરે
દેવી જીત્યાં રણછોડરાય જંગમાંરે.

### છંદ ચંડીપાઠ કવચ ત્રોજાનો.

#### દોહરો.

સૈન્ય મરાણું મહિષનું ને, થઓ તે હાહાકારઃ
ચાલ્યાં કાળી થાંભવા, આવ્યાં દલ સરદાર.

#### છંદ.

ચિક્ષુર આવ્યો ક્ષુધાન હુશી હાથમાંરે લો. નાથવોણું જેમ ખુટકુદે સામાંરેલો.
રથ કંકણી અનેક ઘોર ઘમતીરે લો. ધજાફરકરેને કણચકાંતીજમકતીરે
બાણ વરસે પરજંન યથા ડુંગરે લો. દેવી અભ્રમા દીનેશજેવી બનીરેલો.
ત્રિશૂલ નાખ્યુ જાજુરમાંન દાનવેરે લો. કાપ્યું ચંડિકાયે આવતં બાંણુકરીરે
રથ ભાંગ્યોને સારથીને ગંજીયોરે લો. ચિત્ત લાજ્યોતે દૈતકેરો રાજીયોરેલો.
દોડી ચોડી તરવાર સિંહ શીશમાંરે લો. ભુજે દેવીને ધાત કરી શીશમાંરેલો.
મામે મારી ત્રિશૂળ મૂળ કાપીયુંરે લો. ભૂત પ્રેતને સમસ્ત ભક્ષ આપીયુરે
માત કુંજરબેશીને ચમરઆવીયોરે લો. ધટી પરવત ઉપર છબીલાવીઓરેલો,
સિંહ કુદી હાથીની માથે ચડયોરે લો. અસુરસાથ ભરીબથને ધરાગુડળ્યોરે
દંત ઘાતેથી ચંત કર્યો દુષ્ટનેરે લો. કરી ચરાગુને મધ્ય દુષ્ટનેરે લો.
ગદા ઘાતા ઉદગ્ર તે ઉરાડીઓરે લો. લાત પાતે ઉદગ્રને ઉડાડીઓરે લો.
ઉગ્ર વિર્યજને તાંમ્રંધ અધશરે લો. વિર બાષ્કળીને દુર મુખનેરે લો.
દૈત્ય માહાહનુદનુજવંશ અગ્રણીરે લો. કાળ પાસે મરવાને મોકલ્યાગણીરે.
મહિષ આવ્યો પાડાને રૂપે રણુકતોરેલો. કાળ જેવો ઘનઘોરનાદ કણુકતોરેલો
નાગ કુડલી સમાન સિંગડાં વડાંરે લો. કંઠે ઘંટ ઘણા ઘમઘમેરે લો.
કાયા અંજના આકાર શરખી ધરીરેલો. પુછફેરવેથી સમુંદ્રની માઝાખસેરેલો

પગ ખડતાસે પડતાસે ધરયાતાલનેરેલો. મેરૂ ડગમગેને દ્રીગજનાંચીત્તહલેરે
ધીગ સિંહથી ઉડાડે ગીરીસિંહનેરે લો. ફુટે ફાટે બ્રંહ્માંડ તુગ ક્રોશનેરે લો.
ધીગ ધીગ મેધાસુરને નાખ્યો ધસીરેલો. ઇંદ્રદાસ હશી અંબિકાજી હસ્યારે
પાડો આણીને પાસે બાંધીઓરે લો. કુંજરરૂપે થેને માંયામતી શાધીયોરે
સુંઢ ડંડપ્રચંડ સિંહ તાણીઓરે લો. અરધ તોલણુ જેમગોળ વાંણીયારે
માથે મારી ત્રિશુલ હુલવિધીયુરે લો. પુર્વ પ્રોઢો થઓ પાણુ છેદીઓરે લો.
ધરયુંમેશાસ્વરૂપ ભયંકર ઘણુંરે લો. માંન ભાંજયું જમરાજનાપાડાતણુરે
ગરજે તરજે લજાવે ધરાખંડનેરે લો. માતા બોલ્યાં ભુજા ઉપાડી ડંડને રે
મધુપાન કરી પ્રાણ હરૂં તાહરારે લો. ગ્રંથ થાશે તે ભુત પ્રેત માહરારે લો.
ડોટ ફીધીને ચોટ કરી ચોપથીરે લો. ક્રોધ આલી ચંડિએ ઘણું ચોપથીરે.
શીશ કાપતાં પુરૂષ એક નિશરયોરે લો. અસી ચર્મ ધરીનેત્રમાં ક્રોધભરયોરે.
ડોક વાઢી દડો કરૂ હાથનોરે લો. નીજહાથનોખરો પણુશકળસાથનોરે
મહિષ માર્યો પ્રસંન થયા દેવતારે લો. રણછોડરાય હરખીનેચરણસેવતારેલો.

### છંદ ચંડિપાઠ કવચ ચોથાનો.

| | | |
|---|---|---|
| શક્રાદય સુર ગણુમળી | હોબહુચરી. અંબાના ગુણ ગાય. | ૧ |
| જગત જનની ગીરીનંદની. | હો બહુ૦ ભયભંજની માય. | ૨ |
| રૂપ અનુપમ શોભતું, | હો બહુ૦ વાણીમાં ન શમાય. | ૩ |
| શુંદરતા ત્રૈલોકની | હો બહુ૦ તેથી છબી સરસાય. | ૪ |
| વસ્ત્ર ધરયાં માથે જરકસી. | હો બહુ૦ જાણે તે પ્રાત દીનેશ. | ૫ |
| કમળ લોચનમાં ચંચલા. | હો બહુ૦ શોભે યથા સ્વેશ. | ૬ |
| કેશવ પાશે રવીનંદની. | હો બહુ૦ ગંગ કુશમની માળ. | ૭ |
| સેંથે સિંદુર તે સરસ્વતી. | હો બહુ૦ વેણી ત્રવેણી વિશાળ. | ૮ |
| શરદ ચંદ્ર સરખુ વદન છે. | હો બહુ૦ દંત તે દાડમ બિજ. | ૯ |
| મંદ મંદ મંજુલ હશે; | હો બહુ૦ જાંણે ઝબુકે વિજ. | ૧૦ |
| ચપળ જાણે રૂડી આંખડી; | હો બહુ૦ પંકજ પાંખડી માત્ર. | ૧૧ |
| કીર ચંચુ જેવી નાશીકા; | હો બહુ૦ કંઠ કબુ સમાન. | ૧૨ |
| પિન પયોધર ઓપતાં; | હો બહુ૦ જાંણે કંચન કુંભ. | ૧૩ |
| બિલહારી ભુજ ડંડની; | હો બહુ૦ માર્યા શુંભ નિશુંભ. | ૧૪ |
| કંઠે આભરણ હીરે જડયાં; | હો બહુ૦ ગ્રલ ગ્રુમણાંની ને તાંત. | ૧૫ |
| કંકણુ શોભે જડાવનાં; | હો બહુ૦ ગ્રુમખ મોતીની હાર. | ૧૬ |

રમ ઝમ ફરે છે મા કુદડી; હો બહુ૦ શોભે તે અપરમ પાર. ૧૭
દેવાંગના રંગ રમતાં; હો બહુ૦ અંગે અંગના શંગાર. ૧૮
વળી વળી પાડેછે તાળીયું; હો બહુ૦ લટકાળી શુર નાર. ૧૯
કટિ મેખલા ક્ષુદ્ર ઘંટિકા; હો બહુ૦ ઝાંઝરનો ઝમકાર. ૨૦
આમ્બરમાં ગરબે રમે; હો બહુ૦ ગાય મધુરાં ગીત. ૨૧
ચંગ મૃદંગ વાગે તાળમાં; હો બહુ૦ નાચે ગત સંગીત. ૨૨
રૂપ અનોપમ માતનું; હો બહુ૦ વાણીથી નવ કેહેવાય. ૨૩
સાગર નીર ગંભીર જેમ; હો બહુ૦ ગાગરમાં ન સમાય. ૨૪
ચંડ પરાક્રમ ચંડિકા; હો બહુ૦ કિધો તે દૈત્યનો નાશ. ૨૫
ચરણને શરણે આવી રહ્યાં; હો બહુ૦ જાણે તે દાસના દાસ. ૨૬
ચક્ર ગાદા શર ચાપથી; હો બહુ૦ કાતી ખડગ કટાર. ૨૭
રક્ષા કરો નિજ શસ્ત્રથી; હો બહુ૦ નોધારાનાં આધાર. ૨૮
પાહી પાહી પરમેશ્વરી; હો બહુ૦ પાહી જગદાધાર. ૨૯
પાહીહે મહિષને મરદની; હો બહુ૦ પાહી શ્રી જનોદ્ધાર. ૩૦
પ્રસન્ન થઇને દેવિ કહે; હો બહુ૦ માગો તે સૂર વરદાન. ૩૧
દેવ કહે સુણો અંબિકા; હો બહુ૦ એ દુઃખ સ્વપને કુરાન. ૩૨
કષ્ટ શમે સુર સાથને; હો બહુ૦ થાજો તમોરે સહાય. ૩૩
તથાસ્તુ કહીને થયાં; હો બહુ૦ અંતરધ્યાન ઊમાય. ૩૪
શુંભ નિશુંભને સંહારવા; હો બહુ૦ પ્રગટયાં રણછોડરાય. ૩૫
કથા સકળ વિસ્તારથી; હો બહુચરી. ભાખિ શ્રી મુનીરાય. ૩૬

## છંદ ચંડિપાઠ કવચ પાંચમું.

સુરપતિ પદ પામ્યોરે અમરારી મા, શુંભ નિશુંભ મહા અહંકારી મા.
ભાગ્યા તે સ્વર્ગ તજીને જમ ભારી મા. ૧

**ઢાળ**—સ્વર્ગ તજી જંભારી ભાગ્યા, દેવશકલ બે હાલ અંબા.
દાનવ યથા દિનેશ હુતાશન, ઇંદ્ર ચંદ્ર દિગપાળ મા. ૨

**ચાલ**—ઇંદ્ર આદિ દેવતા પોકાર્યા મા, હે જકત્તજનની તું જગદાધાર મા;
અમને તો શુંભ નિશુંભે માર્યા મા. ૩

**ઢાળ**—મારો દુષ્ટ કષ્ટથી તારો, સંહારો અસુરેશ મા;
પાહિ પાહિ જનાર્ત્તો હારી, પાહી પરમ પરેશ. ૪

**ચાલ**—પરમ પરેશહે ચંચળા દેવિમા, વિષ્નુ બ્રહ્મા ગિરવાણુ તુંને સેવી મા;
વેગે તે શરણાગત લેવા મા. ૫

ઢાળ-શુદ્ધસેવી કુંજરમુખ જનની, નિલકંઠ સુખદાય અંબા.
જય જય હંસ વાહની વાણી, ભવજલ તરણી માય મા. ૬
ચાલ-માયાતે કુંડલની જય ભદ્રામા, રૂદ્રાણી ગૌરીને જય ઈંદ્રા મા;
નમો નમો ક્ષુધા જય જય નિદ્રા મા, ૭
ઢાળ-નિંદ્રા રહિત શદા અંન્નપૂરણા મા, ભવ સાગરની નાવ અંબા;
ત્રિભુવન સુંદરી દીન દયાળી, સુણો અમારી રાવ મા. ૮
ચાલ-સુણજોતે રાવ હમારી દુર્ગામા, જોચછના જય દાયક અપવર્ગ મા;
ધાત્રિ શરવાણી જય ભરગા મા, ૯
ઢાળ-ભરગા રૂપી કૃપણા જય સારા, ધુમ્રલોચનનાં બુદ્ધ અંબા;
છાયા શકિત ક્ષાંતિ જાતી, લજ્જા શાંતિ સુદ્ધ. મા. ૧૦
ચાલ-શ્રદ્ધા વૃદ્ધિ દયા જય તુષ્ટિ મા, ભ્રાંતિ વ્યાપ્તિ મયાજય જયપુષ્ટી મા;
નમો નમો સુખસંપતી જય વૃષ્ટી મા. ૧૧
ઢાળ-વૃષ્ટી સુધા કરી દૃષ્ટીથી કહ્યું, મ ધરશો ત્રાસ અંબા.
હું રક્ષા કરૂં હણું દાનવને, પુરૂં મનની આશ. મા. ૧૨
ચાલ-આશાતે પૂરણ શિવામહા કાળી મા, ગંગા સ્નાન કરી મતવાળી મા
કૌશિકી પ્રગટાવ્યાં તત્કાળી મા. ૧૩
ઢાળ-તત્કાળી પ્રગટયાં જગદંબા, હેમાચળતે શ્રંગ અંબા;
ત્યાં ચંડમુંડ નીરખીને શોભાં, અંગ ભરાણો ઉમંગ. ૧૪
ચાલ-અંગે તે ઉમંગ ભરાણોમછરાળાં મા, શુંભ નિશુભ પાસે જઈવિકાળ
આવી ને કહ્યું સાંભળ ભુપાળ મા. ૧૫
ઢાળ-ભુપ! એક રૂપાળી નિરખી, તે સરખી નથી નાર,
જાણું રત્ત અગત્ય કરી લેવું, ધીર ધરો ન લગાર મા. ૧૬
ચાલ-ધીર ધરો નલગાર સભાગીહો, રૈહું રત્ન દઈએ નહી ત્યાગી હો;
દિઠામા જાય મહા દુઃખ ભાગી હો. ૧૭
ઢાળ-ભાગે દુઃખડું મુખડું જોતાં, ચિત્તને થાયે ચેન;
વેણ સાંભળી ઠરે કાળજુ, ટાઢાં થાયે નેણ. ૧૮
ચાલ-નયણે તે નિરખે તે નર જાણે, વાણી લજ્જાથી રૂપ વખાણે;
રંભા જેવી એનું જળ તાણે. ૧૯
ઢાળ-રંભાને પણહારી કહેતાં, વાણીનું જાય પાણી;
તું રાણીમાં પટરાંણી કરજે ઘણું શું કહેવું તાણી. ૨૦

**ચાલ**-તાણી કહેથી હુલ્લાસે ભરાણો, વાંદરને કરમાં આપ્યો પાણો;
વણ જોયે જોવા અકળાણો. ૨૧
**ઢાળ**-અકળાયે અકલ વણ પાપી, વિકળ સકળ થઇ મત;
એક સુગ્રીવ નામે દૂત તેડાવી, બોલ્યો જેમ ઉન્મત્ત. ૨૨
**ચાલ**-મત્ત માતંગ પેરે તું જાજે, પ્રણતી કરજે મારે કાજે;
વાણુશે નરનુ કારજ લાજયે ૨૩
**ઢાળ**-લાજ તજી તું કંઠ નાખજે, મધુર વચનનો ફંદ;
સ્રુગા નેણીનાં નેણુ જોઇને, હું ને થાય આનંદ. ૨૪
**ચાલ**-આનંદે સુગ્રીવ સધાવ્યો, દેવીની પાસે ઉલ્લાસે આવ્યો;
કર જોડીને શીશ નમાવ્યો. ૨૫
**ઢાળ**-શિશ નમાવી અરજ કરી, હું શુંભ નિશુંભનો દૂત;
આજે આગળ કાગળ લઇ જાય, સુરનાયક પુરૂ હુત. ૨૬
**ચાલ**-પુરૂહુત સરખા સેવક જેને, સેવક સ્નેહુક સુંદરી તેને,
ઉપમા તેની તે દઇયે કેને મા. ૨૭
**ઢાળ**-જેને ઘેર આઇરાવત હાથી, કામ કૃત્ય વિમાન;
સુંદર નવિન સુરંગી વાધા, કિધા ભેટ કૃશાન. ૨૮
**ચાલ**-કિધલો ભેટ દિવાકરે વાજી, કિધો રથ પ્રજાપતીએ સાજી;
આપીને નિધી કુબેર થયા રાજી. ૨૯
**ઢાળ**-રાજી થઇ તું ચાલ છબીલી, થા રાણી શિર મોડ;
સુરી અસુરી સેવા કરશે, પુરશે ચિત્તના કોડ. ૩૦
**ચાલ**-પુરશે મનનાકોડ જો મળશો, નહીતર કઠણ વચન સાંભરશો;
પાડરાણે દાસીમાં જઇ મળશો ૩૧
**ઢાળ**-"મળશો દાસીમાં" સાભળી, મંદ મંદ કર્યું હાસ્ય;
સાંભળ દૂત અદ્ભુત પ્રતીજ્ઞા, કરવો નહીં પરિહાસ. ૩૨
**ચાલ**-નહી પરિહાસ પ્રતિજ્ઞાછેસાચી ભય દીઠે નવ થાશેં હું કાચી;
સમોવડ યુદ્ધો લીધો જાચી. ૩૩
**ઢાળ**-જાચી યુદ્ધ પ્રતિજ્ઞા લીધી, હૈયે હામ નીર્ધાર;
રણમાં જિતે સનમુખ આવી, તે મ્હારો ભરથાર. ૩૪
**ચાલ**-ભરથાર થાય જે રણમાં શૂરો, જે નર યુદ્ધે પડે હું ને પૂરો;
નહીંતર છુંદી કરૂં ચકચુરો. ૩૫

ઢાળ-સુરી કરૂં ખડગથી પળમાં, ઘાલું નહીં વરમાળ;
પણ ઈ વર કેરા શિશનીતો, શિવ ધરશે રૂંઢમાળ. ૩૬
ચાલ-રૂંઢ માળ ધરશે તે શિવ ત્રિપૂરારી, લાગશે કાળ જમાંહે કટારી.
મારી નેણ જેવી બે ધારી. ૩૭
ઢાળ-બે ધારી અણી આળી લાગે, જા પાછો તું દૂત;
હું તો તને વરૂં નહીં પણ, તુને વરશે ભૈરવ ભૂત. ૩૮
ચાલ-વરશે તે ભુત પિશાચણ જમશે, જોગણી કેરા જમતાં ભમશે;
ઝરખને શીયાળ ગ્રાસડે રમશે. ૩૯
ઢાળ-રમશે રાસ રંગ થકી દેવી, હીમાચળને શ્રૃંગ;
રણછોડરાય અમર સુખ પામે, નીત્ય નીત્ય નવો ઉમંગ ૪૦

### છંદ ચંડિપાઠ કવચ છાનો.

દડવડ દૂત ગયો રડવડ તો, ભોંઠો ભમનાથી રે ભડભડ તો. ૧
વાત કહી તેતો સહી નહીં ભૂપેં, જાણીએં કોપેં પડશે કૂપેં. ૨
તડચો કરી કરી આલોચન, ધૂમ્ર લોચન સૂર મદ આ મોચન. ૩
સાઠ હજાર મહારથી આપી, મોકલ્યો દૈત્ય સૂરાસૂર પાપી. ૪
જંપે વારંમવાર કલેશેં, ઝાલીને લાવજો બડેલા થકેશે. ૫
રક્ષક હોય તો ભક્ષ કરજો, એ સ્ત્રીનું રક્ષણ ચિત્તમાં ધરજો. ૬
જો એ ચંદ્રમુખી નહીં લાવીશ, વેગે ચંદ્રને ગામ સધાવીશ. ૭
કુંજર ગામિનીજો નહીં લાવીશ, કુંજર ચરણમાં તુંજને બંધાવીશ. ૮
મુજને જો મળવું થયું ફોક, તો તુંજ સ્ત્રીનો રંડાપો શોક. ૯
ચડ વડ ચોંપ કરીને ચાલ્યો, પગધમકે હિમાચળ હાલ્યો. ૧૦
નિકટ નિકટ ટંકાવર કિધો, નિજ મુખથુંએ સંદેશો દીધો. ૧૧
હુંકારો કીધો પરિહાસી, ભસ્મ થયો જેમ તરણ નિવાસી. ૧૨
ધુમ્રનો ધુમ્ર ગયો અરામાન, ખેચરી યૂથેં કર્યું ધુમ્ર પાન. ૧૩
કેશરીને તતકારે દેવી, તારે હવે દળની શુધ લેવી. ૧૪
દાનવ હળને હણે પંચાનન, જેમ વનમાં જલિત હુતાશન. ૧૫
ફાડે છાતી પછાડે ધરણું, મારે થાપને ચાંપે ચરણું. ૧૬
ફાટે દેહને ચાટે લોહી, જોધ્ધને વીર રહ્યા સહુ મોહી. ૧૭
પુંછે પટકે મૂંછે બટકે, હાડ કડા કડ ખાય છે બટકે. ૧૮
ખાતે ખાતે તે દાંતે આવે, દોટ કરે પણ ચોટમાં ન આવે. ૧૯
દાનવ સેન હણે તરવારે, તોમર ત્રિશૂળને કાતી કટારે. ૨૦

શસ્ત્રને અસ્ત્રના વરસે ઓઘ, કેશરી ઉપર થઇ છે અમોઘ. ૨૧
દાનવનો કિધો સંધાર, સુરજ રજનો થયો અંધકાર. ૨૨
ભાગી ગયો એક દુર અભાગી, શુંભને ચિત્ત દાવાનળ લાગી. ૨૩
સાંભળી વાત ઉત્પાતની શુંભ, ભડભડતો જેમ હાલોરે કુંભ. ૨૪
અબળા નહોય બલા કોક આવી, કાળનું કટક ચઢાવીને લાવી. ૨૫
સત્વર જાઓ હે ચંડ ને મુંડ, હણજો રે તેગે મગણજો રંડ. ૨૬
વાઘ ને વાઘની ચઢવા વાળી, ઝાલીને લાવો વહેલા ચાલી. ૨૭
પણ અબળાથી ન કરીયે લડાઇ, એ રંડાથી જુદ્ધ ન હોય વડાઇ. ૨૮
બાંધીને લાવજો જેમ અપરાધી, નહિ તો લાખોની ખોટજ ખાધી. ૨૯
રણછોડરાય થયો જયકાર, દેવ સુખીને દૈત્ય સંહાર. ૩૦

છંદ ચંડિપાઠ કવચ સાતમાનો.

ચંડાસુર પ્રબળ પ્રચંડ જે જુગદંબારે, મતવાલોતે મુંડાડંડ જે ચાંમુડારે.
ચતુરંગિણી સેના સંગ જે જુ૦ પોહોત્યાં હિમગીરીને સંગ જે ચા૦
દોડયા કાહાડીને તરવાર જે જુ૦ શર નાખેછે વરષા ધાર જે ચા૦
હિમજાને પ્રગટયો રોષ જે જુ૦ ફાટયો ભ્રગુટીનો કોશ જે ચા૦
તેમાંથી પ્રગટયાં માત જે જુ૦ શ્રી માહાકાળી સાક્ષાત જે ચા૦
વાઘાંબર શ્યામ સ્વરૂપ જે જુ૦ વક જાણીએ ઉંડો કુપ જે ચા૦
ભૃકુટી વાંકી પુરંદર ચાપ જે જુ૦ દાનવને લાગ્યો તાપ જે ચા૦
ચઢી કેશરી દિધી દોટ જે જુ૦ ચદ કરે ત્રિશુળની ચોટ જે ચા૦
તરવારે કાપે શિશ જે જુ૦ ભુત ખાઇને દે આશીશ જે ચા૦
શકિતનું મ્હોટું યૂથ જે જુ૦ પડતાળે તે દૈત્ય વિરૂદ્ધ જે ચા૦
રથ રથીને સારથી સંગ જે જુ૦ ભટકાવે તે અંગો અંગ જે ચા૦
ગજ પાંચ પાંચના ગ્રાસ જે જુ૦ તેનો મુખમાં થાય સમાસ જે ચા૦
નર વાજી ચાવી જાય જે જુ૦ જેમ મોદક બ્રાહ્મણ ખાય જે ચા૦
સંહાર્યા ચંડને મુંડ જે જુ૦ હરખ્યા સુર કિન્નર વુંદ જે ચા૦
અંબા મંન થયાં આનંદ જે જુ૦ યશ ગાયછે બ્રહ્મ મુકુંદ જે ચા૦
વળતાં બોલ્યાં જક્તમાત જે જુ૦ તમે કરી અસુર બેની ઘાત જે ચા૦
ચામુંડા તમારૂં નાંમ જે જુ૦ થાશે રણછોડરાય સુખ ધામ જેચામુડારે

છંદ ચંડિપાઠ કવચ આઠમાંનો.

સુણી વાત માહા દળ ઘાતતણી, મન શુંભ નિશુંભ અચંબપણી. ૧

એક રકતબિજ તે માહા બળીઓ, જગદંબથી જુદ્ધને મોકલીઓ. ૨
હય હાથી રથી નર પાર નહી, ગણતી બણતી નથી માત સહી. ૩
અસુરાદિક ધુંમર કાળ જેવી, ચતુરંગિણિ ફોજ આવીને મળી. ૪
અતિ ક્રોધ વિશેષ લડાઇ કરે, શરના મેઘની જેમ ધાર ઝરે. ૫
અતિ કોપ આટોપથી આપ ધરી, ગિરવાણ સમસ્તથી શકિત કરી. ૬
શિવ શક્તિ ત્રિશુળ કપાળ અડી, વૃષવાહની યૂદ્ધને ટાપી રહી. ૭
કમળા વિહગાધિપ પન ચડી, કરચક અવક કબાન કડી. ૮
નૃસંહી વરાહિ કુંવારી સચી, કમની વારૂણી જેમ શકિત રચી. ૯
રજની કર સૂર્યની પ્રેમદા, તન ધારી સદા સુરને સુખદા. ૧૦
તરવાર ત્રિશૂળ ગદા ઝપટે, દપટે ચપટે ઉરથી લપટે ૧૧
નૃસિંહી નખેને વારાહી મુખે, મનુજાદ વિદારી ને માંસ ભખે. ૧૨
ચપળાચર ચક્રનાં ચક્રહણે, કમળાસન કામિનિ મંત્ર ભણે ૧૩
શિખીવાહીનિ દેવી રથી બરચી, જેમ રંક ઘેર પઠવે ખરચી. ૧૪
જેમ ઘાવ પડે ને રકત ઝરે, તેમ બુંદથી દૈત્ય સ્વરૂપ ધરે. ૧૫
નર રકતબિજ સમાન બણે, તરવાર ગદા પટવાગ હણે. ૧૬
વળી કોપથી કૈંગણી ઘાવ કરે. અસુરાધમથી ગિરવ્યોમ ફરે. ૧૭
મનુજાદ અપાર અનેક થયા, લડવા ભડવાને સનમુખ ગયા. ૧૮
જેમ ઝાડ પહાડ ને તાડ વડા, ઝપટે ડપટે ને શિશે દાડા. ૧૯
મુખ કીધુ વિશાળ મહેશ પ્રિયા, સઘળા અસુરાધમ ગ્રાસ થયા. ૨૦
ન પડયું એક બુંદ રૂધીર મહી, નિરબિજ થયો રકતબિજ સહી. ૨૧
નભ દુંદુભિ નાદ સુરેશ કરે, જય પારવતિ અખિલેશ ધરે. ૨૨
જયકાર થઓ રણછોડથી. હરખ્યા નર કિન્નરને શ્રી પતિ. ૨૩

## છંદ ચંડિપાઠ કવચ નવમાનો.

મુનીબોલ્યા મધુરીવાંણી મહેશ પ્રાણ પ્યારીરે, તમે સાંભળો ભવોભાવઆણીમ
સુણો શુંભ નિશુંભની ગાથ, મ૦ શાણી ધુણીને શિશ પ્રેરકે હાથ મ૦
અબળા નહોય બલા કોક આવી, મ૦ જીવ જાવાનો ઉદ્યમ લાવી. મ૦
ચંડિએ ચંડ મુંડ માર્યા ચોળી, મ૦ દેવી શક્તિયે રકત્ત નાખ્યો રોળી મ૦
ધુમ્રલોચનનો કાઢયો ધુંમાડો, મ૦ મુંડી મરડીને મુંડને પછાડયો. મ૦
સુડાવાળીએ વાળ્યો ચોડ, મ૦ મુછવાળાના કહાડયા મોડ. મ૦
આવ્યો શુંભ લઇ સેન ચડીયોર મ૦ દેવીને દેખીને દીધી ડોટ. મ૦

ધરયું દાનવ તણું ઘમસાણ, મ૦ જંગ જાગ્યો થયું ઘમશાણ. મ૦
ભાલાં મારે ભુશંડી ભડા ભડ, મ૦ પડે ફરશીતણી પડા પડ. મ૦
ડાકણ ડાંમણિનાં વાગાં ડાક, મ૦ હશ મશલાની વાગી હાક. મ૦
દેવી દાનવ તણો સંગ્રામ, મ૦ પૂરણ થઇ હૈયાંની હામ. મ૦
ત્રિર તાણીને તીર હણે આકરાં, મ૦ શિશકાપે જેમ યવન જાત બાકરાંમ૦
ગદા ઘાત કપાળ કરે ભુકા, મ૦ યથા તુંબડાં પછાડે થાય ટૂકા મ૦
હોદ કરડીને શુંભ બકે ભાંડ, મ૦ રાંડે કાંપી ઘણાની રાંડ. મ૦
પડયું કાળના કાળથી કામ, મ૦ રહી મનાની તે મનમાં હામ. મ૦
નાખે શુંભ નિશુંભ ઘણાં શસ્ત્ર, મ૦ ચંડિ ચૂરે તે ચક્રે સમસ્ત. મ૦
ખડ્ગ ચરમ લઇ ધાયો નિશુંભ, મ૦ શિશ ફાડયું તે સિંહે જશા કુંભમ૦
કાપ્યું દેવીએ ખડ્ગને ચર્મ, મ૦ યથા ટાળે અધર્મ ને ધર્મ. મ૦
નિશુંભ નાખે તે સાંગને શુળ, મ૦ દેવી ઉડાડે પવન જેમ ફૂલ. મ૦
મુદ્રી ગરદાને ફરશીઓ મારે, મ૦ ચંડિ બાણે ભાંજે અભીલાસ. મ૦
બાણ લાગ્યું નિશુંભ બેહાલ, મ૦ દેખી શુંભ આવ્યો તતકાળ મ૦
કરે શસ્ત્ર ને અસ્ત્રની ઘાત, મ૦ કરે પ્રહાર ભવાની માત. મ૦
સિંહ કુદે ને છુદે ગાત્ર, મ૦ શિશ ફુટે જેમ જોગીનું પાત્ર મ૦
બાથ ભરી ઉડાડે વ્યોમ, મ૦ ગળે બથ ભરી પડે ભોમ. મ૦
ગળે ઝાલીને પગ તળે ઘાત, મ૦ વળી જીવતાંને ગળે લઇ લાત. મ૦
નિશુંભ ચેત્યોને માંડયો જંગ, મ૦ બાણે ઢાંકયું માતાનું અંગ. મ૦
દેવી કોપી ને શુળ ઉર મારયું, મ૦ અન્ય દેવનું દુઃખ નિવારયું. મ૦
નિકલ્યો ઊદરમાંથી દૈત મહા દુષ્ટ, મ૦ કેશે ઝાલી દાબ્યો પગ પૃષ્ઠ. મ૦
શિશ કાપ્યું આશીશ દેવે દીધી, મ૦ ક્ષુધા પાનીની સાર શિઘ્ર લીધી. મ૦
ગીરા કમળા વારાહી કોપી, મ૦ સેન્યા દાનવોની લીધી લોપી. મ૦
જય બોલ્યા તે રણછોડરાય મ૦ દેવી થાજો તે સરવને સહાય. મ૦

**છંદ ચંડિપાઠ કવચ દશમાનો.**

શુંભે ભ્રાતનોભ્રાત અવલોકને, શિશે કીધો બહુ અપસોસ રે.
કૃત કરમ શુભા શુભ પાંમવાં, તેમાં દેવોતે કોઇને નદોશ રે. શુંભે૦
ત્રિર ધાર ગ્રહીને બોલીઓ, તું તો સ્યાને કરે અભીમાન રે.
આવ્ય એકલી મરદ મેદાનમાં, તો હું જાણું તે મરદાન મરદ રે. શુંભે૦
માયે સાંભળીને નિજ દેહમાં, કીધી સકળ શકિતને લીન રે.
આપો આપ રહીને બોલીયાં, અરે કાલ જાળના મીન રે. શુંભે૦

ક્રમી કીટથી કમળાસન લગી, માહરો સચરાચર વિસ્તાર રે;
ક અનેક રૂપે થઇ, યથા કનકથી બહુ આકાર રે. શુભે૦
ગતું યુદ્ધ પરસ્પરે આદર્યું, થઇ છે મેદની ઇંદુલ માન રે;
દેવીનાં અસ્ત્ર ભાંજે શસ્ત્રથી, દાનવ અસ્ત્ર શસ્ત્ર સાવધાન રે. શુભે૦
નાખે વારીદ ધારાની પેર રે, અસ્ત્ર દાનવ કુલ રાજન રે;
દેવી ખંડે યથા જલવાહન રે, ચરણ ભાંસે તે માહા બળવાન રે. શુભે૦
દુષ્ટ વિશેષ વીશેકે નાંખીયા, માયે કાપ્યું તે શર થકી ચાપ રે;
ધાત સાંગ્યની શકિત ઉપર કરી, બાળી દીધી તે ચક્રને તાપ રે. શુભે૦
ખડ્ગ ચર્મ અધર્મ લઇ વદે, છેદ્યાં અંબાએ બાણુને ઘાએ રે;
વાજી સારથી મુકયા યમનગ રે, શુંભ મુદગળ લઇને ધાયો રે. શુભે૦
તિક્ષણ તીરે તત્ક્ષણ ત્રોડિયું, મુઠી ઉઠી મારે અસૂરેશ રે;
કોપી મર્ણુ ચર્ણુ ચરણુ કરી, મારી ત્હદયા પ્રત્યે હેસ રે. શુભે૦
અતી ક્રોધ મગન ગગન નગણ્યું, યુદ્ધ કીધું અસુર સુરારી રે;
વેગે ધાણીપર વળી દોડીયો, ઊઠી મુઠી મારી અમરારી રે. શુભે૦
રવિ નંદનતો અનુકુલ થયો, પ્રતિકુળ નગ્રેશ દુત્રારિ રે;
ત્રિશુળ હુણ્યું તે માયેં કંઠમાં, ગયો કાળને મુજરે સુરારિ રે. શુભે૦
દેવ જય જય બોલ્યા હરખથી, કરે દુંદભી કેરા નાદ રે;
અંબા કુશમ વધાવે ગગનથી, કરે મંગળ ગુણ અનુવાદ રે., શુભે૦
અંત્રિક્ષ દેવી જગતી તણા, નાશ પામીયા ઉતપાત રે;
પામ્યા દેવશકળ નિજ સ્થાનને, માના ગુણ ગાય અવદાત રે. શુભે૦
અંબા રણછોડરાયને હેતથી, આપ્યાં સુખ સંપત્ત ધન ધાન્ય રે;
સઘળી વીપત્તિ ટાળિ ત્રૈલોકની, સુખી રાજાપ્રજા પ્રધાનરે શુભે ભ્રાતનીપાત

## છંદ ચંડિપાઠ કવચ અગીયારમાનો.

બ્રહ્મા વિષ્નુને સુર રાય, નામી શિશ સકળ દેવતારે;
માના શુંદર જશ ગાય, આવી ચરણ કમળ સેવતા રે. ૧
પાહિ પાહિ જકત્ત માત, પાહિ ભુવનેશ્વરી;
પાહિ દાનવ કુળ ઘાત, પાહિ પાહિ વિશ્વભરી રે. ૨
ધર્યાં રૂપને આધાર, તમે અખીલ લોકનાં થયાં રે;
બની નિરને આકાર, સ્થાવર જંગમને પોષિયાં રે. ૩
સંચી વરાહી ને વાણી, નૃસિંહિ મોરવાહની રે;
વજ્ર તુંડ મંત્ર બાણ, કીધી રક્ષા સુખ દાયની રે. ૪

સદા મંગળ સ્વરૂપ,    નિજ નંદ કંદ કાશીકા રે;
દેવ દાનવનાં ભુપ,    ભોગી ભક્ષણુની દારિકા રે. ૫
નમો નારાયણી નામ,    નમો નિલકંઠ નાગરિ રે;
વેદ વિદ્યા ગુણુ ધામ,    સદાનંદ સૂખ સાગરી રે. ૬
મારયો ચંડાસુર મુંડ,    રંગે રકતબિજ રોળીયો રે;
નમો નારાયણી ચંદ્ર,    ધુમ્રલોચન ધંધોળીયો રે. ૭
દાતા સ્વર્ગ ને અપવર્ગ,    બુદ્ધિ રૂપેં હૃદયમાં વસ્યાં રે;
નમો નારાયણી નામ,    ભક્ત ચિત્તના ફંદમાં ફસ્યાં રે. ૮
દિન શરણાગત દેવ,    ત્રણ ત્રંબાકા ગોરી કરો રે.
સાધુ સંત કરે સેવ,    ગુણાતિત ત્રિગુણુને ધરો રે; ૯
મેધા સરસ્વતી સરવેશ,    નમો નારાયણી ઇશ્વરી રે.
ક્રીપાસિંધુ વિઘ્ન કલેશ,    દીન દેવની રક્ષા કરી રે; ૧૦
હર્ષ પામીને માય,    સદા દેવ શકલ સાથને રે.
અવિચળ રેહેજો સહાય,    ડંડ ગ્રહણ કરયો હાથને રે; ૧૧
આપ્યું ઇચ્છીત વરદાન,    એમ ચંડિકાજી ઓચરયા રે.
જોડી કર કહે ગિરવાણુ,    જય શંકરી જયા જોગેશ્વરી રે; ૧૨
અમને થાય જયારે કષ્ટ,    સહાય દેજો ત્રિપુર સુંદરી રે.
સૂરના શત્રુ જે દુષ્ટ,    કાઢયું મુળ ત્રિશુળે કરી રે; ૧૩
માર્યા શુંભ નિશુંભ,    વિંધ્યાચળને સંગે વસ્યાં રે.
કરવા ભારે સંગ્રામ,    જન્મી નંદ ઘેર હુલસી રે; ૧૪
વપ્રચિત્ત અશુરાન,    રૂધિર પીધાં હોસે કરી રે.
દંત દાડિમ ઉપમાંન,    નામે રક્તદંતિકા ઠરી રે; ૧૫
પ્રથમ પડ્યો માહાકાળ,    સ્તુતી કીધી મુનીજને ઘણી રે.
નેણુ નિરખ્યા મે હાલ    નામે સહસ્ર નયની બની રે, ૧૬
શાખે પોષ્યો સંસાર,    નામ પામી શાકંભરી રે.
દુર્ગે મારો અમરાર,    તેણુ દુરગા નામે ઠરી રે; ૧૭
ભિમા દેવી અભિધાન,    ભૂખ ભંજનીએ ભ્રામરિ રે.
હણ્યા દાનવ બળવાન,    મારી લોકની ચિંતા હરિ રે ૧૮
પ્રાક્રમ કિધાં અપાર,    તેણે નાંમની સીમા નહીં રે.
કષ્ટ ભંજની નિરધાર,    શકલ વિશ્વમાં વ્યાપી રહી રે; ૧૯

અંબા થઇને સંતુષ્ટ, પુષ્ટ કીધો રણછોડને રે.
દુષ્ટ માર્યા ઉનકષ્ટ, જય જય દેવા સુર મોડને રે; ૨૦

## છંદ ચંડીપાઠ કવચ બારમાનો.

જગત માત સુર સાથને વદે સુધા સમ બોલ;
હું અભય કરૂં ભવભયહરૂં, અવિચલ મ્હારો કોલ. જગનમાત ૧
સંકટ વિકટ જ્યારે પડે, ધરજો તે મ્હારૂં ધ્યાન;
સારદ દયા અનુસારથી, કરૂં અચલ વરદાન. જગન૦ ૨
ચંડિપાઠ ભાવે કરે, મધુ કૈટભનો નાશ;
મહિશ મર્દન ગાયે સુણે, જાયે જન્મનો ત્રાશ. જગ્ન૦ ૩
અષ્ટમિ નોમી ચતુરદશી, જે મ્હારા ગુણ ગાય;
દુઃખ સનમુખ આવે નહી, સુખ સંપત્ત યશ થાય. જગ્ન૦ ૪
શસ્ત્ર ને અસ્ત્ર પૃથ્વી પતિ, દુષ્ટ ચોર ભય રોગ;
શત્રૂ અનલ ગંજે નહીં, થાય નહી ઇષ્ટ વિજોગ. જગ્ન૦ ૫
બળીદાન પુજા સમે, હોમ મહોત્સવ રંગ;
ભણે સુણે તેને સદા, થાય સુખનો સંગ. જગ્ન૦ ૬
બારિદ સુખના જે સ્વારથી, જે કરશે નવરાત્ર;
શત્રુ-રાજ સરખો કરૂં, જશ વૈભવ વિખ્યાત. જગ્ન૦ ૭
ધુપ દીપ શૃંગારથી, શેવા કરે જે અખંડ;
ભૂત પ્રેત યમ દુતથી, બાધ પામે નહિં પંડ. જગ્ન૦ ૮
અંબા અંતરધ્યાન થયાં, દેખતાં ગીરવાણ;
નિજ નિજના અધિકારથી, પામ્યા સુરપતિ સ્થાન. જગ્ન૦ ૯
જજ્ઞ ભાગ સુખ ભોગવે, અસુર ગયારે પાતાળ;
દેવ સુરેશ નરેશ ને, સુખ સંપત ધન માલ. જગ્ન૦ ૧૦
જગ કારણ તારણ તમો, નમો વિશ્વઆધાર;
રણછોડરાયે પાયે નમે, તેની કરજો સાર. જગ્ન માત સુર૦ ૧૧

## છંદ ચંડિપાઠ કવચ તેરમાનો.

મુની બોલ્યા પરમ ઉદાર, જે જય જનુની રે. મ્હામાયા તેભવનુસાર જે૦ ૧
માનો મહીમા છે અપરમ પર જે૦ કર્ત્તા હર્ત્તા ભર્ત્તાર. જે૦ ૨
અંબા ત્રિગુણા ત્રિગુણાતીત, જે૦ જગકારણ પર્મ પુનીત. જે૦ ૩
ભવ સાગર કેરાં નાવ. જે૦ મનુજાદિ પવનના દાવ. જે૦ ૪

અસુરા સુર માનવ દાશ. જે૦ જગ જનની બ્રહ્મ પ્રકાશ. જે૦ ૫
વદે મારકુંડ મુંનીરાય. જે૦ નૃપ વૈશ્ય રૂદે હરખાય. જે૦ ૬
વન નિરંજનમાં જળ તીર. જે૦ બેઠે આ તપશી તસમાર. જે૦ ૭
કરી પારથીવ માનું સ્વરૂપ. જે૦ રચે પૂજન વૈશ્ય નવભુપ. જે૦ ૮
નિજ માંસનું દે બળીદાંન. જે૦ દ્રઢ ચિત્તથી ધારે ધ્યાન જે૦ ૯
પૂજા ત્રણ વરસ એક મન, જે૦ જગદંબા થાય પ્રસંન. જે૦ ૧૦
તું આ દેહે પામીશ રાજ. જે૦ સુખ દોલત તખ્ત ને તાજ. જે૦ ૧૧
ભવ આવતે ભુપ કુમાર. જે૦ થાશે દાનકર ઘેર અવતાર. જે૦ ૧૨
સાવર્ણિ નામ પ્રસિદ્ધ. જે૦ મનુ થાઇશ પરમ પુનીત. જે૦ ૧૩
તું સાંભળ વૈશ્ય સું જાણ. જે૦ શુભ પાંમીશ પર્મ નીર્વાન. જે૦ ૧૪
એમ કહી થયાં અંતરધ્યાન. જે૦ નૃપ વૈશ્ય ગયા નીજસ્થાન જે૦ ૧૫
જકત્ત જનની તે જગદાધાર. જે૦ જય નાદબિંદુ ઓંકાર. જે૦ ૧૬
ભવભંજની દીન દયાળ. જે૦ કરૂણા નિધી પર્મ દયાળ. જે૦ ૧૭
જે આ ભણશે ચંડિનો પાઠ. જે૦ તેને સુખ સંપત્તિનો ઠાઠ. જે૦ ૧૮
ધન પુત્ર પૌત્ર પરીવાર. જે૦ ચિરંચાવીને જશ વિસ્તાર. જે૦ ૧૯
સંવત અઢાર અઠ્યો તેર. જ૦ થઇ સુખ સંપતની લેહેર. જ૦ ૨૦
તિથી નવમાને અશ્વિન માસ. જ૦ પુરી રણછોડરાયની આશ. જ૦ ૨૧

---

## છંદો શિવજીના.

### છંદ ઇશ્વર વિવાહ મોહટો.

#### રાગ ધોળ.

શંકર સારદાને શીશનામુરે, ગરવા ગણપતિ જુવો મુજ સાંમુરે.
સારદાજીને સમરથ જાણીરે, આઇ આપોને અવીચળ વાણીરે.
પરમોદીને પુછીએ વાતરે, કેમ પરણ્યા તે શંભુનાથ રે.
વિવાહ વૈકુંઠ નાથે વખાણ્યોરે એવો દેવીદાસે ન જાણ્યો રે.
પરમોદીનાં ચરણ પખાળું રે, વિહવા વીગતે કરીને ગાઉ રે.

#### રાગ ઢાળ.

વિવાહ તે વીગતે વરણુંવું, માતાજી કરોને મયાય.
એવાં વચન દેવીદાશનાં, દેવી કરોને દયાય.

એક સમે નારદ આવીયા, જ્યાં હતા શંભુનાથ.
પરીઆંણુ પ્રભુજી શું પરણુવા કહી રૂષિ આગળ વાત.
નારદ સઘળે નિરખતાં, એવી કંન્યાં ન જાણું કોય.
એવી સમોવડ શંભુનાથની, શરખી તે સુંદર જોડ.

## રાગ ધોળ ભૂતળ.

ભૂતળ ભાગ્ય ઉદે થયાં રે, કાંઈ હેમાચળ રાજન જો.
પુત્રિ પારવતીજી અવતર્યાં રે, રાયે પુરવેનાં પુરાણુ પુન્ય જો.
શિવને વરવા ઉમીયા અવતરયાં રે.
તેને જન્મ સમે જુગતી ભલીરે, રાયે દીધાં દાન ઉદાન જો.
માંણુક મોતીયે વધાવીયાં રે, હેમ હીરા રત્ન ભંડાર જો. શિ૦
ત્યાં કને વિપ્ર તેડાવ્યા વેદીયારે ભલી રીતે આશિરવાદ જો.
રાજાયે સરવેને શંતોષીયા રે, રૂડી રીતે વેદ મરજાદ જો. શિ૦
ત્યાં રૂષિ અઠયાસી આવીયારે, સો મળી બેઠાછે આસન જો.
સ્વરગેથી નારદમુની આવીયારે રાયે ઘણું થયા પ્રસંન જો. શિ૦
ત્યાંકણે વેળા લીધી વિગતકરીરે કાંઈ જુગતે જોશી જાણુ જો.
નારદ બેઠાએ નિસ્ચે કરી રે, મુખે બોલ્યા મીઠાં વેણુ જો. શિ૦
ત્યાંકણે શુભ લગ્નને શુભ ઘડીરે કાંઈ શુભ તિથી શુભ વારજો.
જોશીજીયે ગ્રહમંડાવીયા રે, કાંઈ પુન્યતણો નહી પારજો શિ૦
રાયે છે તમારી કુંવરી રે, તે તો સો સો પુત્ર શમાન જો.
કાંઈક પુર્વનાં પુન્ય ઉદેથયાંરે, એતો આગળનુ વરદાન જો. શિ૦
એતો જપતપ કીધે નવજડેરે વળી જોગ જગનને જાગ જો.
આતો ત્રિભુવન કેરૂં તપછેરે, રાયે ધન્ય તમારાં ભાગ્ય જો. શિ૦
એણી રીતે નારદ ઓચર્યા રે, રાયે લળી લળી લાગે પાય જો.
રૂષિયે મસ્તક ઉપર કરધર્યોરે રાયે ચરણુજીવી સદાય જો. શિ૦
એમ આશિરવાદ આપીયો રે, રૂષિ બોલ્યા બીજી વાર જો.
પુત્રિ જાણુ છું તે તમતણીરે, એછે જગદંબા ક્ષાત જો. શિ૦
એવી જુકિત જાણું જોશમાંરે જાણુ અંબાનો અવતાર જો.
એવાં લક્ષણ જાણુ જુકતેકરીરે એ શાચું માનો સાર જો. શિ૦
રૂષિ કહે તે કંન્યા રાશમાંરે, સતી પારવતી ધર જો નામ જો.
ઇશ્વર કેરી અર્ધાંગના રે, જેનુ અવીચળનિશ્ચલ નામજો શિ૦

એમ નારદને નિશ્ચે થયું રે, સતી જન્માં તે સર્વાં કાજ જો.
સ્વરગે સુખને સંપત દેવનેરે સર્વે અવીચળ કરશે રાજજો. શિ૦
એવાં વેદ વચન રૂષિરાયનાંરે શું ણી હેમાચળ માને સત્ય જો.
મનમાં મદ અતી માયે નહીરે કાંઇ ભાંગી મનની ભ્રાંતજો. શિ૦
એમાં ગુરૂજન મુનીજનતેડીયારે કાંઇ વજડાવ્યાં નીસાન જો.
ત્યાં ચંદન ચોક પુરાવીયા રે, સર્ખાચુ આવી ચતુરસુ જાણુજો. શિ૦
સરવે નારદને ચરણે નમ્યારે કાંઇ મોટા ગુણ મુનેશ જો;
ભૂતલ ભલી રીતે પધારીયાંરે કીધો સ્વર્ગ થકી પ્રવેશ જો. શિ૦
ત્યાં જન્મ સમે જુગતીભલીરે ચડી દેવ જુવે વેમાંન જો.
એ સુખ પામે પુસ્તક શું કહુરે એતો ભાગ્ય પ્રતાપે હોય જો. શિ૦
ત્યાં પુષ્પ તણી વૃષ્ટી કરે રે સ્વર્ગના વાશી સરવે દેવતા જો.
મુખથી જેજે વાણી ઓચરેરે જુવે હેમાચળ દરબાર જો. શિ૦
એમ દાનમાન સૌને આપીયાંરે માગી શીખ પોતે સૌ સાથ જો.
રાયે જન્મ ઓત્સવ બહુકર્યોરે કાંઇ દીધાં અગણીત દાન જો. શિ૦
એવી જન્મપત્રિકા જાણજોરે કાંઇ રૂપિ થયા સાવધાન જો.
ત્યાં મંગળ મોદમાએ નહીરે રાયે પોતીછે મનની આશજો. શિ૦
ત્યાં જોવા કારણ સહુ મલ્યાંરે મનમાં હરખ્યો દેવીદાસ જો.

## પારણું રાગ ઢાળ.

પારવતી ને પારણે, વળી પોઢાડે છે માત,
નર નારી જોવા મળ્યાં, ત્યાં નવતમ ઓત્સવ થાય.
દેવ સરવે જોવા આવીયા, અને જોડી ઉભા હાથ;
બહુવિધે અસ્તુતી કરીરે, પ્રગટ થયાંછો માત.
વાજાં વાગે બહુ ભાતનાં, અને શરણાઈના સોર;
જે જે વાણી સહુ વદે, દેવીદાશ રહે કર જોડ.

## રાગ પથમનો ભૂતળ.

પારવતીનું પારણું રે, કાંઇ પોઢાડેછે માત; દાશીયું આવી ત્યાંકને રે,
હોશ લીયેછે વળી માત રે, પારવતી ને પારણું રે. ટેક.
મેનાં તે ઉભાં ત્યાંકને રે, વળી મંગળ મુખથી ગાય જો.
તેની શોભા તે શું કહું રે, રત્ન જડયાં છે અમુલ્ય જો. પાર૦
હીરા માંણુકને ચુંનીયું રે, જડીત્ર ભાત અમુલ્ય જો.
પાયે તે પદ્મ શોભતાં રે, ઉપર મોર કરે ઝકોળ જો. પાર૦

પોપટ કેરી હારમાં રે, થાએ કોયલ કેરો નાદ જો.
નવતમ શોભા અતી ઘણી રે, તેમાં ઘુઘરી કેરો નાદ જો. પાર૦
વસ્ત્ર આભુક્ષણ શોભતાં રે. માથે પેરાવ્યાં છે અંગ જો.
શોભા તેની શું વરણવું રે, જાણે ઉગો પુનમનો ચંદ્ર જો. પાર૦
પાયે ઘુઘરા શોભતા રે, તેમાં ઝાંઝરનો ઝમકાર જો.
હીરા તે રત્ન જડાવીયાં રે, તેમાં ચુની કરે ચળકાટ જો. પાર૦
કરમાં તે રૂડી કામળી રે, ઉપર ચુડી કેરો ઝળકાટ જો.
બાંહે કડાંને બેરખા રે બાધ્યાં બાંહે તે બાજુબંધ જો. પાર૦
કંઠે તે આભ્રણ ઓપતાં રે, માંહે મુક્તાફળની માળ જો.
તેની શોભા શું કહું રે, મુખે કહી તે નવ જાય જો. પાર૦
ઝાલરડે હુલાવતી રે, મેનાં રહીછે મોરછાઇ જો.
પારવતીયે જાણીયું રે, મન ઉપજી છે પરછાય જો. પાર૦
માયા તે રૂપ ત્યાથી થયું રે, તણે દીઠાછે ત્રૈલોક જો.
દેવ સરવેને ઓળખ્યા રે, પછે દીઠું છે કૈલાશ જો. પાર૦
અચરજ પામી ત્યાં કને રે, મનમાં રહીછે મોરછાઇ જો.
મેનાં તે હરખપામી ઘણું રે, ગહી સ્વામીકેરે પાસ જો. પાર૦
ત્યારે હેમાચળ આવીયો રે, બેહો પુત્રિકેરે પાશ જો.
રમત રમાડે તેઘડી રે, લીધી ખોળામાં તતકાળ જો, પાર૦
રાજાયે મન વિચારીયું રે, કોક કારણ રૂપ અનુંપ જો;
રૂષિનાં વચન સાંભળે રે, એમ કહેછે દેવીદાશ જો. પારવતીને પા.

## રાગ મથમનો.

વળતી રૂષિજીએં માંડીછે વાતજી, તમે સાભળો શંભુનાથજી.
આંહાથી દુર ઘણી ભોમ થાયજી, ત્યાંકણ રહેછે હેમાચળ રાયેજી.
તેને ઘેર છે મેનાં નારીજી, તે તો શુંદર વદને છે સારીજી.
તને કુલ કંન્યાં એક આવીજી, તે તો રૂપ અનુપમ લાવીજી.
દીસે દેવી તણો અવતારજી, શોભા કેતાં તે ન આવે પારજી.
ક્રીડે હંશતણી ગત હરતીજી, ભુમી ઉપર ડગલાં ભરતીજી.
કટિ કાવે તે કેશરી લંકજી, અવની પર આડો અંકજી.
વેસ્સુ વાસંગી નાગ વળીયાજી. દીસે કંચન સરખી કાયાજી.
બેઠી છે ત્યાં બાળ કુંવારીજી, જુવેછે તે વર વિચારીજી.

શુભુનાથ કે નારદ જાઓજી, રૂષિ વારે તે વેલા થાઓજી
શુભ કામ કરો શિઘ આલીજી, જેણી એમ ગીયા રૂષિ ચાલીજી.
જેવું માત પીતાનું મન મોહ્યુંજી, જેવી કંન્યાં તેવો વર સોયેંજી
એમ કરતાં તે નારદ આવ્યાજી, મહાદેવનું માગુ લાવ્યાજી.
રૂષિ રૂડા સમાચાર લાવ્યાજી, માહા રૂષિજીયેં માંડીછે વાતજી.
વર રૂડો છે શંભુનાથજી, ત્યારે પુછે છે મેનાં માતજી.
વર કોણ તે ખંડનો રાયેજી, એની કોણ જાત કોણ ભાતજી.
એનું કોણ કુલ કઈ નાતજી, ત્યારે નારદ કે સાંભળ ખાઈજી.
એને ઘેરછે આડવડાઈજી, એનું શુંદર કુળ છે સારૂજી.
ત્યાંકણે મન માનેછે અમારૂંજી, જે કોય આણુગમતું કહે તમનેજી.
એની ખોટવરધ છે અમનેજી, એ વરછે વિવાહ શરખોજી.
એવી વાત કહી તો રાય હરખ્યોજી, જોયા વન્યા અજાણ્યું કીધુંજી.
શંભુનાથનું શ્રીફળ લીધુંજી.

રાગ ઢાળ.

રાય કહે રૂષિ સાંભળો, જુગતે શું લાવો જાન;
મોટા તે મહિપતિ આવશે, રૂડી પેરે વધશે માન.

રાગ પ્રથમનો.

નારદ કહે તમે સાંભળોને રાયજી, કહું માહાદેવનો મહિમાયજી.
જે કોય સુરનર મુનીવર કહાવેજી, ઇંદ્રાદીક સરીખા આવેજી.
બ્રહ્માદીક ને શ્રી ભગવાનજી, રૂડી દીસે તે નવતમ જાનજી.
એવાં વચન કહીને રૂષિ વળીયાજી, પ્રભુજીને પંથે પડીયાજી.
માહાદેવ ને મંદિર આવ્યાજી, રૂષિ રૂડા સમાચાર લાવ્યાજી.
હેમાચળે તે કંન્યા દીધીજી, શંભુનાથની સગાઈ કીધીજી.
એવી રૂષિજીયે કહી વાણીજી, શિવે હશીને આપી તાળીજી.
ચાલો જુગદીશ આગળ જઈયેજી. વિવાહની તે વાતું કહીયેજી.
પરીયાણ પ્રભુજી શું કીજેજી, લક્ષમી વરને તેડી લીજેંજી.
એવું શુણીને શંકર જાયજી, શિવને હરખ તે નવ માયેજી.
વૈકુંઠે ગયા માહાદેવજી, કૃષ્ને પુજા કરી તતખેવજી.
કહો રૂષિજી કહ્યાંથી આવ્યાજી, કાંઈ નવતમ વાતું લાવ્યાજી.
રાયે હેમાચળ કેરે ઘેરજી, તમે પધારો રૂડી પેરજી.
શંભુનાથને શ્રીફલ દીધુંજી, એવું કામ અમે જઈ કીધુંજી.

હવે તમારૂં પૂરણ કામજી, નાથ વેલી કરોને જાનજી.
એમ કહીને રૂષિ વળીયાજી, કૈલાશને પંથે પડીયાજી.
શિવ આવ્યાછે નીજ પુરીમાંહીજી, મન ઘણો તે આનંદ થાયજી.
હેમાચળ તે મન વિચારેજી. ઘેર રાજાઓને તેડાં કાવેજી.
દેશો દેશ મેલ્યા અસ્વારજી. સરવે રાજાને કરે છે જાણજી.
વિપ્ર લઇ આવ્યાછે પત્રજી, રાજ સભામાં જાય તતખેવજી.
કૌરવ રાજા તે કહીએ કુ ... જી, પાંચ પાંડવછે ગણ સુરાજી.
રાજા પળ આવેછે ત્યાંયેજી, શોણીતપુર તે કેરો રાયજી.
હસ્તી છોડ્યા સહસ્ત્ર એકજી, તેમ ઘોડા મગાવ્યા અનેકજી.
ઘોડા હરણાને પંચરંગીજી, કાળા કાબરાને કલંકીજી.
ઉજવળ આરબી દીરો ઘણાજી, ગોરા રોઝાને પંચકલ્યાણીજી.
રથ પાળાને અશ્વ અનેકજી, ઘણી જાતનાં વાજે વાજંત્રજી.
મેઘાડમર ધર્યું છે શિરજી, જાણે આવેછે જુગદીશજી
તે સમૃધી લાવ્યો અપારજી, જોતાં કોઇ ન પામે પારજી.
એમ રાજા આવેછે અપારજી, એનો કેમ લહુ તે પારજી.
જરાસંઘ તે જુગતેથી આવેજી, સંપ્રધા તે ઘણી લાવેજી.
હેમાચળને હરખ નવ માયજી, આવે રાય તે સાંમઇયાં થાયજી.
મંડપ રચના ઘણી થાયજી, ત્યાં માનુની તે મંગળ ગાયેજી.
હેમાચળને હરખનવ માયજી, મહા મંડપ રચિયો ત્યાયજી.
તેડયા સુતાર સલાટ સોનારજી, કારીગર તેડયાછે સારાજી.
મનગમતાં તે મુહુરત સાંધીજી, દિશા જોઇને દોરી બાંધીજી.
ચાર જોજન ભોમ લીધીજી, પરવાળાની પુરણી કીધીજી.
મણિબંધ તે મહાડ જડાવ્યાજી. અનોપમ તે સ્થંભ જડાવ્યાજી.
ભોમાથી તે ભુવન આકાશેજી, માંહી જડીત્ર જોત પ્રકાશીજી.
ત્યારે તેજ તણી વીધ જાણેજી, હવે રંગ આળખણી માંડીજી.

**રાગ ઢાળ.**

મંડપ રચનારે આદરી, માંઇ આળખણી અપાર.
મેઘ માળારે ચિત્ર શાળા, ભલી તે ઓપે છે ભાત.
મેરૂ પરવતરે પંખી પ્રગટયાં, માંઇ ફુલ વેલ સુખકાર.
નેણે વળી નીરખતાં રે, કેતાં તે ન આવે પાર.

## રાગ પ્રથમનો.

એવી મંડપ રચના માંડીજી, ચતુરાઇથી ચિત્રજ કાઢીજી.
માંહી મેદ ભુલવણી ઝાઝીજી. બાજીગર તે કરતા બાજી જી,
માંહી વેદભણંતા જોશીજી, કાંઇ વણજ કરંતા દોસીજી.
ગળે બાંધ્યા તે ગેમર ગાજેજી, શુંઢાળા તે સાંકળ ભાજેજી.
માંઇ મદઝરને મદ ઝરતાજી, સામ સામી ફારરીયું કરતાજી.
ફેક ઘોડે ચડ્યા અસ્વારજી, નહી બખતર પારખયાનો પારજી.
માંહીં મલ પ્રતિજ્ઞા કરતાજી, કાંઇ આનંદ ઓછવ થાતાજી.
એવું લખ્યું તે મંડપ માંયેજી, બીજા નાટક નૃત્ય નવ જાણુ જી.
વનસમિ તે શું રે વખાણું જી, અનોપમ આંબા ફળીયાજી.
આલો જોયે તે જાંબુ ગળીયાં, માંઇ ખારેકને ખજુરજી.
ફળ ફાફળને નાળીયેરીજી, અતી રંગેતી રાંણુજ રાતીજી.
લીલી કેળને કરમદી પાકીજી, બદામની જોડે બીલીજી.
નવરંગી દીસે છે નીલીજી, માંહીં પ્રેમલ શુખડ ઝાઝીજી.
માંહીં નવરંગી નાગરવેલ્યું જી, જાણું વૈકુંઠ આણી મેલ્યું જી.
વનસ્પતિ તે ભાર અઢારજી, માંહીં પંખીતણો નહી પારજી.
જ્યારે મધ્ય મંડપમાં આવ્યાજી, અતી હરખે સું હંશ કહાવેજી.
માંઇ નવતમ શુડલા નીલાજી, માંહીં કાબર ચકલી કોકીલાજી.
ફેરંખાને કુકડા વઢતાજી, પારેવાંને પોપટ પઢતાજી.
સમળીને શકરા ડીઠાજી, બગધ્યાન ધરીને બેઠાજી.
પરઓમ તણાં જે પંખીજી, એવી અનોપમ જાત આળેખીજી.
એવી મંડપ રચના કાવેજી, શંભુનાથ તે જાન કેવી લાવેજી.
કૃષ્ન કીધી છે પૂરણ પ્રીતજી, જાને જાયે. તે રૂડી રીતેજી.
સાથે તેડી છે આઠ પટરાણીજી, સોળ શહસ્ત્ર અતી રાણીઓજી.
સંન્યા લીધી છે ક્ષોણી એકજી, તેમાં જાદવ છોડે છેકજી.
સાથે બલભદ્ર થાયે તયારજી, પ્રદ્યુમન સજી હથીયારજી.
ચંદ્રમાને તે રોહણી કાવેજી, સૂર્ય સહીત રનાદે આવેજી.
ઇંદ્ર આવ્યા ઇંદ્રાણીને તેડીજી, સાથે કામદુર્ગાને લાવીજી.
બ્રહ્મા સાવંત્રિ સહીત આવ્યાજી, અખેપાત્ર તે ભેળું લાવ્યાજી.
દેવ વેમાને ચડીને આવેજી, શિવને અખંડ પુષ્પે વધાવેજી.
બ્રહ્મા ભણે છે ત્યાં વેદજી, મંડપ શેપે છે માહાદેવજી.

મઢી આગળ મંડપ રોપાવેજી, શિવની જાન તઇયારજ થાયેજી.
શિવે ફાટલ કંથા સાંધીજી, જુગતે શું જટા બાંધીજી.
ગળે રૂંઢ મુંઢ વરમાલજી, તેને વીંટાણા બોરીગ કાળાજી.
જાન સરવ મળી તતખેવજી, ત્યાં વૃશભે ચડ્યા માહાદેવજી.
એવો વેશ ધરીને વર આવેજી, શંભુનાથ સમાચાર કાવેજી.
ત્યારે પુછે છે મેનાં માયેજી, ચાલો જોઇએ તે જાન જમાઇજી.
નવ જોબન નેણુ સમારજી, જોવા આવેછે શુંદર નારીજી.
નારી આવીને નીરખે રૂપજી, ત્યારે ડીઠાછે જોગી અનુંપજી.
સામા આવ્યા તે શુંદર નારીજી, ત્યાં મેનાં રહી મોરછાઇજી.
આવો બ્રાહ્મણ ભુંડો ન જાણ્યોજી અણખપનો તે ક્યાંથી આણ્યોજી.
એવી વાત કહીને જાયેજી, સંભળાવે હેમાચળ રાએજી.
માતા પુત્રિને એમ કહાવેજી, બાઇ બળધે ચડીને વર આવેજી.
કુંવરી કહેછે કરમની વાતજી, વર પામી હું વૈકુંઠનાથજી.
જે રૂષિજીયે મુજને આપ્યોજી, મહાદેવ કરી મેં સ્થાપ્યોજી.
ત્રૈલોકમાં માહા તપ કીધાંજી, માહાદેવ સરીખો વર દીધોજી.
ઉમિયાયેં કહી છે એવી વાતજી, મુખેં બોલે છે મેનાં માતજી.
આ પુત્રિ ક્યાંથકી જાઇજી, ગળસુદીમાં વિખ ન પાઇજી.
વાણુ દીઠે તે શું રે વખાણુંજી, હંશ કાગની કોટે બંધાણુંજી.
પ્રથમ પોખવાને કોણ જાશેજી, એના સરપજ સામા થાશેજી.
અમે માનવી મનમાં બીજેંજી, એવા દેવને અમે શું કીજેંજી.
જુવો કુળવંત કેવા જમાઇજી, ત્યાંકણુ મેનાં રહીછે રીસાઇજી,

## રાગ ઢાળ.

મેનાંનું મન માને નહીં, તેના અનેક અવગુણ માય;
પેરે પેરે કરી પોંછવે, આધીન થઇ ઉમિયાય.
જનમ આપે જનેતા, પણ કર્મ ન આપે કોય;
પાણી પીને ઘર પૂછિયું, તેનિ જાત ભાત શિ જોય.
કરમ બંધન કીજિયે, હવે દોષ લાગે મોરી માય;
આંગણે આવ્યો આશા કરી, તે વર વર્યા વિના કેમ જાય.

## રાગ પ્રથમનો.

મેનાં તે મન માને નહી રે, કાંઇ આંગણું ઊભાછે ઇશ જો.

પારવતીના પ્રેમથી રે, કાંઇ પ્રગટ થયા જુગદીશ જો;
વણુ દીઠે જોયા વન્યા રે, કોઇ કરવો તે અન્યાય જો.
આ તો કૌતક હાંશું કર્મનું રે આંગણે ઉભા ઇશ જો;
વાતું વિતકની કેમ વિશરે રે, રૂષિ નારદ કીધો અન્યાય જો.
મેનાં તે મન માને નહીં રે, તેને કહેછે હેમાચળરાય જો.
મેનાને મુંઝવણ થઇ રે, વર દેખીને ઉપની દાઝ જો;
કાળ રૂપ આવ્યો કયાથકી રે, જાણે જીવલેવાને કાજ જો.
ત્યાં નારને નંદે ઘણું રે, કુડું કીધું તે આવું કામ જો;
વરને પાછો વાળી મોકલો રે, જઇ બેશે પોતાને ઠામ જો.
મારી આંખ્યુંથી આઘો કરો રે એનો સદ્ય કરોને ત્યાગ જો;
વ્યાકુળ થઇ બોલે વાતડી રે, મેલી લોકીક કેરી લાજ જો.
એવું અમે નવ જાણીયું રે, આ તો જળમાં ઉઠી આગ જો;
નારદ હેતું નવ જાણીયે રે, આ તો કૌતક બેઠી ગાળ જો.
ત્યારે હાહાકાર થઇ રહ્યો રે, સહુ વિસ્મે પ્રાણી માત્ર જો;
નારદ એવાંતે કામ નવ કીજીયેરે તમે જ્ઞાની ન કીજે ઘાત જો.
ત્યારે નારદને દુઃખ લાગીયું રે, નારદ આવ્યા શંકરની પાસ જો;
આ જોગ રૂપ સહુ જાણીયે રે કરો ભોગ રૂપ પ્રકાશ જો.
ત્યારે શિવે મન વિચારીયું રે, લીધું રૂપ તેજ પ્રકાશ જો;
મેનાં તે મનમાં મોહી રહી રે, હરખ પામીછે અપાર જો.
વરને લાવો આઘડી રે, એમ બોલી છે મેનાં નાર જો;

હાંરે એવું રૂપ અનુંપમ દીઠુંજી, રાણી મેનાંને લાગુ મીઠુંજી.
વર વરવા સરખા લાવ્યાજી, અમને ભુલવણીમાં ભુલાવ્યાજી.
પ્રભુ એવડું ન કીજે હાંસુજી, લાજ તાણીને બોલ્યાં સાસુજી.
મેનાં કહેછે નારદને હું આપીજી, જાણે જીભડી નાખું કાપીજી.
એવો ભુંડો સ્વભાવછે મારોજી, પ્રભુ મનમાં રોશ ન ધારોજી.
હું છું નારીમાં મત થોડીજી, પ્રભુ વિનવું બહુ કર જોડીજી.

સૂર્ય સમોવડ શોભતાને તેજ ધરયું પ્રકાશ. વર ચડયા તોરણે રે.
અરક ઉગે જેમ તમૂ ધરો એમ થીયોછે તેજ પ્રકાશ વર ચ૦
હરખે હૈયામાં નિરખે નાથ મેનાં હરખેને મંગળ ગાય. વર ચ૦
ધીશળ મોશળ કર ધરીને મલપતી પોંખવા જાય. વર ચ૦

રાંકલ રૂખમણી રોહણી એમ મુખથી બોલે બોલ. વર ચ૦
આગ્રાં શુરે વખાણીએ તમારી શુંદરી નહીં શિવ તોલ. વર ચ૦
ઘાટડી સુંદડી મોડીયો સંપટીયાં અતી સાર. વર ચ૦
નાકસાઇ વરને નીરખીયા હવે ગળે તે ઘાલ્યો ઘાટ. વર ચ૦
આનંદ ઓછવ અતી ઘણા ત્યાં માનુની મંગળ ગાય. વર ચ૦
કનક દીવડો હાથમા મેનાં હરખેને મંગળ ગાય. વર ચ૦
શાયાં માયાં મળી કરી મેનાં મલપતી મંડપ જાય. વર ચ૦

અખી તેડી આવ્યાં શેરાજી, ત્યાંકને પુષ્પ નાખ્યા ... વેરીજી.
માહાદેવ માયરામાંય પધરાવ્યાજી, ત્યાંહાં સુરીનર મુનીવર આવ્યાજી.
ત્યાંકણે આવ્યાં તે ઇંદ્ર ઇંદ્રાણીજી, બ્રહ્મા સાથે તે ગોર ગોરાણીજી.
સુર્ય રનાદે સરખી જોડીજી, ચંદ્રમાને રોહણી રૂડીજી.
હેમાચળની જોડે મેનાંજી, વળી વખાણ કરૂં શું તેનાંજી.
પાટે પારવતી પધરાવ્યાંજી, લક્ષ્મી લુણ ઉતારવા આવ્યાંજી.
અતી આનંદે પરણે ઇશજી, તેના જાનઇઆ જગદીશજી.
ત્યાકણે સર્ખાંચુ ફટાણાં ગાયજી. તેમ શંકર રાજી થાયજી.
તમારે માત તાત નહી ભાઇજી, ઠાલી ક્યાંથી શીખ્યા ઠકરાઇજી.
તમારે ગોત્ર નહીં નહીં શાખાજી, ભણ્યા વન્યા શિખ્યા ભેદ ભાષાજી
મા બાપ વિન્યા કેને ગાએજી, ગુણ અવગુણ કેના સોહાએજી.
શિવ ભાગ ધંતુરો ચાવેજી, તમને ભગવાં વસ્ત્ર ભાવેજી.
તમારાં લક્ષણ કહ્યાં નવ જાયેજી, તમે જેરે કરો તે થાએજી.
ચિત્ર ભાંગ તણા છો ભોગીજી, જટાધારી કેવાણા જોગીજી.
હાથ ખપર લઇને ઝોળીજી, સાથે ભુત ભૈરવની ટોળીજી.
હવે રાજ કંન્યા તમે પામ્યાજી, મોટા સગપણમાં વિસરામ્યાજી.
આજ થકી થયો દીન વળતોજી, સગો રાએ હેમાચળ સરખોજી.
શિવને ગાએ ફટાણાં ભારીજી, ટોળે મળીછે પૂરની નારીજી.
એવા વાંકાં વચન સઉ ગાએજી, તેમ શંકર રાજી થાએજી.
રૂડાં મંગળ ગાએછે ભારીજી, સરવે માનુની સેજ સોહાવીજી.
ઘેરી બેઠાં સજન સઉ પાસજી, મન હરખ ઘણો દેવીદાસજી.
મેનાં મલપતી મંગળ ગાયજી, ત્યાં કંન્યા વે દાન દેવાયેજી.
છેડા છેડી તે જુગતે બાંધીજી, વરમાળા તે કંઠે રોપીજી.
એમ પરણેછે શંકર સાથેજી, ત્યાં ચોરીનું વખતજ થાએજી.

એમ સારાં તે મુરત આંધીજી, નીલા વાંશની ચોરી બાંધીજી.
ચોરી વણુ ચીતરે ચીતરાણીજી, વાંશ આવ્યાને ચોરી બાંધીજી.
પેહેલું મંગળ હરતાંને ફરતાંજી, બીજું મંગળ ચોરીમાં વરત્યુંજી.
ત્રિજે મંગળ ગ્રહી રહ્યા હાયજી, ચોથે મંગળ પરણ્યા શંભુનાથજી.
એમ મંગળ વરત્યાછે ચારજી, ઇશ્વર આરોગે કંસારજી.
શિવજી બેઠા પસોઠીવાળીજી, મધુપ્રકમાં કાંસાની થાળીજી.

## પૂટાણું રાગ મથમનો.

શંકર પી પીરે ધીપી, અમે ગારય કનકની લીપી.
ગાયુ ભેંશુંના નહી ટોળા, ઘરમાં વિભુતીનાછે ગોળા. શંકર૦
ઘેરે દહી દુધનીછે શેવા, મન ગમતા આરોગો મેવા. શંકર૦
ટાઢા ટુકડારે ખાતો, રાખ ચોળી થયો રંગ રાતો. શંકર૦
હેમાચળનું દુખ તમે નધરશો મારા જન્મનાં પ્રાશ્ચિત્ત હરજો. શંકર૦
ત્યાં કણે હાગ ઘરેણું થાયજી, ત્યાકણે કંન્યાને દાન દેવાયજી.
આપ્યા ભોમી ગ્રથ ભંડારજી, આગળ દોરાવ્યા તોખારજી.
મોટા માતંગને શૃંગારાજી, ઉપર અંકુશને અંબાડીજી.
એવા શએ આપે રથ જોડીજી, આગળ ધોળાને ધમરા ધોળીજી.
સરલ કોટે તે સાંઢીઆ દોર્યાજી, આપ્યા ગાયું ભેંશુંના ટોળાંજી.
એવાં દાન સમરપી આપ્યાંજી, પ્રભુજીને પેરામણી થાએજી.
પીળાં પીતાંબર પટકુળજી, આપ્યા ઘડબંધાં ઘરચોળાજી.
રંગે રાતાંને રૂડાં દીશેજી, રજ કરી લેવા મન હીંશેજી.
મશરૂ મનગમતાં મગાવ્યાંજી, પ્રભુજીને પ્રીતશું પેરાવ્યાંજી.
નવલા વેહેવાઇને નવરંગાંજી, મંડપ વરત્યો છે ઉછરંગજી,
માગણ જનને આપ્યાં બહુ દાનજી, માડયાં પાકશાળાનાં કામજી.
જુગતે કરી જમાડે જાનજી. તેનાં શું રે કરૂં વખાણુજી.
પેંડા પતાસાં મીઠાઇ આઝીજી, ઘેબર જલેબીરસે ભારીજી.
ખુંદીકેરા તે લાડુ ધરીઆજી, વાસુદીના પડીઆ ભરીયાજી.
ત્યાં પુરી કચોળી આપેજી, ફરસાણનો પારન આવેજી.
કીધી ચંપકવરણી દાળજી, બીજાં શાકતણો નહીં પારજી.
કુરમોદ કેરો કીધો ભાતજી, દુધપાક ને દુધ બહુ મીઠાંજી.
પાપડ કેરો તે ન આવે પારજી, આંથણાં તે આપે અપારજી.

કેરી કરમદાં તે બહુ મીઠાંજી, લીંબુ રસે ભરયાં પણ મીઠાંજી.
વાંસ આદુ તેઅપરમ પારજી, નીલાં કેળાં ને ગરમર સારજી.
એવી જુગતે જમાડીછે જાનજી, આપ્યાં ફોફળને વળી પાનજી.
જાન જમીછે રૂડી રીતેજી, પ્રભુ જમી ઉઠયાછે પ્રીતેજી.
હવે શીખ આપેછે રાએજી, શિવ પરણીને ઘેર જાએજી.
સામાટ તે રથે બંધાએજી, હેમાચળ લાગેછે પાયેજી
પહેરું શીચીને આપી શીખજી, જાન સાંઢીને દુંદુભી વાગીજી.
બેઠાં દેવ વેમાન શીખ માગીજી, તમે પેરામણી કરી સારીજી.
રાએ દીલ મોટા દાતારજી, જેને જેવી રીતે જોઇએજી.
તમાં કોરૂ ન રહે કોએજી, પછી વૃષભે ચડયા મહાદેવજી.
જેના વિશ્વપુરે છે સેવજી, જે જે શબ્દોયે થયો ઉચ્ચારજી.
પુષ્પ વૃષ્ટી તણો નહીં પારજી, સરવે તત્પર થયા તઇયારજી.
જાન આવી નગરથી બાહારજી, પ્રેમે પારવતી વળાવ્યાંજી.
સારી સુખડી લીધી સાથેજી, રાણી મેનાંજી સાંભળો વાતજી.
તમે આંબે મભરશો પાણીજી, તમ પુત્રિ મહા બડભાગીજી.
વર ઇશ્વર અખંડ સોહાગીજી, રાણી મેનાને કેહછે બ્રહ્માણીજી.
તમે લાઓ લીધો જુગ જાણીજી, વળતી મેના બોલીછે વાણીજી.
તમે વાત સુણો ઇંદ્રણીજી, બોલ્યા ચાલ્યા સામું નવ જોજોજી.
માજી રોષ રદાનો બોજોજી, અમે શેવા કીધી નથી પ્રીતજી.
ભોળા લોક જગતની રીતેજી, તમે દેવ વિધી સરવે જાણોજી.
અમ રાંકને શું રે વખાણોજી, ભલાં ભાગ્ય અમારાં જાણ્યાંજી.
તમે સ્વર્ગ થકી પધાર્યાંજી, એમ કહીને મેનાં ચરણે લાગીજી.
રૂડો અમર આશીરવાદ માગીજી, પુત્રિ પારવતી પધાર્યાંજી.
રમઝમતાં તે ત્યાંકને આવ્યાંજી, માતા મેનાંએ રૂદયામાં ભીડીજી.
મુખ આપી તંબોળની બીડીજી. પુત્રિ શીખામણ સુણી લીજેજી.
ઇશ્વરની શેવા નિત્ય કીજેજી, એછે પતિવતાની રીતજી.
પતિ સાથે છે પૂરણ પ્રીતજી, જે જેકાર બોલે સહુ સાથજી.
કુત્રિ હળવાં ન પડીએ હાથેજી, તારે સાસુ નણંદ નહીં બાઇજી.
સહુ સાથે છે પ્રીત સવાઇજી, પતિ પામ્યાં છો પૂરણ ભાગ્યેજી.
જપ તપ જડે નહીં જાગ્યેજી, મેનાંએ શિખામણ શીખાવીજી.

તે તો ઉમીયાને મન ભાવીજી, સહુ સૈયરને મળી સાંઈજી.
સુણુ વાત સાહેલી આઈજી, હું તો હસતી ને રમતી તમનેજી.
રખે વિસારી મુકો અમનેજી, એમ કહીને સધાવ્યાં ગૌરીજી.
સખીયું આવીયું સરવે ઓરીજી, વળીયા જયાને અજીયા સંગેજી.
રૂડો વિવાહ કીધો ઉછરંગેજી, રાએ કીધા સહુને નમસ્કારજી.
નમ્યા શંકરને નીરાધારજી, ભલાં ભાગ્ય અમારાં ધન્યજી.
થયાં દેવતણાં દરશનજી, બેઠા દેવ વેમાન શીખ માગીજી.
શંભુ પરણી આવ્યા કૈલાસજી, સરવે રૂષિને દીધાં માનજી.
મંત્ર ભણી આપે આશીરવાદજી, મત્યું લોકમાં દેવીદાસજી
વાસાવડમાં પોતે રેહેછેજી, વિવાહ વીગતે કરીને કહેછેજી.
જે કોઈ ઈશ્વર વિવાહ ગાશેજી, તેનાં પ્રાશ્ચિત પ્રલે થાશેજી.
જે કોઈ નર નારી સાંભળશેજી, તેનાં પાપ સઘળાં બળશેજી.
ગાયો સંવત ૧૭૩૫ સેજી, રૂડો માઘ તે માસનો દીનજી.

---

## છંદ મહાદેવ ગણપતિનો જુદ્ધ.

ગુરૂ ગુણપતિને નાંમુ શિશ જો કે, કરજોડીને માગું જુગદીશ જો કે,
સરસ્વતી ને પાયે લાગુ જો કે, માતા અવીચળ વાણીમાગુ જો કે.
કહુ પુત્ર પીતાનો જુદ્ધ જાણી જો કે, તેતો અવીચળ રાખજો વાંણી જો કે.
નારદે મન કીધો છે વિચાર જો કે, આવો શમય ન આવે નીરધાર જોકે.
એવું જાણીને આવ્યા નારદમુની જોકે, ઉભા શિવ તણેરે ભુવન જો કે.
વાગે તુમર કરતાં જ્ઞાન જો કે, ગુણપતિયે બોલાવ્યા ભગવાનજો કે.
કહો રૂષિ તમે કયાંથી આવ્યા જો કે, મુજ માતા બેઠાંછે નહાવા જો કે.
મંદિરમાં જાતાં વાર્યા જો કે, તેણે ક્રોધ કરીને પધાર્યા જો કે.
ગીયા ગંગાજીને તીર જો કે, શિવે આશન વાળ્યું છે ધીર જો કે.
ધ્યાનથી ચુકયા તણો ઉપાવ જો કે, એવો જોગ ઉપજાવ્યો ત્યાંય જો કે.
ધ્યાનથી ચુકાવ્યા કરી ગ્યાન જો કે, ઉઠી ચરણે લાગા ભગવાન જો કે.
કહો રૂષિજી કયાં થકી આવ્યા જો કે, વળતા બોલ્યા રૂષિ રાજંન જો કે.
ઉમીયાયે ઉપજાવ્યાં બે તંન જો કે, તમે તપતણું ફળ પામ્યા જો કે.
દુઃખડાના તે દાહડા વામ્યા જો કે, વચન શાંભળી ચડયોછે કાળ જો કે.
ઉઠયા શિવ જોવાને બાળ જો કે, આવ્યા શંકર ક્ષણુંએક માંહેજો કે.
બેઠા દીઠાજે ગુણપતિ ત્યાંહે જો કે, ભસ્મ ચોળી દીસે વિક્રાળ જો કે.

શોભે ગળા વચ્ચે રૂંઢમાળ જો કે, શુંદર શિશ શોભેછે જટાએ જો કે.
આવ્યા પોળમાં શંકર રાયે જો કે, ગુણપતિ બોલ્યા તેણીવાર જો કે.
જોગી ઉભા રહો ને નિરધાર જો કે, મંદિરમાં જાતાં પેઠા ઇશ જો કે.
આવ્યા ગુણપતિ ચડાને રીશ જો કે, કયાં જાઓછો જટાધારી જો કે.
નાવા બેઠાંછે માત અમારી જો કે, શિવને નહ્યું ન માની વાત જો કે.
જટાઝાલી ફગાવ્યા પૃથ્વિપાત જો કે, ઉઠયા શિવજી ક્રોધ ચડાવી જો કે.
ત્રિશુળ ધારીયે ધરા તે ધ્રુજાવી જો કે, થાશે પૃથ્વિ પાતાળ તે એક જો કે.
ભુમી ભાર ન ઝલે છેક શેશ જો કે, મારે મુઠી પાદુને કોણી લત જો કે.
વઢે પુત્ર પિતા સાક્ષાત જો કે, ભુત પ્રેત ઉભાં સરવે સાથ જો કે.
શિવે ગુણપતિને લીધી બથ જો કે, એક બીજાને ગડદા મારે જો કે.
દારૂણ જુદ્ધ તે બહુ રચાવે જો કે, ત્યાંકણે થાય છે હાહાકાર જો કે.
ભુત પ્રેત કરેછે પોકાર જો કે, એવો જુદ્ધ કરીને કોપ્યા ઇશ જો કે.
જાણે ન પોચ્યા બળ ઘણું દીશે જો કે, કોપ ચડયો શિવને ભય જાણી જો કે
કર લીધુંછે બાંણ ઘણું તાણી જો કે, બાંણે શિશ છેદ્યુ તેણી વાર જો કે.
શિશ ગયું તે પૃથ્વિ મોજાર જો કે, શિવ આવ્યાછે મંદિર માંહે જો કે.
ઉમીયાજી ન્હાવે છે ત્યાંહે જો કે, કેશે કરી ઢાંક્યુંછે અંગ જો કે.
મહારાજ શું રે કર્યોછે જંગ જો કે, લજા આણી કહ્યાં વચન જો કે.
શિવ કયાં ગયા પુત્ર ને તંન જો કે, શિવ કહે મુજ વોણી પ્રજા કીધા જો કે.
તેનું મસ્તક નાખ્યું મેં છેદી જો કે, ત્યારે કોપે ભરાણાંછે દેવી જો કે.
હવે કરવી તે જોયા જેવી જો કે, આવું નારદનું હશે કામ જો કે.
તે વિન્યા ન હોય સંગ્રામ જો કે, કોપ ચડયો થયો હાહાકાર જો કે.
ત્યારે વિચાર્યું શિવે નીરધાર જો કે, મેતો વચન આપ્યું તું એક જો કે.
તેમાં શંધે નહીં લવ લેશ જો કે, બે ઘટીમાં મળેજો શિશ જો કે.
શજીવન તે કરશે ઇશ જો કે, જોયા પરવતને વળી પહાડ જો કે.
મસ્તક નવલાધું નિરધાર જો કે, મસ્તક શોધતાં ચડીછે રીશ જો કે.
છેદી લાવ્યા કુંઝરનું શિત જો કે, મુક્યું મસ્તક વિવેકે કરી જો કે.
છાંટયું અમ્રત અંજળી ભરી જો કે, દીઠું પુત્ર કેરૂં શિશ જયારે જો કે.
ઉમીયાની ઉતરીછે રીશ જો કે, ત્યારે શિવ બોલ્યા કીપા કરી જો કે.
દુઃખ પામ્યો મારે હાથે કરી જો કે, પ્રથમ પુજા તમારી દેવ જો કે.
પછે બ્રહ્માં વિષ્નુને મહેશ જો કે, એવી ગુણપતિની પુરી આશ જો કે.
દેવ વેમાને થયા પ્રકાશ જો કે, ગાયો સંવત ૧૮૭૮ સે જો કે.

## છંદ મહાદેવનો શિવજી શેવીયારે

થયાછો શબ્દ થકી સાકાર, મોટા મહા જોગી નિરધાર;
આપે ઇચ્છા કીધી એક, ધરેછો નામરૂપ અનેક શિવજીશેવીયારે.
ઘટ ઘટ વિશ્વનાથનો વાશ, શુંદર શુભસ્થાન કૈલાશ;
બિરાજે જટાજુટમાં ગંગ, ગુણવંતિ ગીરજા શોભે સંગ શિવ૦
શિતલ ચંદ્ર ધર્યોછે શિશ, સ્વામી શકલ ભુવનના ઇશ;
ત્રૈલોક શોભે છે ત્રિભુવન, જળહળ ઝળ કે પંચવદન. શિવ૦
તમને વ્યાપે નહી વિષપાન, નિરંજન નીલકંઠ ભગવાન;
શ્રવણે શોભે કુંડલ સાર, વિભુતી રૂંઢ માળ ઉર હાર. શિવ૦
દશ ભુજા દિશે દક્ષણ આમ, કરો છો શેવકનાં શુભ કામ;
કરમાં કંકણ ડમરૂ ડાક, ભીક્ષા ભોજન સાકને પાક. શિવ૦
અદભુત આયુધ તિક્ષણ સાર, કરવા કુટીલ તણા સંહાર;
વિભુતી વાઘાંબર પરીધાન, વાલું વસ્તીપે સ્મશાન. શિવ૦
ઓત્તમ ઉપવીત કાળા નાગ, ગમેછે ગાંન તાન રંગ રાગ;
નંદી ભંગી નાચે ગાય, ગાલ વગાડી ઘેલા થાય. શિવ૦
શોભે વૃશભ તણું વાહન, ધમકે ઘુઘરમાળ રનન;
ભાવે ભાંગ ધંતુરો ચાવો, ઇચ્છાએ જાગ જજ્ઞમાં આવો. શિ૦૦
ઓળંગ કરે અષ્ટમહા સિદ્ધિ, દ્વારે દીશે છે નવ નિદ્ધ;
ભારે સંન્યા ભૈરવ ભુત, ડાકણી શાકણીને જક્ષ દુત. શિવ૦
સોપ્યા શેવકને ભંડાર, તમારો કુબેરછે કામદાર;
કરતા કોટિ કોટિ બ્રહ્માંડ, તમારો અદભુદ ખેલ અખંડ. શિવ૦
તમારા ખાલી ન પડે ખેલ, દીપક વણવાટે વણ તેલ;
શોભે શિવ શકિતનો રાસ, બહુ વિધ સરખા બારે માસ. શિવ૦
વરણન કરી ન શકે વેદ, બ્રહ્મા ઇંદ્ર ન જાણે ભેદ;
ભુતળ ભાવે પ્રગટે રાજ, કરવા શેવકનાં શુભ કાજ. શિવ૦
હેતે હાંશિલપુરમાં આવ્યા, સાથે પરીવાર સરવે લાવ્યા;
પૂજા અનેક પ્રકારની થાય, ભગવતજન ભાવે કરી ગાય. શિવ૦
જમે રમે છે વિપ્રના વૃંદ, કરો છો અષ્ટપોહોર આનંદ;
ગરબો ગુરૂ પ્રતાપે ગાયો, વાંડવ વચને ઠીક ઠેરાવ્યો. શિવ૦
હરિહર શકિત સરખાં જાણો, તેમાં અંતર દ્વૈષ ન આણો.

ગરબો શિખે શુણીને ગાય, તેનાં માંછિત પરલે થાય.
કીધાં પદ પ્રીતે પાંચીચ, ગાતાં રીઝ્યા ઉમીયા ઇશ. શિવ૰
આપો ભકિત મુકતી ભંડાર, તમે છો વડા દેવ દાતાર;
રચિને ગાયો શિવનો રાશ, કરજોડી કહે વિશ્વનો દાશ. શિવ૰

## છંદ રામનાથનો.

ગુરૂ ગુણપતિને નિતપાય લાગીયેરે લોલ. શુદ્ધ બુદ્ધવાણી તુજ પાસે માગીયેરેલો
મુજ મુંઢમાં મતિ તે કાંયે નથીરે લોલ બ્રહ્મ તનયાને સમરૂ સરસ્વતીરે લો.
હંસવાહિની શેવકની સારકરોરે લો. કાળ ક્રોધ તજીને મનમાં વસોરે લો.
મુજ બાળકનાં વચન રૂદે ધરે રે લો. કાળીદાસને માતાએ કીધો કવીરે લો
જય મુની વારંચીની વારે ધરીરે લો. બ્રહ્મ રાક્ષસ અતર પટ બાંધીયારેલો.
સદા શિવ ઉપર તપ સાંધીયાંરે લોલ. હુંથી સ્તુતી થશે માજીતણીરે લોલ.
ગરબી ગાશું તેરામનાથજી તણીરે લો. જે કોઇ સમરે અખંડ રૂપ શિવનેરે.
જમકીંકરનો ભય નહીં જીવનેરે લો. બેહો આસન વાળીને જપે શિવને રે.
કુષ્ટ દુઃખ દીયેછે અતી જીવનેરે લોલ. ક્રોધી કુંડને તે અગ્નિ પરજાળીયારેલો.
છેદી શિશને આપે પોતાનાં બળીરે લો. ત્યારે કોપા વાધીછે મન શિવનેરે લો.
હુવે રક્ષા કરૂ એના જીવનેરે લોલ. રામનાથ આવ્યાછે ક્ષણું એકમાંરેલો.
માગ્ય માગ્ય કહુછું વિવેકમાંરે લો. માગુ લંકાકેરો ગઢતો આપોતમેરે લો.
ચૌદ ચોકડીનું રાજ અમો કરૂરે લો. બાર મેઘ આવીને પાણી ભરે રે લોલ.
દેવ તેત્રીસ આવીને સેવા કરે રેલો. કામધેનું આવીને ચમરી ધરે રે લો.
ચંદ્ર સૂરજ આવીને કહ્યું કરે રેલો. વાયું વિધાતા વચને મારે રહેરે લોલ.
નવ ગ્રહ તો ઢોલીયે મારે ઢળેરે લો. દેશો દેશના રાજા મુજને નમેરે લોલ.
ચઉદ લોકમાં આણ્ય મારી ફરેરેલો. સ્વામી એવાં વરદાન અમે માગીયાંરેલો.
નીજસેવક જાણીને સ્થીર સ્થાપીયારે. ત્યારે કહ્યું તે થાશે સહીરે લોલ.
એવાં વચન લેને ચાલ્યો વહીરે લો. વૈકુંઠનાથે અંતરમાં એવું ધરયુંરે લો.
હવે શિવે તે કામ પુરૂં કરયુંરે લો. દૈત ચાલ્યા છે મન ઉલાશમાંરે લોલ.
તેને સમે નારજી સામા મળ્યારે લો. દૈત કહે છે સુણો એક વિનતિરે લોલ.
મુજ મેહેર કીધીછે ગિરીજાપતિરેલો. દેશ દેશના રાજા મુજથી ડરે રે લોલ.
વાયુ વિધાતા વચને મારે રહેરે લો. સ્વામી એવાં વરદાન અમનેઆલીયાંરે.
નીજ સેવક જાણીને સ્થીર થાપીયોરે. ત્યારે નારદ કહેછે તમે સાંભળોરે લો.
વસ્તુ લીધાવિના તું કાંભુલો ભમેરે. રૂષિ ગોર કહો તે કરૂં સહીરે લોલ.
એવા વચન સુણીને ચાલ્યો વહીરે. હાક મારીને દૈત ફુલા ફરીરે લોલ.

એની હાકથી કૈલાશ થરહર્યારે લો. ધ્રુજ્યો પર્વતને અંબીકાજી ભડક્યાંરેલો.
માતા ઉમીયાજી મનમાં થડક્યાંરેલો. સ્વામી આપણા નિવાસને આ શું થયુંરે.
નિલા પરવત ધ્રુજાવીને કોણ ગયુરે. ત્યારે ક્રોધ વાપ્યો છે મન શિવનેરે લો.
હવે શ્રાપ આપું એનાજીવનેરે. લો. દુષ્ટ રાજ કરે હવે તું અષ્ટ ઘડીરે લોલ.
તેને સમે રાવણને ચિંતા પડીરે લો. રામનાથ કહીને અંતર થયારે લોલ.
રૂષિ નારદ તે વૈકુંઠમાં ગયારે લો. સ્વર્ગ મ્રત્યું પાળ ફેરા જંતુનેરે લોલ.
દુષ્ટ કષ્ટ દીએછે અતી સંતુનેરે લો. ચૌદ લોક મારે વશ થઈ રહ્યુંરે લોલ.
ક્ષણું એકમાં તો ત્રિભુવને કંપાવીયુરે. દેવ વાણી થઈ છે આકાશથીરે લોલ.
દેવ અવતરશે કપી અવતારથીરે લો. રામચંદ્ર પ્રભુજી પોતે અવતર્યારે લોલ.
રાજા દશરથ ઘેર જઈ પરવર્યારે લો. જોગમાયા સીતાજી પોતે થયાંરે લોલ.
રાજા જનકજી ઘેરતે અવતર્યાંરે લો. રાજા જનક પડ્યો છે અતી શોકમાંરે.
આવું રૂપ નથી ત્રણ લોકમાંરે લોલ. રૂપ શુંદરીપુત્રિને હવે ક્યાં દઉંરે લોલ.
રૂષિ ગોરને પુછીને યજ્ઞ આદર્યરે લો. રાજા જનકે લખીછે કંકોતરીરે લોલ.
ભુમી ઉપરને દેવપાસ પરવરીરે લો દેવ લોકથી દેવને તેડાવીયારે લોલ.
મળી દેવ જનક ઘેર આવીયારે લો રૂષિ શૃંગિ અગસ્ત ત્યાં આવીયારે લો.
નાગલોકમાંથી નાગને તેડાવીયારેલો. બેઠા દેવ દાનવની સભા કરીરે લોલ.
હાક મારીને ઉઠ્યા છે લંકા ધણીરેલો. ભુજા વીશ સહિત વળગી રહ્યોરે લો.
દેવ દાનવતે જોતાં આંખો પડ્યોરેલો. રામચંદ્ર પ્રભુજી ત્યાં પધારીયારે લોલ.
ક્ષણું એકમાંતે ધનુષ્ય પાસે આવીયારે. પ્રથમ ધનુષ્યની તો પૂજા કરીરે લોલ.
ધનુષ્ય લીધું છે કરમાં ગ્રહીરે લોલ. દેવ દાનવ જોતાં કટકા કરયુંરે લોલ.
રામચંદ્રજીયે કામ દેવનું કરયુરે લો. વરમાળા તો રામને કંઠે ધરીરે લોલ.
જગમાયા સીતાજી તેને વરીરે લોલ. પ્રભુ સીતા સહીત વન આવીયારે લો.
મ્રગ કંચનતણો મારવા ગયારે લો. પુઠ થકી રાવણ બહુ પાપીયોરે લોલ.
સતી સીતાને તે હરી ગયોરે લોલ. મ્રગ મારીને રામચંદ્ર આવીયારે લોલ.
દેખા સ્થાનકને બહુ દુઃખી થયારેલો. ખોળે કામનીને ચૌદ લોકનો ધણીરેલો.
પછે ગોત કરીછે સીતા તણીરે લો. વેગ થકી હનુમાન ત્યાં ગયારે લોલ.
બાળી લંકાને વનમધ્યે આવીયારેલો. સતી સીતા તણી સુદ્ધ લાવીયારે લોલ.
પાજ બાંધીને પ્રભુજી ત્યાંગયારે લો. ગઢ લંકાં સામા તે માંડ્યા મોરચારેલો.
બભીક્ષણ સામા જઈને હરસ્યારે લો. પ્રભુજીએ વચન તેને આપીયોરે લોલ.
ધણી લંકાનો સ્થીરકરી સ્થાપીયોરે. કુંભકરણ રાવણ બેઉ મારીયારે લોલ.
પ્રભુ સીતા રાણીને ઘેર લાવીયારેલો. વ્યાસ કરશંનનોસુત લાલજી કહેરેલોલ.

——•○•——

# છંદો શ્રી કૃષ્ણના.

## છંદ બાળલીલાનો.

ગણપત લાગુછું પાય, ગરબો ગાવાને મન ધરૂં રે;
શમરૂં સારદાજી માત, વાણી વિષ્નુની ઓચરૂં રે. ૧
વાસુદેવ તણી નાર, જેનું નામ છે દેવકી રે;
પામ્યા દેવ મોરાર, આદ્ય અંબાની શેવા થકી રે. ૨
જેનો વિરોછે કંશ, મથુરાં નગરીનો રાજીયો રે;
કાડ્યો જગનીનો વંશ, મુરખ મનમાં ન લાજીયો રે. ૩
જેણે મારયાં ખટ બાળ, હઈડે હત્યાથી નવ ડરયો રે;
સમે આવી પોહોંતો કાળ, પાપ કુંભ પુરો ભરયો રે. ૪
દેવકી ભજે ભગવાન, શુદ્ધ લેજો વૈકુંઠ ધણી રે;
વિનતિ ધરજો એ કાંન, મારે આશાછે તમતણી રે. ૫
જોયું વિશ્વઆધાર, દીન જાણી દયા કરી રે;
ધરયો અષ્ટમો અવતાર, પુરણ પ્રગટયાછે શ્રી હરી રે. ૬
જાણે કોટિ ઉગ્યા ભાંણ, હેવું તેજ ત્રીકમતણું રે;
તેને કરીએ પ્રણામ, ધ્યાન ધરીએ પરીબ્રહ્મનું રે. ૭
એમ કહેછે વાસુદેવ, રખે વાત જાણી પડે રે;
લઈ ચાલ્યા તતખેવ, ગોકુળ ગામને ગોદરે રે. ૮
દીધો જમનાજીએ માગ, શેસનાગે છાયા કરી રે;
ગોકુળ મુકયાં મહારાજ, સાથે લીધી છે વિજળી રે. ૯
ધરયું ધ્યાન અંબે પાળ, કંસ પ્રાણ લેશે હરી;
મહેલ્યા સુતા રખવાળ, સર્વે શેવક આયુદ્ધ ધરી રે. ૧૦
સરવે પામ્યા નિંદ્રાય, વાંણે વાત જાણી પડી રે;
બાળક પ્રગટ્યું ઘરમાંહે, કંસ આવ્યો ઘોડે ચડી રે. ૧૧
મુને દેખાડોની બાળ, મારી કટકા તેના કરૂં રે;
ઝઈ લીધું તતકાળ, હવે જીવ એના હરૂં રે. ૧૨
છુટિ ઉડી આકાશ, બળ તણું કીધું ઘણું રે;
વાણી બોલી આકાશ, તારો વેરી ગોકુળ કહ્યું રે. ૧૩

શમો થયો કંસરાય, વિલુ મોને જોઈ રહ્યો રે;
પછી વિચારયું મનમાંહે, કોઈ શત્રુ પેદા થયો રે. ૧૪
દેવકી ને વાસુદેવ, કાળા ગ્રેહમાં તે નાખાયાં રે;
ત્યાંથી ચાલ્યા તતખેવ, ઘોડે પાખર નાખીયા રે. ૧૫
માતા જશોદાને ઘેર, નાટા રંગ બહુ થાયછે રે;
તરિયા તોરણ બંધાય, મંગળ માનુનીઓ ગાય છે રે. ૧૬
હરખે કહેછે નંદ તાત, મારા ભાગ્યનો ઉદે થયો રે;
પુત્ર લીધો ઓછંગ, માને ચરણે નમાવીયો રે. ૧૭
હરખે આવે આંસુ પાત્ર, પ્રભુજીએ કીધી દયા રે;
દુધે વરસ્યા છે મેહ, સાકર કેરા કરા પડ્યા રે. ૧૮
મંદીર રંગ્યાંછે જેહ, કેસર કંકુકેરાં છાંટણ્યાં રે;
પુત્ર પામ્યા સુપાત્ર, વાજા વાગે બહુ વિધના રે. ૧૯
આવે બ્રાહ્મણને ભાટ, દાંન પુન્ય કીધાં ઘણાં રે;
ગોકુળ થયુંછે ઘેં ઘાટ, દીધાં અબાને વધામણાં રે ૨૦
મોતીડે ભરાવ્યાને થાળ, ગાગર બેડાં ચડાવીયાં રે;
બાગે મ્રદંગ તાળ, માને મંદીર આવિયાં રે. ૨૧
માનો મોટો મહીમાય, પુજા બહુ વિધ લાવીયાં રે;
પુજી લાગ્યા છે પાય, મુક્તા ફળે વધાવીયાં રે. ૨૨
અંબા થયાંછે પ્રસંન, ખોળે લઈને રમાડીયો રે;
માએ મેલ્યો શિર હાથ, નાથ ખડ ખડીને ત્યાં હસ્યો રે. ૨૩
થાશે અનાથનો નાથ, સઊ સુખિયાં એથી થશે રે;
કોઈક કારણ સ્વરૂપ, શોક સરવેના ટાળસે રે. ૨૪
થાસે પ્રથિવનો ભુપ, પ્રજા સઘળીને પાળસે રે;
વર આપી કરયો વદાય, ગોકુળ ચાલ્યાંછે હસમસે રે. ૨૫
સંગ મળી વ્રિજનાર, મીઠા બોલે મુકંદજી રે;
બાળુવાં કરેછે અપાર, એને નીરખે છે નંદજી રે. ૨૬
બાળ ચરિત્ર અનેક, એક જીહવાએથી શું કહું રે;
પાર પાંમે ન શેશ, અકલ ગતથી હું નવ લહુ રે. ૨૭
પેહેર્યાં પિતાંબર સાલ, ગેડમાં ગ્રહી સુંદર લાકડી રે;
ગળે ગુંજાનો હાર, પાએ ચાલવા હિમ પાવડી રે. ૨૮

કેસર રંગ્યો છે મઢોડ, ખાંધે નાખી કાળી કામળી રે;
વાંસો કરેછે કલ્લોલ, સુર ૧ જોતા છે સામળી રે. ૨૯
ગાયો ચરાવે ગોવાળ, લિલા રચી વંદ્રાવંનમાં રે;
વાડી વેણુ રસાળ, પેઠા ગવિકાના તંનમાં રે. ૩૦
રાધા કેરો એ પ્રાણ, વિસો મેલે નહિ ક્ષણું રે;
એમનાં શું કહુ વખાણ, દાણુ લીધુ છે મહિતણું રે. ૩૧
નેન ચપળ ચકાર, સુંદર વદન સોહામણું રે,
નવલ નવલ કીશોર, રાસ રમતાં રીજ્યા ઘણું રે. ૩૨
ગોપી પામી આનંદ, વાલાજીના વિહારમાં રે.
કર્યો ગોકુળ ચંદ, તે તો વરસ અગીયારમાં રે. ૩૩
એનાં પ્રાક્રમ અપાર, વેદ વ્યાસજીની વાંણુમાં રે;
કેતાં થાય વિસ્તાર, વાંચિ શાસ્ત્ર પુરાંણુમાં રે. ૩૪
પછી મારયો કંસરાય, કંસ ગ્રહીને પછાડીયો રે;
તેના ઉરાડયા છે હંસ, સેજે સ્વર્ગે પમાડીયો રે. ૩૫
થયો મથુરાનો રાય, માત તાતને છોડાવિયાં રે;
આનંદ ઓછવ થાય, સજન સઉકોને તેડાવિયાં રે. ૩૬
પહેર્યાં સોળ શણગાર, રાજ પુત્રિ પટરાણીયો રે;
મહીમા વાધ્યો અપાર, માતા દેવકીને હિંવા થયો રે. ૩૭
વૈભવ કહ્યો નવજાય, હાથી ઘોડાને પાલખ્યા રે;
બની સુંદર સોભાય, મોહન મંડપ બન્યો અતિ રે. ૩૮
કહેછે દેવકીજી માત, મેતો આવ્યાં છે નોરતાં રે;
એવે આવ્યાં નવરાત્ર, રૂષિ દેવને તેડાવીયા રે. ૩૯
અંબા તેડયાં છે ઘેર, જેણુ પૂરી મનની રળી રે;
પુજા કીધી બહુ પેર, પાએ લાગે લળી લળી રે. ૪૦
મોટા કીધાછે હોમ, પાઠ વાંચી અંબા માતના રે;
પારણા કેરી છે નોમ, બ્રાહ્મણ ભોજન બહુ ભાતના રે. ૪૧
અતિ મંડપ શોભાય, ગરબા ગાએ બહુ સુંદરી રે;
શ્રીફળ વસ્ત્ર અપાય, જ્યાં બેઠા છે શ્રી હરી રે. ૪૨
પોતા દેવકીના કોડ, પુન્ય એક વાતે નથી રે;
ઉભો કહેછે કરજોડ, દાસ દલપતની વિનતી રે. ૪૩

પુરો મનડાંની આશ, સજન મેળાવો દુરથી રે;
ટાળ્યો ભગ્રી કેરો ત્રાસ, સુબો મોકલ્યો હજુરથી રે. ૪૪
ગરબો શિખે સુણે ગાય, જાય ભવસાર તે તરી રે;
મુઠા ત્રિભોવન રાય, આશા પુરો અંબા માવડી રે. ૪૫

### છંદ દશાઅવતારનો.

શારદ ગણપતિને શિશપાય નામુ જોકે, વાંગુ અવીચળ તુજ પાસેમાગુજોકે.
ગાઉ દુરગા દેવીનો છંદ જો કે, માની લીલાછે આનંદ કંદ જો કે.
મહીમા સેશનાગે ન કહેવાય જો કે, એક જીહવાથી વરણુન થાય જો કે.
લીલા અનેક પ્રકારની માતા જો કે, હીરેસા જોતીક વદન નીહાળું જો કે.
આદ્ય અંતે તું મધ્યે એક જો કે, રૂપ રમવાને લીધાં અનેક જો કે.
પ્રથમ રૂપ બ્રહ્માંડની માયા જો કે, તેમાં દેવદાનવ ઉપાયા જો કે.
તમે વિષ્નુતણો અવતાર જો કે, ઉતાર્યો અવનીનો ભાર જો કે.
બ્રહ્મા રૂપે થીયાં છો ભદ્રકાલી જો કે, વિષ્નુરૂપે રમ્યા છો માત બાલી જોકે
શિવ સંકરતણું તે રૂપ લીધું જો કે, બહુ ભકતને અભેદાન દીધું જો કે.
વરાહ રૂપે ચઢીને પ્રથિવ સ્થાપી જો કે, માર્યો હરણાકંશ મહા પાપી જો કે.
લીધું રૂપ કચ્છપ અવતાર જો કે, માહા કષ્ટેથી રતનજ કાઢ્યાં જો કે.
દેવ જીતાડ્યા દૈત શિશ કાપ્યાં જો કે, મોહની રૂપ ધરીને દૈત માર્યો જોકે.
દેવતાને અમ્રત રસ પાયો જો કે, વામન રૂપે છળ્યો બલીરાજા જો કે.
અંબા રાખી જગતની માયા જો કે, ત્રણ ડગલે તે ત્રૈલોક લીધું જો કે.
રાજ પાતાળનું બળીને દીધું જો કે, લીધો મચ્છાઅવતાર મોહમાયા જોકે.
હયગ્રીવની વધારી કાયા જો કે, વેદ વાળી બ્રહ્માજીને દીધા જો કે.
ફરસરામે તે ફરશી હાથ લીધી જો કે, કાપ્યા સહસ્ત્રાઅરજુણના હાથ જોકે.
અવની કીધી નક્ષત્રી એકવીસા જો કે, લીધું નૃસિંહ રૂપ તમે બાલી જો કે.
સ્થંભમાંથી પ્રગટ્યાં વિકરાળી જો કે, હરણાકંસનું હારદ કાઢ્યું જો કે.
ભગત પ્રેહલાદનું દુઃખડું ટાળ્યું જો કે, દ્વાપર જુગમાં રામાવતાર લીધો જોકે.
પંચવટીયે રહીને કામ કીધું જો કે, રાવણ રોળી સીતાની સુદ્ધ લીધી જોકે
લંકા લહી ભભીક્ષણને દીધી જો કે, કૃષ્નથીયા કાલીજુગ આદે જો કે.
માજી મહીમા ગાયો તે વિદુર વ્યાસે જોકે, પ્રગટ્યા મથુરાં ગોકુળવાસ કીધો જોકે
માસી પુતનાનાં પ્રાણ હરી લીધાં જોકે, બાળ લીલાનો પાર ન જાણું જોકે.
માર્યો અગાસુરને વછને ઉગાર્યા જો કે, ગીરી તોળ્યો ધનકાસુર માર્યો જો કે.

બીજા અસુર ઘણા સંહાર્યા જો કે, માર્યો કંસને કેશેથી ઝાલી જો કે.
બધા ભકતને અભેદાન દીધાં જો કે, હમણાં લહ્યને બુદ્ધાઅવતાર બાલા.
ધ્યાન ધર્યું તે આશન વાળ્યાં જો કે, દહાડે દીયે કળજુગ બળ કરશે જોકે
ત્યારે ધરાગ્રી તે મહા બે ધરશે જો કે, માત તાતને મધુ બેન ભાઇ જો કે.
કોય કોયની નહી રાખે સગાઇ જો કે, નારી નરનું તે કર્યું નવ માને જોકે.
કોય કોયનું ન સાંભળે કાને જો કે, ઝાઝા કષ્ટ અનાદે થાશે જો કે.
ત્યારે પુન્ય પાતાળે જાશે જો કે. વરણા વરણ એકાકાર જમશેજોકે.
રાણા રાઓ માંહો માંહે હમશે જો કે, ખાન પાનને રસ લોપ થાશે જો કે.
મલેચ્છ પાપી બહુ લુંટશે જો કે, દેવી શેવકની શારવાણી કરશે જોકે.
એવી અકલ કળા ગત તારી જો કે, ગરબો ગાયો તે દશઅવતારકેરો જોકે
ટાળ્યો ભવસાગરનો ફેરો જો કે, દાસ જીવરામ વીનતી ગાય જો કે.
તેથી જનમ સફળતા થાય જો કે, ગાયો સંવત ૧૮૫૨ માં જો કે.

## છંદ રામાયણનો. ( ચકાઇ )

શ્રી ગણુપતિને નામું શિશ, કરજોડી માગુ છું આશીશ;
વાણી આપો મુજને ઇશ, રામે રાવણને સંધારીયો રે. ૧
મુઢમતી હું કેમ લઉ પાર, સરસ્વતી આપે વાણી સાર;
કરો કીપા મુજ વારમ વાર, રામે રાવણને સંધારીયો રે. ૨
એક સમે આવ્યો એવો દીન, દશરથે શહન કર્યુ ભુવન;
પીડા પામ્યો પોતે મન, રાંમે રાવણને સંધારીયો રે ૩
કોશલ્યા કે સ્વામી નાથ, આવડો શીયો માંડ્યો ઉતપોત;
કારણ કશું તમારે હાથ, રાંમે રાવણને સંધારીયો રે. ૪
દશરથ કે સાંભળો નાર, મુજ કર દુખે અપરમ પાર;
મુખમાં લીયો શીલવંત નાર, રાંમે રાવણને સંધારીયો રે. ૫
નારી કરે પતિની શેવાય, નિદ્રા પામ્યા દશરથ રાય;
કેગી આનંદ અંગ ન માય, રાંમે રાવણને વંધારીયો રે. ૬
સ્વામી કહે નારી ધન ધન્ય, માગો મુખથી એક વચન;
કોશલ્યા નથી ભુવન, રામે રાવણને સંધારીયો રે. ૭
નારી બોલી પતિની પાસ, રામને લક્ષમણ જાય વનવાસ;
એટલી પુરો અમારી આશ, રાંમે રાણવને સંધારીયો રે. ૮
દસરથ ભોંયે પડ્યા તતકાળ, એ શું માગ્યું તમે નાર;
રામ કહે જાઉ વન મોઝાર, રાંમે રાવણને સંધારીયોરે. ૯

ભરથ પછાડે ભોંયે હાથ, આ શું માગ્યું મોરી માત;
મારે વન જાવું પરભાત, રામે રાવણને સંધારીયો રે. ૧૦
વનમાં આવ્યા સીતા રામ, રાખ્યું ચોદભુનવમાં નામ;
ગયા જઇ પંચવટીને ઠામ, રામે રાણુવને સંધારીયો રે. ૧૧
રાક્ષશી આવી તેણે ઠાર, ડીઠા રૂડા રાજકુમાર.
તતક્ષણ થઇ વરવા તઇયાર, રામે રવણને સંધારીયો રે. ૧૨
લક્ષમણ જઇ ઉગામ્યું બાણ, રાક્ષસીનાં કાપ્યાં નાક કાન;
તેનું રાવણને થયું જાણ, રામે રાવણને સંધારીયોરે. ૧૩
રાવણ કહે મનોહરી નાર, કાંતો થીયો તે રામ અવતાર;
કરશું વેર તો પામશું પાર, રામે રાવણને સંધારીયો રે. ૧૪
રાવણ કહેછે વારમ વાર, મરીચી જાઓ મઢીને દ્વાર;
સીતા છળ કરો આણીવાર, રામે રાવણને સંધાર્વાયો રે ૧૫
મરીચી આવ્યો તેણીવાર, મૃગ રૂપ લીધું છે તતકાળ;
ચરતો આવ્યો મઢીને દ્વાર, રામે રાવણને સંધારીયો રે ૧૬
સીતા કહેછે સ્વામી નાથ, મૃઘલો મારો દીનાનાથ;
કંચવો સીવડાવોને આજ, રામે રાવણને સંધારીયો રે. ૧૭
રામ કહેછે વારમવાર, ઘેલાં શું થાઓછો નાર;
મૃઘલો કંચન તણો નહીં સાર રામે રાવણને સંધારીયો રે. ૧૮
રામે બાણ ધરયુંછે હાથ, મૃઘલો નાઠો વનની સાથ;
રામ ગયાછે તેની પાસ, રામે રાવણને સંધારીયો રે. ૧૯
રામે બાણ મારયું જેણીવાર, મૃગલો પડયો તેણી ઠાર;
પડતાં વેણ કરયો પોકાર, રામે રાવણને સંધારીયો રે. ૨૦
સીતા કહે લક્ષમણને વાત, વનમાં થીઓ મહા ઉતપાત;
લક્ષમણ ધાઓ ધાઓ તે પાસ રામે રાવણને સંધારીયો રે. ૨૧
રાવણે રૂપ ધરયું સંન્યાશ, આવ્યો સીતાજીની પાસ;
મનમાં ધીરી કુડી આશ, રામે રાવણને સંધારીયો રે. ૨૨
દીઠી સતી શકોમળ નાર, રાવણ હરી ગીયો તે વાર;
જુગમાં વરત્યો હાહાકાર, રામે રાવણને સંધારીયો રે. ૨૩
મૃગલો મારી આવ્યા તતકાળ, મઢીએ નમળે સીતા નાર;
રામ રૂદન કરે અપાર, રામે રાવણને સંધારીયો રે. ૨૪

લક્ષમણ કહેછે વારમવાર, ઘેલા શું થયા દીનદયાળ;
સીતા લાવશું આણીવાર, રાંમે રાવણને સંધારીયો રે. ૨૫
સુખે ચાલ્યા સ્વામી નાથ, આવ્યા કીશકંધાને પાસ;
સુગ્રીવ હનુમંત લાગા પાય, રાંમે રાવણને સંધારીયો રે. ૨૬
સુગ્રીવ કહેછે સ્વામી નાથ, વાળી દુઃખ દીયે અપાર
તેનો દુકડો આગો કાળ, રાંમે રાવણને સંધારીયો રે. ૨૭
પછે વાળીનો કીધો નાશ, સુગ્રીવને આપ્યું તે રાજ.
સુગ્રીવ જુદ્ધે થયો તઈયાર, રાંમે રાવણને સંધારીયો રે. ૨૮
આવ્યા હનુમાન તે ઠામ, કરી કોપ ને સોંપી કામ;
લંકા જવાની છે હામ, રાંમે રાવણને સંધારીયો રે. ૨૯
ધન ધન ધન અંજની કુમાર, સીતા સુધ લાવ્યો આવાર;
તતક્ષણ ચાલ્યો છે નીરધાર, રાંમે રાવણને સંધારીયો રે. ૩૦
અનુચરે રૂપ લીધું વીકાળ, તીયાંથી ઉમે તેણીવાર;
આવ્યો લંકા ગઢને દ્વાર, રાંમે રાવણને સંધારીયો રે. ૩૧
મનોહરી કેહે છે સ્વામીનાથ, આ શું કીધું મારા નાથ;
સીતા મેલો હનુમંત સાથ, રાંમે રાવણને સંધારીયો રે. ૩૨
રાવણ કોપ્યો અતીશે મન, બાળે વાંનર આખું વન;
દીશે મરણ ઉપર મન, રાંમે રાવણને સંધારીયો રે. ૩૩
ગુસે બોલ્યા પવન કુમાર, ધિક ધિક ધિક રાવણ અવતાર;
રાવણે મારયો નાગપાશ બાણ, હનમંત બંધાણ નીરવાણ;"
લાવ્યા સભા મધ્યે નીરવાણ, રાંમે રાવણને સંધારીયો રે. ૩૪
રાવણ બોલ્યો તેણીવાર, પુંછડું સળ ગાવો તતકાળ;
હનુમાને લંકા બાળી સાર, રાંમે રાવણને સંધારીયો રે. ૩૫
શુધ લઈ આવ્યા પવનકુમાર, સરવે સંન્યા કીધી સાજ;
પ્રીતે બાંધી સમુદ્ર પાજ, રાંમે રાવણને સંધારીયો રે. ૩૬
સંન્યા આવી તેણીવાર, રાવણે જુદ્ધ મેલ્યા અપાર;
તે લક્ષમણે કીધાસંહાર, રાંમે રાવણને સંધારીયો રે- ૩૭
કુંભકરણ આવ્યો તેણીવાર, પૃથિવ થઈછે હાહાકાર;
તેનો રાંમે કરયો સંહાર, રાંમે રાવણને સંધારીયો રે. ૩૮
મેઘનાદ આવ્યો તેનીવાર. મારી મોહની કેરૂ બાણ;
લક્ષમણ પગરયા તે પૃથિવ પ્રાણ, રાંમે રાવણને સંધારીયો રે. ૩૯

રાંમ કહે સંભાળો હનુમાન, લાવો છેલવ છેલનાં પાન;
જાગે લક્ષમણ વાધે નામ રામે રાવણને સંધારીયો રે. ૪૦
પ્રીતે ચાલ્યો પવન કુંમાર, દીશે દીપક અપરમપાર;
પરવત ઉપાડયો તે વાર, રાંમે રાવણને સંધારીયો રે. ૪૧
લક્ષમણ જાગ્યાછે નીરવાણ, મેલ્યું કાળચક્રનું બાણ;
મેઘનાદ મારયો તેને ઠામ, રાંમે રાવણને સંધારીયો રે. ૪૨
રાવણ ચડયો જુધને કાજ, તેણે બહુ કર્યો ઉતપાત;
રામ કહે હવે એની કરૂં ઘાત, રાંમે રાવણને સંધારીયો રે. ૪૩
રામને ચડીછે પણે બહુ રીશ, મારી બાણને પાડી ચીશ.
કાપ્યાં વીશ ભુજાને દશ શિશ, રાંમે રાવણને સંધારીયો રે. ૪૪
રાવણ મારી કીધાં કાજ, બભીક્ષણને આપ્યું તે રાજ;
સીતા ઉતાર્યાં સાગર પાજ રામે રાવણને સંધારીયો રે. ૪૫
લકાં ફરીછે રામની આણ, સીતા વાળી સારંગપ્રાંણ:
વનમાં વરસ થયાં છે બાર, રાંમે રાવણને સંધારીયો રે. ૪૬
ઘેર પધાર્યા રાજકુમાર, જુગમાં વરત્યો જે જે કાર;
પ્રીતે નેનશી ટોપણ ગાય, રાંમ રાવણને સંધારીયો રે. ૪૭
આશુ માસે ગાયો રાસ, બીજ અંજવાળી આદીતવાર;
સરવે સુખપામે સંસાર, રાંમે રાવણને સંધારીયો રે. ૪૮

## છંદ પેલ્હાદજીનો.

પ્રથમ ગુણપતી પુજીને હું વીનવું રે લોલ. શુદ્ધ બુદ્ધ આપોતે રૂડારીત શુરે લો.
સરસ્વતી કૃપાતે હવે કીજીયેરે લોલ. દાસજાણી તે વાંણીમુને દીજીયેરે.
ગરબો ગાઊ પેલ્હાદજીનો ખાતશુરે લોલ. વાણી પુરાણ કરીતે ભલીભાતશુરે.
રૂષિ કસ્યપનો પુત્ર હરણાકંસ છેરે લોલ. તેને દુષ્ટવરદાન વેદ વાકયછેરે લો.
મહા તપ ઉગ્ર હવે આદરયું રે લોલ. ધ્યાન બ્રહ્માતણું તે મનમાંધરયું રે.
તપ કરતાંતે કેટલાક કાળથયા રે લોલ એને મસ્તકેતે ડાભઉગીગયારે લો.
માલાશ્રવણે તે શુધરીયે ઘાલીયા રે લોલ. એકચિંતે વીરંચીયે ધારીયુ રે લો.
ચઉદ લોકના ઇંદ્રાશન ડોલીયાં રે લોલ. હરણાકંસતી વેણન બોલીયારે લો.
વર દેવા વિરંચી આવીયા રે લોલ. કરીકૃપા અસુરને બોલાવીયોરે લો.
માગ માગ પ્રસંન થાઉં તુજનેરે લોલ. એવો શબ્દ બ્રહ્માયે મુખે કહ્યોરે લો.
કરજોડીને બ્રહ્માને પાયે નમ્યોરે લોલ. હરણાકંસ વરદાન કેવામાગીયુરે.

મારૂ મૃત્યું નહીં ઘર બારણુંરે લોલ. નર નારીયે મૃત્યું નહી માહરૂરેલો.
નિરી દીવસે તે રૂપ મરૂં નહીં લોલ. મારૂ મ્રત્યુતે નીલે શુકે નહીરે લો.
વરદાન બ્રહ્માયે એવો આપીયો રે લોલ. બળ આપીને અવીચળ સ્થાપીયોરે
વર પામી અસુર ઘેર આવીયો રે લોલ. દેશો દેશના રાજેદ્રને નમાવીયારેલો
જે કોઇ પ્રભુજીનામને સંભાળશેરે લો. તેને હાથે હરણાકંસ મારશેરે લોલ.
એવી આંણુ વરતાવી આખા શેહેરમાંરે. કોઇ પ્રભુજીના નામને ભજેનહીરે.
તેહેને પુત્ર પેલ્હાદ એક આવીયોરે લો. હરી ભક્તામાં અધિક વખાણીયેરે.
અને ભણવા નિશાળે બેસાડીયોરે લો. ત્યારે પેલ્હાદે મનવિચારીશુંરે લો.
પુત્રને અક્ષર ભણાવો રાંમ ન ભણાવરે લો વિન્યા અક્ષર નહીતે મારા કામનારે
શુક્રાગી પંડ્યોજી નાશી આવીયારે લોલ. હરણાકંસની સભામાં આવીયારેલો.
રાંમ નામ જપેછે પુત્ર તાહરો રે લોલ. એમાં વાંકનથી કાંઇ માહેરોરે લોલ.
વાત સાભળીને ક્રોધ મન વાપીયેરે લો. પેલ્હાદ તેડાવી ત્રાશ આપીયે રેલ.
રાંમ નામ વિસારી પુત્ર દીજીયેરે લોલ. રાજ ગાદીને સુખ ભોગવો ઘણુંરે.
મારા શત્રુનું નામ નવ લીજીયેરે લોલ. દ્રવ્ય માલ ભંડાર સરવે તાહરારેલો.
શિશ સાટે પિતાજી રાંમનામછેરે લોલ. રાજપાટ નહી તે મારા કામનુંરે લો.
હરણાકંસ તે કોપ ચડાવીયોરે લોલ. મહેલ માયેથી પુત્રને પછાડીયેરે લો.
ત્યા દાસ પેલ્હાદ પાછો આવીયોરે લો. મહા જળમાં બાંધીને બુડાડીયોરે લો.
જુગદેવે તે રક્ષા જળમાં કરીરે લોલ. તીહાં પુત્ર આવ્યો તે પાછો સહી રે.
મહા અગ્નીં વચે લઇ નાખીયોરે લોલ પરીબ્રહ્મે ઉગારી તેને રાખીયોરે લોલ.
હરી રમીને બાળક પાછો આવીયોરેલો. ધરી આયુધને હરણાકંસ આવીયોરે.
કરી ક્રોધને પુત્રને બોલાવીયોરે લોલ. સ્થંભ અગ્નીમાંહે તે ધખાવીયોરેલો.
લહે બથ નહીં તો મારૂ તુજનેરે લોલ. તાહરો નાથ દેખાડ હવે મુજનેરે લો.
બથ લેહવા પેલ્હાદજી પાસે ગયારે લો. સ્થંભ ફાટ્યોને નાથજી પ્રગટથાયારે.
નૃસિંહ રૂપ તે મહા વિકાળછેરે લોલ. તેતો દુષ્ટ દાનવ કેરો કાળછે રે લોલ.
રૂપ દેખીને ચૌદલોક થરથરે રે લોલ. મહા દુષ્ટ દાનવ મનમાં ડરે રે લોલ.
નૃસિંહ તે મેઘ જેમ ગાજીયારે લોલ. બળ દેખીને હરણાકંસ ભાગીયોરેલો.
મહારી લતને ઉપરે પછાડીયોરે લોલ. નખ આયુધ કરીને તદ્દેફાડીયોરે લો.
રવી અસ્ત થયો તે અરધ બારણુંરે લો. એવો સમો વરત્યોછે વેર કારણુંરે લો.
વૈકુંઠે તે જીવને પોચાડીયો રે લોલ. મહા મુંઢ ગતીને જઇ પામીયોરે લો.
દેવ સરવે અસ્તુતી કરે વિનતિરે લો. નૃસિંહ બેઠાછે ત્યાં નિતીયે રે લોલ.

ઓદ લોકનાં દુખ સરવે ટાળીયાંરે લો. દેવતાનાં તે દુંદભી વાગીયાં રે લોલ
ત્યાં પુષ્પની વૃષ્ટી ઘણી થાયછેરે લો. જે જે નૃસિંહ શબ્દ બોલાયછેરે લો.
જેમ રક્ષા કીધીછે પ્રેહ્‌લાદનીરે લોલ. તેમ રક્ષા કરશે પ્રાણી માત્રનીરે લોલ.
કાળીદાસને મુખેથી કેવાયછેરે લોલ. નામ આધરથી ગરબો ગાયછેરે લોલ.

## છંદ ગ્રેહવિલાશ.

ઓધવ અલબેલાને કેહે જો કે, જેમ હમો કહાવીયે રે લોલ;
હવે તો હદ થઇ છે નાથ કે, ગોકુળ આવીયે રે લોલ. ૧
કોટી કલ્પસમા પળ જાય કે, દિન કેવડો કહુ રે લોલ;
માસ વરસ એમ વીતે વાલમ કે, દુઃખ કે તું સહુ રે લોલ. ૨
હવે તો નથી રહેવાતું નાથ કે, કહું હુ કરગરી રે લોલ;
પાયે પડું છું પ્રાણજીવન કે, પાલવ પાથરી રે લોલ. ૩
તાલાવેલી લાગી તંન કે, મન તમમાં ભમે રે લોલ;
બોલ્યું વેણ બિજા કોનું કે, અમને નવ ગમે રે લોલ. ૪
નથિ મને ખાન પાનનું ભાન કે, નિદ્રા નામળે રે લોલ;
આઠે પેહર વિચારે જાય કે, કાળજડું બળે રે લોલ. ૫
વ્યાકુળ થઇ છું પ્રીતમપાંખી કે, કળ ક્ષણું નવ પડે રે લોલ;
એ દુઃખ કોને ન કહેવાય કે, અકળાઇયે ઘણું રે લોલ. ૬
અનુભવી જાણે એ દુઃખ કે, બાકી સહુ ઘેલાં કહે રે લોલ.
પીડા પ્રીત તણી વ્યાપી ચકે, ડાહાપણ નારહે રે લોલ. ૭
કાનુડે કાળજડું કોર્યું કે, કાંઇ સુઝે નહીં રે લોલ;
પ્રેમ કટારીનો ઘા ચકે, પાકય ચઢ્યો રૂઝે નહી રે લોલ.
ક્ષણું ક્ષણું વેહ બાણુ છુદાય કે, રૂઝ કહો કયમ વળે રે લોલ.
મલમ મળે જો મોહન મેળાપ કે, દુઃખ સઘળું ટળે રે લોલ. ૯
ઓધવજી કુબજરનું સુખ સઘળુંકે, કયમ શકીયે કથી રે લોલ.
પળ લીલા પ્રગટ કરી કાંઇય કે, કહેવાતી નથી રે લોલ. ૧૦
અબળા અંતરની અભિલાખ્યાકે, ન આવે કેહણુમાં રે લોલ;
પિયુજી પૂરણ કરતા હેત કે, શું વરણુ વેણમાં રે લોલ. ૧૧
ઓધવજી સ્નેહ તણું દુઃખ કે, સગપણથી અધિકું ઘણું રે લોલ;
અનુંભવી અંતરમાં જાણે કે, મુખડે શું ભણું રે લોલ ૧૨
અણ મળતાં શું પ્રીત કે, જોખમ જીવનું રે લોલ.
કોને કહિયે થયું અમારે કે, કરતવ દૈવનું રે લોલ. ૧૩

ઓધવ આ દુઃખથી ઘણું સારૂંકે, મરણ આવી બને રે લોલ;
જીવતો જાય ક્ષણમાંય કે, આશ આવ્યા તણીરે લોલ. ૧૪
આગળથી નવ સમજ્યાં એમ કે, પીડા પ્રીતમાં રે લોલ;
આ તો આનંદ સાટે ઉદ્વેગ કે, દીઠો રતિ રીતમાં રે લોલ. ૧૫
નથી એ કષ્ટતણો ઉપાય કે, વ્હાલાજી વીના રે લોલ.
માટે કેહેજો જયમ તેમ આવે કે, હરિ ભુલી ધુના રે લોલ. ૧૬
અબળા અમો અવગુણખાણ કે, તમો નથી જાણતારે લોલ;
ગુણ સાગરછો ગીરધરલાલ કે, રખે ઉર આણતા રે લોલ. ૧૭
હેતાનું હારદ સમજો છો કે, શું કહિયે કથી રે લોલ.
જાણીતા થઇને દુઃખ દ્યોછો કે, એ ઘટતું નથીરે લોલ; ૧૮
પ્રેમતણી પોથીનો પાર કે, ઓધવજી ના મળે રે લોલ.
જેમ તેમ કરજો એ ઉપાય કે, વ્હાલમજી મળે રે લોલ. ૧૯
સંપેસામાં શી શી વાત કે, શું અમે કહાવીયે રે લોલ;
માટે દાસદયાના પ્રીતમજી કે, ઘેર આવીયે રે લોલ. ૨૦

## છંદ શોગઠીનો.

વાલો નિત નિત નવલી લીલા કરેરે લો. વ્રજ જુવતીના જુથસાથે રમેરે લો.
રમે જમેને વળી કરે વાતડીરે લોલ. નવ જાણે દીવસ નવરાતડીરે લોલ.
સરવે બેઠાં મારાજ સંઘમાં બનીરે લો. તેમાં વાલી કુવરી વ્રખભાનનીરે લો.
સખી તેવ તેવડી તે સરવે મળીરે લો. રૂડું વનરાતેવન રળીયામણુંરે લો.
શુદર જમનાનું નીર અતી વેહેઘણું રેલો. બેહુકે પુષ્પ શુગંધી ભાતો ભાતનારે.
રૂડી છાયા કદમ કેરા પાનનીરે લોલ. સામસામાં તે બેઉ સોગઠે રમેરે લો
જે કોઇ હારે તે હશીને ચરણે નમેરે લો. કાળી પીળીતે શોગઠી શ્યામાતણીરે.
રાતી લીલી તે સોગઠી હરીતણીરે લો. એવા બંધબાંધીને પાસા ઢાળીયારે.
સામું જોઇને દાહેડા સંભાળીયારે લો. પરમથ પાશાઢાળ્યાછે શ્યામા શુદરીરે
તેતો પડયો સદાહુડો ફરી ફરીરે લો. પડયો પાંચ પંદર સતરને પીબારનોરે
વળી બાર બે ચોને અઢારનોરે લોલ. પછે પાશો તે હરીયે ચલાવીયોરે લો.
નાખ્યો નાથે સદાહુડો તે નાવીયોરે લો. પડયો છક્કો પંઓને દાણા ચારનોરે.
વળી પાંચ ચાર નવ કુચાબારનોરે લો. જોતાં જોતાં તે રાધીકાજી જીતીયાંરે.
ચાર સોગઠી હરીના કાચીરહીરે લોલ. કાન કાળોને રાધીકા ગોરાં ઘણાંરે લો.
જા જાને ધુંતારા તું તો ચોરટીરે લોલ મન હરીને અમને હરાવીઆરે લો.

દાસ કલ્યાણ પ્રભુને વિસારીયા રે લોલ. શ્રી હરી તે રીશ સાને કરે રે લોલ.
ચતુર હોય તેણે ચીતમાં વિચારવું રે લો. બેઠા જુવે તેને તે નવ પડે હારવું રે.
હાર જીતથી તે ન્યારું ભલું રે લોલ. નહી તો સદાએ રેહેવું એકલું રે લો.
હરી પાસો નથી કોના હાથમાં રે લોલ. ત્યારે તાળી મારીને હરી હશી પધાર્યા રે.

## છંદો શ્રી બ્રહ્મજ્ઞાનના.

### છંદ નિરગુણ નામનો.

ગરબો ગાયે તે નિરગુણ નામનો રે લો. જે કોઇ સ્યામ છે અકામને સકામનો રે.
આપે ચૈતન ઘન વ્યાપક અપાર છે રે લો. ચીદલોકનો આધાર નિરાધાર છે રે લો.
જેની શકિતયો અનંતને અનુપ છે રે લો. એક ઇચ્છા શકિત તે ત્રિગુણ રૂપ છે રે.
તેથી શિવ વિરંચી વિષ્નું પેદા થયા રે. રચ્યા વિશ્વ સકળ માંહે તે વ્યાપી રહ્યા રે.
ગુણ કામ ભેદ થકી નામ ત્રણ છે રે લો. એક ચીદલોક વ્યાપક ચૈતન્ય છે રે લો.
તેણે ઇચ્છાપે અનંત શ્રષ્ટી આદરી રે લો. બહુ નાટક રમવાને રચના કરી રે લો.
દેવ દનુજ મનુજ પશુ આદી પુતળા રે. પુણ્ય પાપતણાં સુત્ર વિષે સુતર્યા રે.
પામી દેહ અભિમાન વડે ફુલીયા રે લો. સુત્રધારના રૂદય થકી ભુલીયા રે લો.
કામ ક્રોધ લોભ મોહ જાળમાં પડ્યા રે. સહુ નાટક રમવાને ચાળે ચડ્યા રે લો.
કેક અષ્ટપહર ઘરતણા કામમાં રે લો. કેક રાત દિવસ એશને આરામમાં રે
કેક ધરે બહુ વેશ મન ભાવતા રે લો. હીંડે મુરખોને બહુ બિવરાવતા રે લો.
ધરે ધ્યાન થઇ સિદ્ધ રચે ફંદને રે લો. જુઠા ઇશ બને જોઇ મતિમંદને રે લો.
કરે નિત્ય નવા વેશ પંથ જુજવા રે લો. બહુ મંદીરો બનાવે જડ પુજવા રે લો.
વર્ણ ભેદતજી ભ્રષ્ટ કરે મૃઢોને રે લો. દેવ ભુલવી વધારે વિષય દૃષ્ટિને રે લો.
પીતળ પાનાં ચોડીને રચના ધરે રે લો. ધામધુમ કરી પંથીને રાજી કરે રે લો.
કેક રચના જોવાને ફરતા ફરે રે લો. તેને ઇશ માની શિશ નામી કરગરે રે.
કેક ચોર જાર સુર શાહુકાર છે રે લો. વેશ નાટકનાં અનંત અપાર છે રે લો.
ભુલી નાથને પાસાણ હીંડે પુજતા રે. શ્રુતિ સ્મૃતિ તણી વાતત્રણ બુઝતા રે.
બાંધી પાપ તણી પોઠ ગણી નિચમાં રે. થાય કીટને પતંગ વિષ્ટા કીચમાં રે.
કેક કરી સુભ કર્મ દેવ લોકમાં રે લો. જઇ ભોગવે અનંત સુખ અશોકમાં રે.
કેક જાણે છે સાચા મરજાદમાં રે લો. સાચા નાથને ભજે છે મુકી વાદને રે લો.

એક વ્યાપક ચેતન સાર વેદનુંરે લો. જાણી ધ્યાંન ધરે ચેતન્ય અભેદનુંરે.
નિજ રૂપ લહી ઇશ સૃષ્ટીમાં ફરેરેલો. જીવન મુકતા મનોહર નવભયધરેલો.

છંદ ગુરૂનો. ( ચોપાઇ. )

સાર જાણી ભજો ગુરૂ દેવનેરે, તજો દુઃખ રૂપ આ સંસાર. સાર૦
ગુરૂ પૂરણ બ્રહ્મ જગદીશ છેરે, એમાં નથી કાંઇ ભેદ લગાર. સાર૦
મેલો મોહ વર્ણ કુળ અભિમાનનેરે, માત ભ્રાત સુત વિત ક્ષાર. સાર૦
સહુ જન્મ મરણ કેરૂં દ્વારછે, થાશે એહ દેહ બળીજળી ખાર. સાર૦
કામ ક્રોધ મદ ચોર સવ મારજોરે, કરી શોધ ધરી બોધ હથીયાર સાર૦
એવો ઉત્તમ જનમ ફરી નઇમળેરે, આછે ધન જોબન દીન ચાર. સાર૦
તન ધન નિવાશના મેલતાંરે, થાશો ભવસાગરથી પાર. સાર૦
શુદ્ધ ભાવે સદા ગુરૂ વાકયનેરે, સુણી નિશદીન કરજો વિચાર. સાર૦
હું તે કોણ કોણ દેહ ઇશ કોણછેરે, કેમ થયું એ વિશ્વ અપાર. સાર૦
સ્થુળ આદી ત્રણદેહ કોઇ હું નહીરે એ છે જડ દુઃખ રૂપ અસાર. સાર૦
પંચ કોશ થકી હું વેગળોરે, હું છઉ સચિદાનંદ નિરાધાર. સાર૦
તત્વ તણી ઉપાધી તજી દુરથીરે, અની લક્ષ લહી દ્વૈત ભાવ ટાળ. સાર૦
જોવો નિશ્ચે કરીને વિચારતાંરે, થાશે નિજ પદ સાક્ષાતકાર. સાર૦
બ્રહ્મ વિદ્યા સદ ગુરૂના પ્રતાપથીરે, થયોછે દેવકૃષ્ન ભવપાર. સાર જાણી૦

ભાવે ભજન કરો ભગવાનનુંરે રાગ ઉપર પ્રમાણે.

ભાવે ભજન કરો ભગવાનનુંરે, પ્રીતે પરમેશ્વર જશ ગાજો;
મનમાં મુખ્ય ધરી વૈરાગ્યનેરે, શ્રી સદગુરૂ પદ સરણે જાજો. ભાવે૦
કેક જન્મ બહુ શુભ કરમે કરીરે, પામ્યા મનુષ્ય તણો અવતાર;
આ અવસરછે પ્રભુ ભજવા તણોરે, નહીંતર પડશે જમની માર. ભાવે૦
જે જન સ્વર્ગ દેવનું ઇછે સદારે, આવ્યો છે અમૂલ્ય હીરો હાથ;
તે ભવ ભોગ અરથ જો વેચસેરે, તો જાશો જમકિંકરને સાથ. ભાવે૦
મુળ વિચારી જોજો આપનુંરે, કયાથી આવ્યોને કયાં જાશો;
જો નહીં ચેતો આ નર દેહમાં રે, તો ભવ ફોગટ ફેરા ખાશો. ભાવ૦
જળ બુંદ વત તદેહ ક્ષણ ભંગછેરે, તે સ્થીરતાની આશા ખોટી;
કોટી જતન કરતે રેશે નહીરે, તે માટે નિજ પદ લ્યો ગોતી. ભાવે૦
નિજપદ નિગમ કહે નિજ વાકયમાંરે, જે પદ વિશ્વ સ્વરૂપે ધરે રે;
પણ સદગુરૂ મુખ જે નિશ્ચે કરે રે, તે નવ આવે આ નવ કુપે. ભાવે૦
વિષય પદારથ સ્વારથ છે નહી રે, વિષ વત જાણી વેલા ત્યાગો;
અક્ષય અનુભવ અતી સુખ પામવારે, દેવકૃષ્ન દીલ મુકતે જાગો. ભાવે૦

## છંદ સુધ મન થૈ સદગુરૂને સેવજોનો.

સુદ્ધ મન થઇ સદગુરૂ પદ શેવજોરે, થાવા ભવસાગરથી પાર;
પરમ પદારથ પ્રીતે પામવારે, એવો નિશકરજો આપ નિરધાર સુદ્ધ૦
ગુરૂ ગોવીંદ ગોવીંદ ગુરૂ જાણજોરે, તેમાં મગણો કિંચાત ભેદ,
કૈક કલ્પના આતમ જ્ઞાનનુનેરે, ક્ષણમાં સદગુરૂ કરશે છેદ. સુદ્ધ૦
અગાધ અનુભવ શ્રી સદગુરૂતણોરે, મઢીમા મુરખ તે શું જાણે;
સુરી નર મુનીવર ગુરૂ પદને સ્તવેરે, વિદ્યાજત વેદ પુરાણ વખાણે. સુદ્ધ૦
દ્વાદશ વરસતણુ તમ ઘર વિશેરે, દિપક કરતે તે ઘડી જાય;
તેમ ગુરૂ વાક્ય થકી પરાબ્રહ્મનેરે. જાતાં જીવપણું પલાય. સુદ્ધ૦
નિરમળ ચિત બ્રહ્મવીત ગુરૂ વિશેરે, દોષ દ્રષ્ટી જે દુરગુણ દાખે;
એવા પાપિ પામર જીવને રે, જમ કીંકર જઇ નરકે નાખે. સુદ્ધ૦
જે બ્રહ્મ સુખ સદગુરૂ મુખથી લહ્યું રે, તે પશુ પામરને ન કેવું;
મુંગે ગીશરી જેમ મુખમાં ધરીરે, દેવકૃષ્ન તે મન સમજી રેવું. સુદ્ધ૦

## છંદ રશણાયે રટણ કરો ગુરૂ રામનુ રેનો.

રસનાયે રટણ કરી ગુરૂ રામનું રે, ધરો ચિંત નિત નારાયણ નામ;
છોડી દો મલ ખલના સંઘને રે, તજી તન ધન કેરૂં અભીમાંન. રસ૦
ખાવા ખટરસ રસમાં તતપર થઇ રે, વિષય પદારથ લાગે સારૂ;
રામ રટણ કરતાં રીસ ચઢે રે, નગટી નાક નથી કેમ તારૂં. રસ૦
જેણે જઠરામાંહે રક્ષા કરી રે, બારે પ્રગટ કર્યો દશ માસે;
તે હરી રામ રૂધારણા ધરી રે, પૂરણ પ્રગટ થયા તુજ પાસે. રસ૦
દેહ ગ્રહમાં શું અટકી રહે રે, કુળ કુટંબ બહુ જાણશ પ્યારૂ;
રામ વિના આ સહુ સંસારમાં રે, અંતે કોઇ નથી સઠ તારૂં. રસ૦
સ્થાવર જંગમ સહુમાંહે રહ્યાં રે, અસ્તી ભાતી પ્રીય રૂપે રાંમ;
નામ રૂપ દ્રષ્ટી ત્યાગ કરી રે, જાંણો જગતારક ગુણ ધામ. રસ૦
વાણું વિશયતણી કર વેગળી રે, શિવ શિવ શિવ મુખથી ઓચરને;
સોહં જપતાં અજપા જાપને રે, દેવકૃષ્ન ભવસાગર તરને. રસનાયે૦

## રાંમનું રાંમનું રાંમનું રે મન ધ્યાન ધરે ગુરૂ રાંમનું.

રાંમનું ૩ રે મન ધ્યાન ધરે ગુરૂ રાંમનું, અન્ય ઉપાશન દુર તજીને,
સમરણ કીજે રામ નામનું રે, મન ધ્યાન ધરે ગુરૂ રાંમનું.
સગા કુટંબ કાઇ કામ ને આવે, સરવે સગુ છે દામનું રે. મન૦

તત્વમથી ઉપદેશ કરીને, દરશ કરાવ્યું નિજધામનું રે. મન૦
રામ રટણ રસનાયે તજીને, અન્ય વચન કેવા કામનું રે. મન૦
કહે દેવકલ્પન મને ગુરૂ પ્રસાદે, સ્થાન મળ્યું વિશ્રામનું રે. મન૦

## છંદ પરપંચ મુકે મારાં પ્રાણીયા રે.

પરપંચ મુકે મારા પ્રાણીયા રે, અંતે સાચ હશે તે ફળશે,
કોટિક અજીય અંજવાળુ કરે રે; રવી વન્યા રજની તે કેમ ટળશે. પર૦
માયા મીઠી મીશરી ખાંડથી રે, મુરખ થઈ માયામાં વળગ્યો;
તન તુટે પણ છુટે નહી રે, મૃઢ મરે પણ નરહે અળગો. પર૦
પરમ ચતુર અંતરજામી હરી રે, તે કેતો વાયો કેમ વાશે;
કરમ શુભ અશુભ કર્યાં હશે રે, અંતે આવીને હાજર થાશે. પર૦
મુંસે હંશતણા પડ કાતર્યાં રે, એનું મન આત્માનું કેતું;
પ્રીતમ પોતાના અજ્ઞાનથી રે, દોશ પારકા દલમાં લેતું. પર૦

## છંદ આ અવશરમાં હરીને ઓળખોરેનો.

આ અવશરમાં હરીને ઓળખો રે, જ્ઞાન પામવા તતખર થાજો;
ચુકો તો ચોરાસીમાં ગીયો રે, એવું જાણી ગોવીંદ ગુણ ગાજો. આ૦
જેવો સ્વારથમાં શુરો થયો રે, તેવો પરમારથ આદર જે;
તો તું અવીચળ પદવી પામતો રે, શ્યાને મરતો ને અવતર તો. આ૦
ગ્રહના સુખમાં શું રાચી રહ્યો રે, ઉમર ફળ જંતુની પેઠે રે;
હરી માયાનું ખળ જાંણ્યું નહી રે, લીધો ભવસાગરની લેહે રે. આ૦
હરીના નામતણી નવકા મળે રે, પ્રાંણી સેજે પામે પાર જો;
પ્રીતમ જે પરમારથ પ્રીછશે રે, પુનરપી નહી તેને અવતાર જો. આ૦

## છંદ શામરણ કરી લે સચિદાનંદનું રેનો.

શામરણ કરી લે સચિદાનંદતણું રે, મુકી મનતણો આહંકાર જો;
આ સૌ જુઠી બાજી જાણ જો રે, જેવો સ્વપ્નતણો વિવહાર જો શામ૦
જેવા ધુંવાડાના બાચકા રે, જેવું ઝાંઝવાનું નિર જો;
શીશુના સરખો સરવે ખેલછે રે, ક્ષણમાં વણુસી જાય શરીરજો. શા૦
શેહેર ગુજરી વિશે સરવે મળ્યું રે, તેને વિખરતાં નહીં વાર જો.
માટે સમઝીને સોદો કરે રે, તેને અંતે હાંસુ ન હોય જો. શા૦
હેત પ્રીતે હરીને સંભાર જો રે, એ છે તરવાનો ઉપાય જો;
પ્રીતમ પ્રભુનું ભજન નવ ભુલીયેરે, ત્યારે જન્મ કતારથ થાય જો. શા૦

---

## અંબિકાષ્ટક.

શ્રી ॥ નતાતોનમાતાનબંધુર્નદાતા, નપુત્રોનપુત્રીનભૃત્યોન ભર્તા ॥ નજાયાન વિત્તં નવૃત્તિર્મમૈવ, ગતિસ્ત્વં મતિસ્ત્વં ત્વમેકાભવાનિ ॥ ૧ ॥ નજાનામિદાન નસંખ્યાભિમાનં નજાનામિમંત્રં નચસ્તોત્રયંત્રં ॥ નજાનામિપુજાનસંન્યાસયોગં, ગતિસ્ત્વં૦ ॥ ૨ ॥ ભવાબ્ધીવપારેમહાદુઃખભીરૂપપંચપ્રમિકામલોભિ પ્રમાત ॥ કુમાયાકુહુજન્મપબંધસદાહં, ગતિસ્ત્વં મ૦ ॥ ૩ ॥ નજાનામિતિર્થં નજાનામિપુણ્યં નજાનામિયુક્તાલયં વાક્યમેતત્ ॥ નજાનામિભક્તાવૃતં ચાપિ માતઃ ગતિસ્ત્વં મ૦ ॥ ૪ ॥ કુકર્મીકુસંગીકુબુદ્ધિઃકુદાસઃ કુલાચાર હિતઃ યદાચારહીતઃ ॥ કુદ્રષ્ટીઃકુવાક્યઃસદાહં ભજામી, ગતિસ્ત્વં મ૦ ॥ ૫ ॥ પ્રજેશં રમેશં મહેશં સુરેશં ગણેશં દિનેશં નરેશં કદાચિત્. નજાનામિચાન્યં શરણ્યં સદાહં, ગતિસ્ત્વં મ૦ ॥ ૬ ॥ વિવાદેવિષાદેપ્રવાદેપ્રવાસેજલેચાનલેપર્વતેશત્રુમધ્યે, અરણ્યેશરણ્યેસદાહં ભજામિ, ગતિસ્ત્વં મ૦ ॥ ૭ ॥ અનાથોદરિદ્રોજરારોગયુક્તો મહાક્ષીણદિનઃસદાજાડ્યવક્તઃ ॥ વિપત્તિપ્રવિષ્ટઃસદામાંપ્રયાહી, ગતિસ્ત્વં મ૦ ॥ ૮ ॥ યઃ ઇદંપઠતિભક્ત્યાસ્તોત્રમેતત્પ્રમ ચ સભવતિસુરપુજ્યોમાનનીયોનૃપાણાં ॥ બહુજનકુલભર્તામુક્તિભાગીકવીન્દ્રઃસકળભુવનમાતસ્ત્રાહિમાંબેનમસ્તે ॥ ૯ ॥ ઇતિશ્રીમત્સંકરાચાર્યવિરચિત્તશ્રી અંબિકાષ્ટક સંપૂર્ણમ્.

### માલની છંદ.

અવગુણ અપરાધો, છે અમારા અગાધ,
ક્ષમ કરી પર લોકે, સદ્ગતી થાય માત;
શ્રવણ કરી અમરા, શક્તિ સર્વે વિલાપો,
અતિશય કરૂણાથી, પાપની માફી આપો. ૧
કર ચરણ વડે જે, મે કિધાં કર્મ ખોટાં,
શ્રવણ નયન ચિત્તે, જે કિધાં પાપ મોટાં;
અતિશય કરૂણાથી, દ્યો ક્ષમા માત હું ને,
જય જય કરૂણાબ્દે, હું નમું વિશ્વ તું ને. ૨



# આશ્રય આપનાર સદ્‌ગ્રહસ્થોનાં નામ.

## મુંબઈ.

૫ શેઠ ગોકળદાસ ડોરજી.
૫ ,, જેરામ નારણજી.
૫ ,, જમનાદાસ દેવીદાસ.
૫ ,, મુળજી આણંદજી.
૫ રા. હરીપ્રસાદ સંતોખરામ. દેસાઈ
૫ વૈદ રણછોડજી આણંદજી.
૫ આચાર્ય લધુજી મહરાજ. ચા. મં.
૫ શેઠ રંગીલદાસ ફકીરભાઈ.
૫ બ્રહ્મચારી માધવાનંદ સદાનંદ.
૫ જોશી દેવજી મુળજી.
૪ ડાકટર જમનાદાસ પ્રેમજી.
૪ શેઠ દામોદર જયરામ.
૩ ,, મનમોહનદા૰ દયાળદાસ.
૩ ,, ઠાકરશી મુળજી.
૩ ,, જગમોહનદાસ મંગળદાસ
૨ રા. ઇચ્છારામ સૂર્યરામ. ગુ. પ્ર.
૨ શેઠ જસરાજ મુળજી.
૨ ,, દેવીદાસ હરીવલભદાસ.
૨ ,, ગુલાબચંદ મોતીચંદ.
૨ ,, લક્ષ્મીદાસ નગીનદાસ.
૨ ,, ખટાઉ વીરજી.
૨ ,, લીલાધર હરી.
૨ ,, જેઠા વાલજી
૨ ,, મનમોહનદાસ કાસીદાસ.
૨ ,, લલુભાઈ નાનાભાઈ.
૨ ,, ભાઈદાસ મોહનલાલ.
૨ ડાકતર મોરારજી.
૨ સોની દામોદર ગોકળ.
૨ ,, કાળા ડોસા.
૨ વ્યાસ શીવજી ભાગચંદ.
૨ જોશી દામોદર દુધવાળો.
૨ ,, શીવજી ભાગચંદ.
૨ કલ્યાણજી નારણજી.
૨ પંડ્યા ભવાનીશંકર પુંજા
૨ ચવાડી ત્રીકમજી હરદેવજી.
૨ ભટ કલ્યાણજી નારણજી.
૨ સોમપુરા ઇંદ્રજી ભગવાનજી.
૨ ઠા. કાળીદાસ ધરમશી.
૨ જોશી ગોવીંદજી કરશનજી.
૨ રૂગનાથ પરસોતમ. બુકસેલર.
૨ ઠા. પરસોતમ ધરમશી દલાલ
૧ રા. ઇચ્છારામ ભગવાનદાસ બી. એ
૧ ડા. ચુનીલાલ ગોરધનદાસ ગુદરીય
૧ સવીતાનારાયણ ગણપતીનારાયણ
૧ છગનલાલ ઠાકોરદાસ મો. બી. એ.
૧ વૈદ્ય પ્રાણજીવન મોરારજી દવે
૧ જોશી દેવજી લવજી ફોટોગ્રાફર.
૧ શેઠ ગોવીંદજી મુળજી.
૧ રવજી નારણજી.
૧ શા. જીવનદાસ રૂગનાથ.
૧ સુગળી જેઠા નાનજી.
૧ લવજી જીવરાજ.
૧ ભટ લધા કાળીદાસ

૧ જોશી દયારામ. શેવક.
૧ ખત્રી દામોદર પદમશી.
૧ ,, જેઠા ડુગરશી.
૧ જોશી ભગવાનજી જીવરામ.
૧ ,, હીરજી મેઘજી.
૧ ,, દેવજી જેઠા.
૧ ,, પીતાંબર ચત્રભજ.
૧ ,, મયાશંકર માગજી.
૧ ત્રીકમદાસ દયાળ.
૧ જોશી નારણજી જાદવજી.
૧ ,, ખેતશી રામદાસ.
૧ પ્રેમજી જાદવજી.
૧ શા. લાલજી મનજી.
૧ ભટ દામોદર રામકીશન.
૧ શેઠ જગમોહનદાસ સામળદાસ.
૧ લાલજી પનજી.
૧ નવાડી જેશંકર લાલજી.
૧ ખત્રી હરીચંદ્ર રામચંદ્ર.
૧ ઠા. વાલજી ખીમજી.
૧ શા. નેમચંદ રવજી.
૧ નવાડી લીલાધર મણકેશ્વ.
૧ જોશી આણંદજી. મનજી
૧ ,, માગજી ત્રીકમજી.
૧ વ્યાસ રૂપજી જેકીશન.
૧ વાઘેડા ગોવીંદજી સુંદરજી.
૧ જોશી ઘેલાકીરશંન.
૧ ,, કેશવજી લધાણી.
૧ ,, કુરજી માંપસી.
૧ ઠા. મુળજી ધરમશી.
૧ અબોટી ઓધવજી દેવજી.
૧ દેવશંકર હરજીવન.
૧ વોરા મોરારજી રૂગનાથ.
૧ ઠા. જીવરાજ દામજી.
૧ ,, માનજી માણક.
૧ ,, અરજણ નારાણ.
૧ ,, હીરજી ગોવરધન.
૧ સામજી વસરામ.
૧ જોશી પરસોતમ દેવજી.
૧ ,, વીશનજી કાનજી
૧ ,, કોરજી પ્રેમજી.
૧ ઠા. ભવાન જીવરાજ.
૧ શા. દેવજી કેશવજી.
૧ નવાડી મજુજી હરીરામ.
૧ શા. વેલજી કાનજી.
૧ ગુગળી પીતાંબર પરસોતમ.
૧ ભટ લક્ષમીશંકર જેઠા.
૧ નવાડી કલ્યાણજી પનેશ્વર.
૧ દેશાઇ ગોપાલજી દેવજી.
૧ દવે ગૌરીશંકર જેશંકર.
૧ નવાડી વશનજી ઝીણા.
૧ માં. રામજી કલ્યાણજી.
૧ રાજગોર મોનજી હરદેવજી.
૧ વશનજી હંસરાજ.
૧ જોશી રતનશી મુળશીદાશ.
૧ ,, ચાપશી ચત્રભોજ.
૧ વ્યાસ દામોદર ભાણજી.
૧ હંસરાજ નારાણદાસ.
૧ ખત્રી કલ્યાણજી ઘેલા ખંભાત્રી.
૧ દયાલ પનજી.
૧ રાવળ મુળશંકર જયશંકર.

૧ શેઠ મથુરાંદાસ લવજી.
૧ વોરા નથુ દામોદર.
૧ પાઢ રતનજી કુરજી.
૧ જોશી હંશરાજ રણછોડ.
૧ રાવળ દયાશંકર કલ્યાણજી.
૧ જોશી મથુરાદાશ કાળીદાસ,
૧ દવે ભાણજી વીઠલજી.
૧ રૂગનાથજી રણછોડજી.
૧ શા. ત્રીભોવન શંકરલાલ.
૧ ભવાનીદાશ ભાણાભાઇ.
૧ શા. કાનજી આણંદજી.
૧ શેઠ જગજીવન પરસોતમ.
૧ મેહેતા ત્રીકમદાસ સુંદરજી.
૧ ,, કાનજી પરસોતમ.
૧ મોદી વનમાળી લાધા.
૧ મેહેતા શીવશંકર દયાશંકર.
૧ વાઘેડા વીરજી જાદવજી.
૧ ઠાકર પરસોતમ રણછોડ.
૧ જોશી શંભુ વીરજી.
૧ સોની ગોકળ હીરા.
૧ ,, હીરજી વીરજી.
૧ ,, ત્રીકમજી ભાણજી.
૧ ,, છગનલાલ નાનજી. ગોધારી
૧ ,, દામજી મલભાઇ.
૧ ,, મુળજી રૂપશી.
૧ ,, લીલાધર કાળીદાસ.
૧ ,, ભગવાનજી હીરજી.
૧ ,, લાલજી પ્રેમજી.
૧ ,, ભીમજી વસનજી.
૧ શા. દેવચંદ પ્રેમજી.

૧ શા. હરીદાસ રતનજી ઉરણવાળા.
૧ જોશી કેશવજી ગોવીંદજી.
૧ ઠા. હીરજી ખેતશી ટલાણી.
૧ શા. ગંગાદાસ વીઠલજી.
૧ ,, ભાઇચંદ વનમાળી.
૧ ઉપાધીયા આણંદજી પરસોતમ.
૧ શા. માણેકલાલ દેવીદાસ.
૧ કડીયા ધનજી જીવા
૧ ,, નાનજી લધા. કંટ્રાકટર.
૧ જોશી કાળીદાશ લવજી.
૧ લક્ષ્મીદાસ પરમાણંદાસ
૧ શા. ગીરધરલાલ રવીકરણદાસ.
૧ વીઠલજી કેશવજી.

## જામનગર.

૨૫ સોની જેઠા અંદરજી.
૫ બાવાશ્રી રામપ્રસાદજી.
૫ મયાશંકર. કામેશ્વર.
૪ નાથોજી ગીરધર પરસોતમ.
૩ આચારજ પ્રભાશંકર જેશંકર.
૨ મેતા શંકરજી ગોવીંદજી.
૨ વૈદ્ય મણીશંકર વિઠલજી.
૧ રા. જેશંકર રતનજી. માજીસ્ટ્રેટ.
૧ રા. કેશવલાલ મણીશંકર. મુનસફ
૧ રા. તલકશી દેવજી.
૧ ભગવાનજી વિશ્વનાથ. ગુરૂ.
૧ ગુ૦ મનરૂપગરજી રેવાગરજી.
૧ ઓઝા જટાશંકર પુંજા.
૧ મેહેતા જુગતરામ ગંગારામ.

૧ મેહેતા ઉદેશંકર દોલતરામ.
૧ ,, નથુરામ મોનજી.
૧ ,, મણીશંકર માંડણજી.
૧ ,, રંગીલદાસ ગોપાલજી.
૧ ,, નૃસિંહપ્રસાદ લક્ષ્મીશંકર.
૧ ,, ગીધરલાલ જીવાભાઇ આંબરણ
૧ ,, દોલતરામ મોતીરામ.
૧ ,, રેવાશંકર પ્રાણશંકર.
૧ ,, નૃસિંહલાલ રેવાશંકર.
૧ ત્રવાડી ચત્રભુજ કાનજી.
૧ ઠા. કુરજી લધાણી.
૧ ઠા. મેઘજી ભાણજી.
૧ સોની ખાતા ચત્રભજ.
૧ ,, કાળા મોરારજી.
૧ કંદોઇ મુળજી કલ્યાણજી.
૧ મણીયા દેવજી ત્રીકમજી.
૧ કોઠારી જાદવજી દેવજી.
૧ વ્યાસ કલ્યાણજી ઇશ્વરજી.
૧ દવે કરશનજી જીવરામ.
૧ પંડયા ગંગારમ માધવજી.
૧ ,, કાળીદાશ લાધા.
૧ શા. હરજીવન મુળજી.
૧ જોશી કાળીદાશ જાદવજી.
૧ દવે લક્ષ્મીશંકર રવીશંકર.
૧ ઠા. પરસોતમ મોરારજી.
૧ જેઠાલાલ ભવાની શંકર.
૧ રણછોડ ઓધવજી.
૧ લક્ષ્મીદાશ દામોદર.
૧ વૈદ્ય શંકરપ્રસાદ કરૂણાશંકર.
૧ જોશી મણીશંક કેશવજી.

૧ ત્રવાડી લક્ષ્મીશંકર લીલાધર.
૧ દવે આણંદજી કલ્યાણજી.
૧ વ્યાસ મકનજી નરભેરામ.
૧ પટેલ જસા નાનજી. ચંદ્રાગાંના
૧ સાધુ કેવળદાસ ગોવીંદરામ.
૧ ભટ ડાયા ત્રીકમજી.
૧ કોઠારી ગીરધર ખેતશી જોડીયા વ.
૧ પારેખ દેવજી ખેતસી.
૧ ત્રવાડી વીઠલજી પરસોતમ.
૧ ઠા. સુંદરજી મકનજી.
૧ જોશી દેવજી ઇંદ્રજી

## દ્વારકા.

૨ દવે વેલજી કલ્યાણજી.
૧ દવે દેવશંકર ઇંદ્રજી.
૧ દવે ત્રીકમ વાલજી.
૧ ઠા. વાલજી વીશરામ.
૧ ઠાકર મકનજી જુઠા.
૧ વાયડા જેકરશન ઝીણા
૧ મેહેતા જગજીવનદાસ જેઠાભાઇ
૧ વ્યાસ રતનજી દયારામ.
૧ શેવક ગોકળદાસ જીવાદાસ.
૧ પંડયા ઝીણા દયારામ.
૧ ગોર ભીમજી વાલજી.
૧ વ્યાસ ભવાનીશંકર પુંજા વરવાળે
૧ ઠા. ખીમજી મુળજી.

## બેટશંખોધાર.

૧ ભંડારી જગંનાથજી હરીમંળજી
૧ અધીકારી બળદેવજી આસારામજી
૧ જોશી પોપટ ડોસા

૧ વાયડા કરશનજી જુઠા.
૧ કાનજી નારાણજી. ગુ. નિ. આ.
૧ જેઠા રતનશી. સદર.
૧ હરજીવનદાસ હંસરાજ.
૧ વાયડા ગોકળદાસ નથુ.
૧ ,, મગન દેવકરણ.
૧ ઠા. ખીમજી જેરાર.

ખંભાળીયા.

૨ રા. લાલજી પીતાંબર. માજીસ્ત્રેટ.
૧ રા. રાજારામ વજેરામ વકીલ.

કરાચી.

૫ ઠા. રવજી માધવજી.
૧ દેરાસરી હરીશંકર ઇશ્વર.

રાજકોટ.

૧૦ રા. કેવળરામ માવજી દવે.
૫ રા. લખમીચંદ પીતાંબર.
૩ રા. મુળશંકર દયારામ દવે.
૧ રા. જગજીવન માધવજી.
૧ રા. કાળીદાસ કાનજી.
૧ દવે ઉમીયાશંકર ધનજી.
૧ વ્યાસ કપાશંકર જાદવજી.

જેતપર.

૧ વ્યાસ જીવરાજ ઘેલા.
૧ દવે પરસોતમ હરી.



## આ ચોપડી નીચે લખેલાં ઠેકાણાંઓથી રોકડી કીમતે મળશે.

---

**મુંબઈમાં**—કાળકાદેવી રસ્તા ઉપર રામવાડી પાસે દામોદર ઇશ્વરદાસ લાઇબ્રેરીવાળાની દુકાનેથી તથા તેજ રસ્તા ઉપર ચાહુવાળા દામોદર રતનસી સોમાણીની દુકાનેથી તથા મુંબાદેવીના નાકાપર પંડીત જેષ્ઠારામ મુકુંદજીની દુકાનેથી તથા જકરીઆ મસજીદ આગળ રૂગનાથ પરસોતમ બુકસેલરની દુકાનેથી તથા વડનીગાદીપર વૈદ્ય લક્ષ્મીદાસ લાલજી દવેને ત્યાંથી તથા કોટમાં રૂગનાથજી બુકવેચનારની પાસેથી મળશે.

**કચ્છ માંડવીમાં**—દવે હરી ભગવાનજી ઓખાઇબજાર તથા લાઇબ્રેરીના માસ્તર જીવરામની પાસેથી મળશે.

**તેરામાં**—વૈદ્ય લક્ષ્મીદાસ લાલજી દવેને ત્યાંથી મળશે.

**જામનગરમાં**—દવે ગોવીંદજી ઓધા નાગરવાડામાં તથા વોરા આદમજી અભરામજી અતરીયાની દુકાનેથી મળશે.

**જુનાગઢમાં**—શા. ભગવાનદાસ નથુ ચોપડી વેચનારની દુકાનેથી મળશે.

**ધોરાજીમાં**—સંસ્કૃત પાટશાળામાં પંડીત જેઠા દેવકૃષ્ણને ત્યાંથી મળશે.

**જેતપરમાં**—જોશી શીવરામ વાઘજીને ત્યાંથી મળશે.

**રાજકોટમાં**—વ્યાસ કૃપાશંકર જાદવજી નાગરવાડામાં

**ધ્રાંગધરામાં**—વકીલ ચીકમલાલ ડોસાને ત્યાથી મળશે.

**ખંભાળીયામાં**—ગુજરાતી નિશાળમાંથી મળશે.

**દ્વારકામાં**—વૈદ્ય જાદવજી ચંદ્રજી દવેને ત્યાંથી મળશે